માટે આ ઉપરથી તથા પ્રાચીન સમયની સન્નારીઓના જીવન ચરિત્રો વાંચવાથી સ્પષ્ટ સમજાય છે કે દેશને ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચાડવાનું ઉત્તમોત્તમ સાધન સ્ત્રી કેળવણી છે, પણ તે એવી રીતે આપવી જોઇએ કે શીલ, સંતોષ, સગા સ્નેહિ પ્રત્યે પ્રેમ, વડિલોની સેવા, ગૃહ કાર્ય, બાળરક્ષણ, અને પરોપકાર પ્રત્યે પ્રેમ વિગેરે સુદગુણો આવવા જોઇએ, આધુનિક કેળવણી આપવા કુદરત પણ ના પાડે છે, કારણ કે બન્નેના તન અને મનની રચના જોતાં દેખીતુંજ ઉલટુ છે. ઇશ્વરે બન્નેની પ્રકૃતિમાં આસમાન જમીનનો તફાવત રાખેલો છે. પુરૂષોનું હૃદય કઠણ છે. તેનામાં હિંમત શૌર્ય, સાહસ, બુદ્ધિ વિગેરે ગુણોનો અને વિચાર શકિતનો અધિક અંશ છે. સ્ત્રીની પ્રકૃતિમાં કોમલતાનો અધિક અંશ છે, વળી અવિચારતા. અજ્ઞાપણું. મનોભાવનાની પ્રબળતા, દયા ભાવની અધિષ્ટાત્રી, પ્રેમ, ઉત્સાહ, મમતા, નમ્રતાનું સ્થાન, નાજુક, જરા દુર્બળ, મૃદુ, લાવણ્યતા, તેમનું સ્થળ ગૃહ, ધનનો યોગ્ય વ્યય કરનારી અને ગૃહસંસારને સુખરૂપ કરનારી છે, આ પ્રમાણે સ્ત્રી પુરૂષની પ્રકૃતિમાં ઘણોજ તફાવત છે. જરા તમે પ્રાચીન સમયનો વિચાર કરો, કે તે સમયની સતિસન્નારીઓએ કેવાં કેવાં ઉત્કૃષ્ટ કાર્યો કર્યાં છે, એવા કાર્યો હાલની કોઇ પણ સ્ત્રીથી થઇ શકશે? ન થઇ શકવાનું કારણ કેળવણીનીજ ખામી; સીતા, દમયંતિ, સરસ્વતી, તેમજ બીજી અનેક પ્રાચીન સમયની સન્નારીઓનો પોતાના પતિ પ્રત્યેનો આંતરિક પ્રેમ કેવો હતો? તે આપ પોતેજ સમજી શકશો, યુધિષ્ટર, રામ, કૃષ્ણ, નેપોલિઅન સોક્રેટીસ, વગેરે જગત વિખ્યાત નરોની માતાઓ સારી કેળવણી પામેલી હોવાથીજ તેઓ ખ્યાતિને પાત્ર થયા હતા, કેટલાક પોતાની માતાના વાત્સલ્ય પ્રેમથી કેટલાક પત્નીના પ્રેમથી જગતની અંદર અમર નામ કરી ગયા છે, તેવા ભારતની અંદર વિરત્નો ઉત્પન્ન કરવા માટે ખાસ પ્રાચીન સ્ત્રી કેળવણીની આવશ્યકતા છે. પુરૂષની ખરા છેવટની સાથી પોતાની સ્ત્રીજ છે, તે વિષે મહાભારતમાં કહ્યું છે કેઃ—

नास्ति भार्या समो बंधू नास्ति भार्या समा गतिः ।
नास्ति भार्यासमो लोके सहायो धर्म संग्रहे ॥

પુરૂષોનો ભાર્યા સમાન બીજો કોઇ મિત્ર નથી ભાર્યા સમાન બીજી ગતિ નથી અને આ લોકમા ભાર્યા સમાન બીજુ કોઈ ધર્મ સંગ્રહ કરવામાં સહાયકારી નથી ઉપરોકત હકીકત ધ્યાનમાં લઇ દરેક માબાપોએ વિચારવું જોઇએ કે આપણી પુત્રી જે પુરૂષની સહચારિણી થવાની છે, તો તેનો સંસાર સુખરૂપ ચાલે તોજ પોતાની પુત્રી થએલી સમજવી, માટે દરેક બંધુઓ પોતાની પુત્રીને ગૃહકેળવણી ઉપરોકત સદ્ગુણોનું તેના કુમળા હૃદય ઉપર સીંચન કરવું, તોજ સ્ત્રીઓ કેળવણી પામેલી કહેવાશે અને તોજ તેઓ પોતાના સંતાનોને સારી રીતે કેળવી શકશે. અને તેવાજ પુત્ર રત્નો ભારતનો ઉદ્ધાર કરી શકશે કહેવત છે કે કુવામાં હોય તોજ હવાડામાં આવશે એટલે જો માતા કેળવણી પામેલી હશે તોજ તેઓના સંતાનો નિર્ભય, શૌર્યવાળા, વીગેરે અનેક સદ્ગુણોવાળા થશે તોજ તેઓ દુનિયામાં કામ કરી અમર નામના મેળવશે. માટે બંધુઓ એવી શાળાઓ ખોલવી જોઇએ કે દરેકમાં પ્રાચીન પદ્ધતિનુસાર શિક્ષણ અપાય તો તેથી આપણું ભારત ઘણા વખત થયા આવી કંગાલ સ્થિતિને પ્રાપ્ત કરી બેઠું છે, તે પાછું ઉન્નતિના શિખરે અવશ્ય પહોંચ્યા વિના રહેશે નહિ, એટલું લખી હું વિરમુ છું ॐ શાંતિ

કારતક સુદી ૬ વાર બુધ
સ્થળ—ઊર્મિ આશ્રમ.

લેખક
માધવભાઇ તુલસીભાઇ પટેલ

# ज्ञातिनुं अवदसानु कारण ने उन्नतिनो मार्ग

હાન આપણી જ્ઞાતિની જે અવદસા જોવામા આવે છે તેનું મુખ્ય કારણ પચ છે જો પહેલાની પચ તરફ દષ્ટી કરશુ તો, માનમ પડશે કે જ્ઞાતિનો તમામ વ્યવહાર પચ મારફતે કરવામા આવતો હતો અને પચના આગેવાનો ન્યાય તેમજ જ્ઞાતિમાં ધારાઓ યોગ્ય રીતે ચલાવવાનું કામ સારી રીતે ગ્મા હતા અને તેથીજ જ્ઞાતિમા કોઇપણ જાતના ગુન્હાઓ બની શક્તા નહોતા. આજે કન્યા વિક્રય જેવા મહાન ગુન્હાઓ જે શાસ્ત્ર વિરૂધ્ધ કહેના છે છતા પણ ઠેરઠેર જોવામા આવે છે, હવે જો પહેલાની પચના કાર્યક્રમ તરફ નિરિક્ષણ કરશુ તો માનમ પડશે કે પચના આગેવાનો બુધ્ધિમાન, ન્યાયી, નીતિમાન નીપક્ષપાતી, પરોપકારી નિસ્વાર્થી રહેમ નજરવાળા ક્ષમશીલ, મોટાઇ નહિ માનનારા નિરાભીમાની, પોતાનુ કામ છોડી પારકાનુ ભનુ કરવવાળા, જ્ઞાતિની દાઝ જાણનારા વીગેરે સદગુણો ધારણ કરનારા હતા અને તેથીજ લોકો પચ તરફ માનની નજરથી જોતા હતા અને તેઓનો ઇન્સાફ કબુન કરતા હતાં એનુ કારણ એનુ હોવુ જોઇએ કે આગેવાનો પચનુ કામ એક ધધો ગણતા હોવા ન જોઇયે તેઓ અનુભવીને પ્રમાણીકપણે વર્તનારા હોવાથી જે કાઇ ન્યાય આપતા તે રહેમદિલિ તથા ક્ષમા પણ પક્ષપાત કર્યા વગર આપતા તેથીજ જનસમૂહ માનની દષ્ટીથી તે ન્યાયને વધાવી લઇ તેઓ પર પ્રિતી રાખતા હતા

હવે જો હાનની પચ તથા તેના આગેવાનો તરફ નજર કરીએ તો માલમ પડશે કે તેઓ નવરા, અપ્રમાણીક હલકા રદયના, કન્યાવિક્રય કરનારા, નિચવૃતીવાળા અને વધુ ભાગે સ્વાર્થ હોય છે તેમા કેટલાક છોકરવાદ અને કેટલાક મોટા કહેવડાવવા માટે પટેલ થઇ પડયા છે કોઇપણ અન્ય જ્ઞાતિમા જોશુ તો તેઓની પચના આગેવાન (પટેલ) ઠરેલ અને સત્યને રસ્તે ચાલનારા માનમ પડશે

હવે જ્ઞાતિના ચાલુ કારભાર તરફ નજર કરીશુ, તો માનમ પડશે કે પચના પટેલો ધારાઓ તોડે તેને કોઈ પૂછી શકતુ નથી તેમજ શ્રીમંત કુળમા ગણાતા હોય તેને પણ કાઇ પૂછવામા આવતુ નથી પણ જો જ્ઞાતિના બીચારા ગરીબ અને સાધારણ સ્થિતિના માણસો ગુન્હો કરે તો તેને તરતજ પચ બેસાડી એકદમ દડી કાઢવામા ઢીમ કરતા નથી પણ તેઓ ક્યાથી જાણે કે તે બીચારા તડકો ટાઢ વેઠી બે પૈસા પેદા કરે છે આવી શોકજનક સ્થિતિ આજ કાલ થઇ પડી છે આગેવાનોને જન મોટા ભાઇ કરી મન મનાવવામા આવ્યું હોય, તો અન્યાય કરીને એક પક્ષનુ બગાડવાનુ તેઓ કદી પણ ભૂલતા નથી તેમજ ગરીબોને દડવામા, શકિત વગરના માણુસને જમણવાર કરાવવામા, અને તેમા પોતાની ખોટી મોટાઇ બતાવવામા, તેઓ કદી પણ પાછી પાની કરતા નથી કદાચ કોઈ ગરીબ તેમજ શકિત વગરનો માણુસ જમણવાર નહિ કરે તો મેણા ટોણા મારવામા કશી પણ કચાસ રાખતા નથી તેથી ના છુટકે બીચારા તેવા પેગભરા પટેલોને લીધે બે ટકાનુ વ્યાજ ભરી માથે કરજ કરી જ્ઞાતિ ભોજન કરવુ પડે છે અને તેઓના આવા અન્યાયી કૃત્યો સામે કદાચ જ્ઞાતિના ૫૦—૧૦૦ માણસો સામે થાયતો તરતજ તેઓ જ્ઞાતિને પૈસે જમણવાર કરી તડ પાડવામા દગી પણ દરકાર ગખતા નથી તેમજ પરેન પટેલોમા અગત તકરાર થઇ જાય તો પણ

જ્ઞાતિના બીજા લોકોની દરકાર નગણતાં તડ પાડવા તૈયાર થઇ જાય છે. - આવી રીતે જ્યારે જ્ઞાતિમાં તડ પડી જાય છે. ત્યારે જ્ઞાતિમાં કુસંપના બી રોપાઇ છે. અને જ્ઞાતિનું સત્યાનાશ થવામાં કશું પણ બાકી રહેતું નથી. જ્ઞાતિના કામો સરળ રીતે નહીં ચાલવાના કારણો ઘણા છે, પણ મુખ્ય કારણ બુજ કામો માટે પંચો ભરી જ્ઞાતિના પૈસાનો ખોટો દુરપયોગ કરવો. તેમજ દંડના રૂપિયાની ગેરવ્યવસ્થા કરવી એજ છે.

હાલની પંચ તથા તેના રીતરિવાજ કેવા હોવા જોઇએ ?

પંચનું કામ કસા પણ ઘોંઘાટ વગર શાંત રીતે ચાલવું જોઇએ, સર્વને બોલવાની છુટ હોવી જોઇએ, હરકોઇ કામનો ઠરાવ કરતી વખતે દરેકનો મત લેવાવવો જોઇએ, હરકોઇ ધારો પ્રસાર કરવો હોય તો તે ધારો જ્ઞાતિના હીતમાં હોવો જોઇએ.

પંચના પટેલો જ્ઞાતિને ઉન્નતિપર લાવનારા યોગ્ય કેળવણી દાખલ કરનારા, નિપક્ષપાતી, પરોપકારી, બુદ્ધિમાન, ન્યાયી, જ્ઞાતિમાં ભુખે મરતાં અપંગ અનાથોની દાઝ જાણનારાં, મોટાઇ નહીં માનનારા હોવા જોઇયે

ઉપર પ્રમાણે આગેવાનોને પસંદ કરી આ સમયને અનુકુળતા ધારાઓ ઘડી અમલમાં મૂકવાં માટે નીમવામાં આવે અને તેઓનું આજની પદ્ધતિ અનુસાર કાર્ય વાહક મંડળ સ્થાપવામાં આવે તોજ કાંઇ જ્ઞાતિ ઉન્નત દશાને પ્રાપ્ત કરી શકશે.

હવે આપણે આપણી મૂળ જાતીપર વિચાર કરીએ તો આપણે ક્ષત્રિય કુટુંબના કશ્યપ રૂષિના વંસજો છીએ અને તેના પ્રમાણો રૂગવેદમાંથી નીકળી આવે છે. અને હાલની કેટલીક અટકો તરફ દષ્ટી કરીએ તો આપણે ક્ષત્રિય છીએ એમ સિદ્ધ થાય છે. આપણે આપણું ખરૂં સ્વરૂપ ભુલી જઇ ખોટા અંધકાર રૂપી નિશાના આવરણમાં પડી ગયા છીએ માટે તેવા અંધકારને નાબુદ કરી જ્ઞાન રૂપી દીપકના પ્રકાશથી સ્વસ્વરૂપનું ભાન કરવું જોઇએ.

જ્યારે આપણે ક્ષત્રિય કુટુંબના છીએ એમ સિદ્ધ થાય છે. ત્યારે આપણી જ્ઞાતિમાં ચાલતાં બાળલગ્ન, કજોડાં, કન્યા વિક્રય, સાટા તેખડાં, ગજા ઉપરાંતના ખર્ચ, ફારગતી, બાર વર્ષના લગ્ન, જેવા દુષ્ટ રિવાજોને નાબુદ કરી જ્ઞાતિને ઉદય કરવાના ઉપાયો મેળવા કે જેથી ભવિષ્યમાં જ્ઞાતિની આબાદી થવામાં કશો પણ સંદેહ રહેશે નહિ ૐ શાંતિ. શાંતિ. શાંતિ.

દેવજીભાઇ રણછોડભાઇ–રાંદેર.

# કાલ એ કાલ રહેશે શું?

બાલ—તું જન્મે છે ત્યારથી તારા શરીરપર શીશી ફરજો આવેલી છે. તેનું તને કદાપી ભાન હોતું નથી. ક્રમે ક્રમે જેમ બુદ્ધિમાં વિકાશ થતો જાય છે, તેમ નાજુક ફરજોનું તું પાલન કરતો થાય છે. તે ફરજો તું રમત ગમતમાં અદા કરે છે. નહિ કે તારો ધર્મ છે; એમ સમજીને અને ખરેખર તું સચોટ છે. એમ તું પુખ્ત વય અને પાકટ બુદ્ધિએ પહોંચીશ એટલે કબુલ કરીશ પરંતુ તું તે કામોમાં ગફલત રહીશતો તને તે માટે સોચવું પડશે. અને તે વખતે નિર્દોષ બાળક એમ ધારી તારો બચાવ કરી શકીશ નહિ. માટે થોડી સમજણ આવતાં તારે શું શું કર્તવ્ય પરાયણ કરવાનું છે, તેનું જ્ઞાન વડિલ તરફથી વાકેફ થતો જ અને રમતમાં જે ધ્યાન આપતો હોય તેનું ½ ભાગ માબાપના તરફથી વારસામાં મળતી ફરજો

તરફ ધ્યાન આપ એ ધન રૂપી વારસા કરતાં બહુ બોધક અને પ્રેરક છે જ્યારે ધન રૂપી વારસો એશઆરામ અને આળસુ બનકે ખોટા સંજોગનો ભંડાર છે. તો તે વખતે તારા મનને ન લોભાવતા નાશક વસ્તુ તરફ ધ્યાન ન આપતાં સારા સારા હિતદાયક સુત્રો અને નાની નાની સુબોધ વાર્તાઓ, અને કેટલાક પવિત્ર જીવન ચરિત્રો જેવા કે રામ, સીતા અને પાંડવોની ધાઢ કૃષ્ણ ભક્તિ, આ વિષય તને દુનીઆદારીના કોઇપણ કામમાં લાભદાયક નીવડશે. હાલનો સમય તારા માટે ભારે છે, જમાનો જોખમનો છે, નહિ કે શાંતિનો? જોખમમાં નાવ મુકવાનો છે, નાવને ખરાબા સાથે અથડાવાનું છે, આવું સમજ અને એ એ આગની સાથે બાથ ભીડી તારે પાર ઉતરવાનું છે. જો તે વખત તું કામ છોડી દઇશ તો બાલ તારૂં શું થશે. એનું અનુમાન તારે હાથેજ કરવું બસ છે. શું જગત વિષે તારે નામના કરવી નથી? યશ વહાલો નથી? શ્રવણ માફક તારે માબાપ સેવા કરવી નથી? બાલ જરૂર પ્રશ્નનો ઉતર કાચી સમજ હોય તો વડિલ દવારા આનો ખુલાસો કરાવજે. પરંતુ નકારવાચક શબ્દો ખોલી આ લેખનું તેમજ તારા કુળનું અપમાન ન કરતો લેખકને બાલ સેવા પ્રત્યે બહુજ માન છે અને એ માનને તું તારા હૃદયમાં કોતરી લેજે. લેખક, તને કેટલા સમય પછી બાલ એ ઉપનામથી નહી ઉલ્લેખશે. તને પણ તેના જેવો બલકે વિશેષ જ્ઞાનધારી જોવા માગે છે, અને તેમાજ તારી સેવા રહી છે. બાલ—તારૂં જીવન રસમય છે, એટલે તું તેમાંથી જુદી જુદી જાતના રસપાન કરવા સમર્થ છું, તેમ છતાં હાથનો કોળીઓ હાથમાં રહી જાય તો પછી નવું ભોજન કરવું અને જમવું એ આશા શું સ્વપ્નવત નથી? શું ઝાંઝવાના નીરથી તૃષા શાંત થઇ શકે છે! આવું ખરેખર અશકય છે, પરંતુ અશકય છે એમ ધારી બેસી ન રહેતો કેટલોક શ્રમ તે દિશા તરફ પણ કરજે અને મારા અનુભવથી કાંઇક શીખવાનુ મળશે, અથવાતો પ્રયત્ન શીલ બનીશ.

બાલ—તારે કોને કોને બદલો આપવાનો છે, તેનો તેં ખ્યાલ પણ કર્યો છે! ન કર્યો હોયતો સત્વર કરજે જેમ માતા તારી પાસેથી કાંઇ પણ બદલાની આશા કરે છે, તો પછી આ તારી હિંદ જનેતા, કે જે જનેતાની પણ જનેતા છે અને તારો નવ માસને બદલે દેહ પર્યંત ભાર સહન કરે છે, તો તેનો બદલો આપવા તું બધાયો નથી. ખરેખર કમર કસવાની છે આંખે હાથ દઇ નિદ્રા દેવીને આરાધવી એ તો નામરદનું કામ છે. હું ધારૂં છું અને મને વિશ્વાસ છે કે બાલ— તું નામરદતો નજ હોઇ શકે " ફુલ નહિ ને ફુલની પાંખડી " ધીરે ધીરે પણ સેવા રૂપી બદલો આપતાં શીખ, હું પણ તારા જેવો એક નિર્દોષ બાળક હતો. હું જ્યારે સમજતો થયો ત્યારે મને લાગ્યું કે જે જે મારાપર રૂણ થયું છે, તે મોટું છે. પરંતુ તેથી નાહિંમત તો નજ બન્યો. તો મારી તારા પ્રત્યે એજ પ્રાર્થના છે કે, તું પણ લાંબા વખત સુધી અજ્ઞાન રહે તો નહિ, નહિતો તું પણ મારી પંક્તીમાં આવીશ. ૐ શાંતિ શાંતિ શાંતિ

અપુર્ણ.

મહાશંકર સોમેશ્વર પાઠક.

# कृषिकारो,

( અનુષ્ટુપ )

વિશ્વની રમ્ય વાડીમાં, સદાએ હર્ષથી રમે;
પ્રેમીને પ્રણયી એવા, કૃષિકારો ગણાય છે.
પ્રભુના બાલ મોંઘેરા, આતીથ્ય ધર્મ શીખીયાં;
ઉચ્ચ આનન્દના પન્થે, ઉચ્ચતા પ્રગટાવતા.
ભક્ત એ ભક્તિઓ શીખ્યાં, દિક્ષાઓ પ્રભૂની લીધી,
સ્નેહી એ સ્વજનો માટે, અર્પી છે જીંદગી બધી.
મૈત્રી એ માતા કૃષિના, બાળકો સર્વ એ બધાં;
આનન્દિ એહ બંધુઓ, સ્વજનો આપણા બધા,
પ્રભુ ' તું પ્રેમની દ્રષ્ટિ, સદાએ વર્ષાવજે,
અને આ આપના બાલ, સદાએ સ્નેહ અર્પશે,

જંબુગામ
૧૫-૧૧-૨૦

પંકિત —નરહરલાલ તાપીશંકર

---

# छाफ क राक्षस.

( એક સુબોધક વાર્તા )

રાત્રીના ૮ વાગાનો સમય હતો સ્થળે સ્થળે શાંતી દેવીનું સામ્રરાજ્ય વ્યાપી રહયું હતું મોજી લાં યુવાનો રજની નીરંગયતા નિહાળવા શહેર બહાર નીકળી પડયા હતા. કોઈ સ્થળે સંગીતના મધુર ધ્વનિ સંભળાતા હતા. લંપટ સ્ત્રી પુરષો વિષય વાસના તૃપ્ત કરવા પોતાના સંકેત મુંજબ મળવાની ઇચ્છાથી સુંદર વસ્ત્રો પરિધાન કરી ઉતાવળથી માર્ગ ગમન કરી રહયા હતાં. તે વખતે નિર્મળ તાપી નદીના કિનારાપર આવેલા સુરત શહેરમાં એક સ્થળ પર આપણી વાર્તાનો નાયક ગોવિંદલાલ પોતાના વિશાળ અને સુંદર મકાનનાં આગલા દીવાનખાનામાં એક ઇઝીચેરપર એક પુસ્તક વાંચતો બેઠો હતો તે વાંચવામાં એટલો બધો લિન થઇ ગયો હતો કે, તે સમયે દીવાનખાનામાં દાખલ થતી લાવણ્યમતિ યુવતી તરફ તેનું ધ્યાન પણ પડી શકયું નહીં કેટલોક વખત સુંધી તે યુવતી શાંતપણે તેની પાછળ ઉભી રહી ત્યાર પછી તે યુવતીએ પોતાના કોમળ અને નાજુક હસ્ત વડે તેના નેત્ર પર હાથ મુકયો એટલે ગોવીંદલાલ તરતજ ઉભા થઇ ગયા. અને વિસ્મય થઈ જઇ પૂછયું કે આપ કયારના પધારેલા છો.— તેતો હું જાણી શકયોજ નહીં. તમે શાના જાણો ? તમારે તે આજકાલ વાંચવાનોજ ધંધો— થઇ પડયો છે !—એમ કહી જે પુસ્તક ગોવીંદલાલ વાંચતા હતા તે ઝુંટવી લીધું.

વાંચક તમો વિસ્મયતામાં ન પડશો કારણ કે જે યુવતી આવી હતી તે આપણી વાર્તાના નાયક ગોવિંદલાલની સ્ત્રી કાન્તા કુમારી હતી ગોવિંદલાલે તરતજ કાન્તા કુમારીને પોતાના બાહુબળમાં દબાવીને પોતાની પાસેજ પડેલી એક ખુરસીપર બેસાડી કહ્યું કે પ્રિય કાન્તા !

જે પુસ્તક હું વાંચતો હતો, તે એટલું બધું રસિક હતું કે તે વાંચતા વાંચતા હું એક તાર થઈ ગયો હતો જેથી તમો ક્યારના આવી મારી પાછળ ઊભા રહયા તેની પણ મને કસી ખબર પડી નહીં, તે પુસ્તકમાં મેં વાંચ્યું કે, જ્યાં સુધી સમાન વયના પતિ પત્નિ નથ ત્યાં સુખ પણ નથી અને મન મળ્યા વગરના-લગ્નજ નકામા છે. અને જ્યાં મન વગરના લગ્ન કરવામાં આવે છે. બાળલગ્ન કરવામાં આવે છે. ત્યાં પ્રેમ તો હયંથીજ હોય? આવા લગ્નના પરિણામે પાછળથી સ્ત્રી પુરૂષોના જીવન કષ્ટમય બને છે. અને ગૃહસ્થાસમનું સુખ ભોગવી શકતા નથી તેમજ લખ્યું છે કેઃ—

પ્રીતિ ભર્યું જે લગ્ન છે. તે લગ્ન સાચુ નામ છે.
પ્રીતિ વિનાનું લગ્ન તે, નહિ લગ્ન પણ બદનામ છે.
સુખમય બનાવે જીંદગી જે લગ્ન પ્રીતિથી ભર્યું;
ઝેરી બને છે જીંદગી જો લગ્ન પ્રીતિ વણ કર્યું

વહાલી કાન્તા ! પરસ્પરના વિશુદ્ધ પ્રેમ વિના, એકમેકના હૃદયના પરિચય વિના અને સ્વભાવ તથા વિચારની એકયતા વિનાના લગ્ન આ દુનીયામાં દુંખમય બનાવે છે. અને સેંકડો પતિ પત્નિના ગૃહસંસારમાં કલેહ તથા કંકાસનો બી રોપે છે. દયા વગરના માત પિતાઓ પોતાની ખોટી મોટાઇ મારી પોતાના કુળને દીપાવવા; પોતાની નાની વયની બાળાઓને ઢીંગલા ઢીંગલી જેવી સ્થિતીમાં પરણાવી દઈ, તેનો આખો સંસાર ધુળધાણી કરી મૂકે છે. ધિક્કાર છે એવા માત પિતાઓને કે જાણ્યા છતા પણ તેઓ બાળલગ્ન કરવામાં જરા પણ બાધ ગણતા ..થી તેમજ પોતાની પુત્રીના પૈસા ખાઈ ગમે તેવા યુવાન તથા વયેવૃદ્ધ સાથે લગ્ન કરી, ..તાની પુત્રીઓનું જીવન ઝેરમય બનાવે છે. કાન્તા આપણો ગૃહસંસાર શાંત અને પ્રિતી ..થી જે ચાલે છે. પણ તેમાં માન તમોનેજ છે. કારણ કે તમારે ઘણુંજ સ્હન કરવું પડયું પણ પ્રભુનો ઉપકાર માનો કે આપણી મનોકામના પૂર્ણ થઇ છે.

કાન્તા—વહાલા, આપે જે કયું. તે વાસ્તવિક છે. પણ કેટલાક પુત્રીના માબાપો જાણે કે, કન્યા વિક્રય કરવાથી પાપના પોટલાં બંધાય છે. એવું પોતાના હૃદયમાં સમજે છે; છતાં પણ જ્યારે તેવી તક આવે છે, ત્યારે તેવું નિંદ્ય કર્મ કરવામાં બિલકુલ પાછી પાની કરતા નથી, જેને હરામના તેમજ પારકાના વારસાના પૈસા ખાવની ટેવ પડી ગઇ છે. તે જેમ પોતાના કુળની લાજનો વિચાર કરતા નથી તેજ દુષ્ટ હૃદયના અધર્મી લોકો કન્યા વિક્રય જેવા દુષ્ટ અને નિંદ્ય કામમાં માથુ મારે. છે. હાલના લોકો જે એમ કહે છે કે બ્રાહ્મણોમાં બ્રાહ્મણપણુ રહયું નથી, ક્ષત્રિયોમાં ક્ષત્રિય પણ રહ્યું નથી, તેમજ વૈશ્યોમાં વૈશ્યપણુ રહ્યું નથી. તેનું કારણ પણ એજ મહા ભયંકર કન્યાવિક્રય હોવું જોઇએ,

જે માણસ પોતાનું કર્તવ્ય ભુલી જાય, પોતાના કુળનું ભૂષણ જાળવી શકતા નથી, તેજ લોકો કન્યાવિક્રય અને બાળલગ્ન જેવા ભયંકર દુષ્ટ કૃત્યો કરવામાં જરાપણ લાજ કે શરમ રાખતા નથી હાલ જે આપણામાં છેક ઉઘાડો કન્યા વિક્રય ચાલે છે. તેટલે અમે બંધ અન્ય જ્ઞાતિમાં હોવો ન જોઇએ ! તેમજ શુદ્ર જ્ઞાતિ તરફ દષ્ટીપાત કરીએ, તો તેમાં બલ કુલજ જોવામાં આવતો નથી અને કદાચ હેય તો તે નજીવો ક્યાંક હશે. અને તેથી વીદ્વાન લેકો પણ કહે છે કેઃ—

आददीत न शूद्रोऽपि दुहितां ददन ।
शुल्क हि गृण्हन्कुरुते छन्नं दुहितृ विक्रयः ।
तद्देशं पतितं मन्ये यत्रास्ते शुल्क विक्रयी ॥

અર્થાત—શુદ્ર પુરૂષોએ પણ કન્યાદાન દેતી વખતે દ્રવ્ય લેવું નજોઇએ અને વળી જ્યાં કન્યા વિક્રય કરનારાં જનો જ્યાં વસે છે, તે દેશ પતિત કહેવાય છે. તેવીજ રીતે પ્રાયશ્ચિત હેમાદ્રિસ્કંદ પુરાણમાં કહ્યું છે કેઃ—

विवाहोर्ध्वे विवाहात्प्राकन्यां गौरीमथापिवा ।
रोहिणीं पुष्पिणीं वापियः क्रीणन्कन्यका धनम् ॥
विवाहार्थ मीतिञ् याजं कृन्तया स्वीकरणं चरेत् ।
पितरो नरकं यान्ति स्वयंपत्नी समन्वितः ।
रौरवे नरके घोर वसत्या चन्द्र तारकम ॥
जामातुर विमात्रं स्यात्सावैकिङ्क रिणी भवेत् ॥

વિવાહ થયા બાદ અથવા વિવાહ થયા પહેલાં કન્યા ગૌરી, રોહિણી, તથા પુષ્પિણી કોઇ પણ કુમારીકાઓનું લગ્ન કરનાર પુરૂષ અમુકના વિવાહ માટે આદવ્ય (કન્યાવિક્રય) હું લઉં છું એવી રીતે દગો કરીને જે દ્રવ્ય લે છે, તે પુરૂષના પિતૃઓ નરકમાં પડે છે. અને પત્નિ સહીત પોતે પણ રૈરવ નામના ઘોરનર્કમાં પડે છે. અને તે પુરૂષનો જમાઇ પણ અત્યંત કષ્ટ ભોગવે છે.

આવું અધોગતિને પહોંચાડનારૂં કામ, તથા જીવનને પણ દુર્દશા કરનારૂં કામ, જે કમ ભાગ્ય દુષ્ટબુદ્ધિવાળો હશે તેજ કરશે માટે હવેતો જગનિયંતા કૃપાળુ પરમાત્મા ફરી જન્મ લઈ જેમ પ્રહલ્લાદ જેવા ભક્તોને ઉગારવા અને હિરણ્ય કસ્યપુને મારવા જેમ સહાય કીધી હતી, તેમ કન્યાવિક્રય અને બાળલગ્ન જેવા દુષ્ટ રિવાજો જે આપણા ધર્મ શાસ્ત્ર વિરૂદ્ધ કહેલા છે તે કરનારને આ ક્ષણભંગુર સંસારમાંથી સંહાર કરે, અને યમદુતોને ત્યાં મોકલી તેની યોગ્ય શિક્ષા અપાવે તોજ આ જગતમાં રેવાશે. કારણ કે જ્યાં જોશું ત્યાં એવા દુષ્ટ પાપી પિતાઓ દ્રષ્ટિગોચર થાય છે. ક્યાંક પણ સજ્જન પુરૂષોતો જોવામાંજ આવતા નથી. જ્યારે આ જગતમાં સતપુરૂષોજ નમળે સદગુણી માણસો પણ ન મળે ત્યારે ધર્મતો હોયજ શાનો! જ્યારે ધર્મની નાસ્તિ થઈ ગઇ છે. ક્યાંઇપણ નીતિ જોવામાં આવતી નથી; તો પછી આ ભારત વર્ષનું શું થશે! તેની ઉન્નતિ ક્યારે થશે? અને જે આખા ભારત વર્ષની કંગાળ સ્થિતિ થઇ પડી છે ને હજારો માણસો ભુખે ટળવળે છે જેને પુરૂં ખાવાનું અન્ન પણ મળતું નથી, પહેરવાને પુરા કપડાં પણ મળતા નથી, રહેવાને નાની ઝુંપડી પણ મળતી નથી, તેમ આખા ભારત વર્ષનો ૮૦ ટકા જેટલો ભાગ જે ખેતીપર નિર્વાહ કરે છે તે લોકો તરફ દ્રષ્ટિ પાત કરશું, તો ત્યાં પણ ઉપરોક્ત સ્થિતિમાં તેઓ આજ કેટલોક વખતથી સડી રહેલા છે. માટે હવેતો જેમ ભગવદગીતામાં કહ્યું છે કે—

यदा यदाहिधर्मस्यग्लानि र्भवती भारतः ।
अभ्युत्था नमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ ( નાશ ) થાય છે; અને અધર્મનું જોર વધે છે. ત્યારે હું અવતાર ધારણ કરું છું.

માટે હે દીન દયાળ ભકત વત્સલ પ્રભુ ! તું આ જગતમાં અવતાર લઇ દુષ્ટ અને પાપી લોકોનો સંહાર કર અને તેવા દુષ્ટ પાપી લોકોએ જે ધર્મનો નાશ કરી મુકયો છે. માટે ધર્મ સ્થાપના કરી હમારા ભારત વર્ષને પ્રાચીનકાળ જેવો જાહોજલાલી કળા કૌશલ્ય વાળો બનાવ કે જેથી હમારા આર્ય બંધુઓ, જે ભુખે ટળવળી મરી જાય છે. તે કંઇ ઉચ્ચ સ્થિતિએ આવી ધર્મ શીખી હમારા જેવી અબળા સ્ત્રીઓને વિદ્યા અને ધર્મ શિક્ષણ આપી ઉજ્વળ અને ભાગ્યશાળી બનાવે.

પ્રિય સ્વામિનાથ ! મેં પ્રાચીન ઇતિહાસકારોના જે ગ્રંથ આપે આણી આપેલા છે. તેમાં જ્યારે સતી મંડળ નામનું પુસ્તક વાંચ્યું અને તેનું બુદ્ધિ પુર્વક મનન કર્યું ત્યારે તો હું આશ્ચર્ય ચકિત થઇ ગઇ કે તે વખતનો આનંદ હું મુખેથી પણ આપના આગળ વર્ણવી શકું તેમ નથી, જ્યારે મેં સતી દ્રૌપદી તેમજ સતી સીતાનું જીવન વૃતાંત વાંચ્યું ત્યારે મને તેથી પણ અધિક આશ્ચર્ય થયા વિના રહ્યું નહિં. અને તેજ વખતે મને એમ થયું કે અહાહા ! આ ભારત વર્ષમા તેવી સન્નારીઓ અને સતીઓ કયારે પેદા થશે કે પોતાના ઉત્તમમાં ઉત્તમ ચારિત્રોને ગુણો બતાવી ભારત વર્ષમાં તેના કિર્તીસ્થંભો દટાય, અને તેવી સન્નારીએ તેં પેટે વીરનરો પેદા થાય પણ તે વખત આવેજ કયાંથી ? કોણ જાણે કયા કારણે આ ભારત વર્ષનું ભાવી બગડી રહેલું છે અને અવદશા બેઠેલી છે કે તેવો વખત આવતા કોણજાણે કેટલાક વર્ષ વિતી જશે. માટે હું તો હવે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું કે જેમ બને તેમ જલદી ભારત વર્ષમાં સુખનો ભાનુ પ્રગટ થાય. એટલું કહી કાન્તા પોતાનુ બહનુ કાર્યક્રમ બાકી રહેલું હોવાથી ત્યાંથી ઉઠી ચાલી ગઇ

---

# દ્વિતિય પ્રકરણ.

---

વાંચક આપણી વાર્તાનો નાયક ગોવિંદલાલ તાપી કિનારે આવેલા સુરત શહેરના મહીવરપુરાની ગુંદી શેરીમા રહેતો હતો તેનો બાંધો મજબુત હતો. [illegible] હતો. ધર્મપર તેની આસ્થા સારી હોવાથી તેનામાં દયા, ક્ષમા, ન્યાય, ધર્મ, ઉદારતા વિગેરે સદગુણેનો સમાવેશ હતો, તેમજ માત પિતાની આજ્ઞા પાળવામાં એક સદ્પુત્રની ગણનામાં કહેવાતો હતો. તેણે આધુનિક અગ્રેજી કેળવણીનો અભ્યાસ કરીહાલ તુરતજ બીમ, એ,ની પરિક્ષા પ્રસાર કરી આવ્યો હતો. તે ઉપરાંત ગુજરાતીમે પણ સારો અભ્યાસ કર્યો હતો. અને વેપારી જ્ઞાનની કેળવણી પણ સાથે સાથે પ્રાપ્ત કરી હતી. તેનો પિતા સુરત શહેરમાં સાધારણ સ્થિતિના માણસો રહેનારાઓમાંનો હતો અને તે જાતે ખેતી કરી પોતાનો તથા પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતો હતો તે સિવાય તેની પાસે થોડી ઘણી વડીલો પાર્જીત ધન માલ પણ હતાં. કે જેમાંથી તેણે પોતાના પુત્રને કેળવણી આપવામાં થોડા દ્રવ્યનો વ્યય કર્યો હતો, અને બાકીની મુંડી વ્યાજે લેનદેનમાં તેમજ સાધારણ ધંધા રોજગારમાં રોકતો હતો. તેનુ નામ રઘુનાથદાસ હતું. અને તેનો જન્મ મોઢ ઠીકાર જ્ઞાતિમાં થયો હતો. જ્ઞાતિમાં તેનુ

ઘર એક સરા કુળમાં ગણાતું હતું. અને તેઓ પંચના પટેલ તરીકે આગેવાની ભર્યો ભાગ લેતા હતા, અને પંચમાં કેટલાક દેખીતા સારા કામ કરેલા હોવાથી તેની કીર્તિ પંચના આગેવાનોમાં સારી કહેવતી હતી. તેને બે છોકરાં હતા. એક તો આપણી વાર્તાનો નાયક ગોવિંદલાલ અને બીજો ડાહ્યાભાઈ કરીને હતો, અને એક છોકરી જેનું નામ શુસિલા હતું. જેનું વા ૧૨ વર્ષનું હતું. શરીરે શુભેસિત અને કાંતિમાન હતી, કોમળ હૃદયની દયના રથનરૂપ ગણાતી હતી; તેને તેની માતાએ નાનપણથીજ ધાર્મિક નીતિ, ઘર ઉપયોગી પાકશાસ્ત્ર વીગેરે શિક્ષણ આપ્યું હતું. અને ગુજરાતી ચારેક ચોપડી પણ શીખવવામાં આવી હતી. પણ તે બાળા આજ કાલની બીજી બાળાઓની માફક ઉદ્ધત સ્વભાવની, મોટાઓની આજ્ઞા નહિ માનનારી, શીયળ તોડનારી, વિષયી વીગેરે ગુણવાળી બાળા નહોતી. તેનો સ્વભાવ ઘણોજ શાન્ત હતો, સારઅસારનો વિચાર કરતી હતી. માતા પિતાની આજ્ઞા અવલંબન કરતી નહોતી. અને ક્ષમા, દયા, ઉદારતા વીગેરે, ઉંચ ગુણો પ્રાપ્ત હોવાથી તે પોતાનું પરૂં હિત જેમાં રહેલું છે, લગ્ન શું છે, શીળ કેમ સચવાય છે વિગેરે સારી રીતે જાણતી હતી.

વાંચક, હવે આપણે જ્યાં ગોવિંદલાલ પોતાના સુશોભિત દિવાનખાનામાં બેઠો બેઠો માસિક વાંચે છે, ત્યાં અવલોકન કરીશું તો, માલુમ પડે છે કે આપણી વાર્તાનો નાયક એક તરતના આવેલા માસિકમાંના એક લેખને વાંચતાં તેનું હૃદય દ્રવિભૂત થઇ ગયું છે. અને તેજ વખતે પોતાના રદય કમળથી એવાજ ઉદગારો નીકળી પડયા કે, અરે! મારા ન્નતિ બંધુઓ! તમારી આ કેવી અવદસા થઈ પડી છે, ક્યાં સુધીની કંગાળ સ્થિતી! છતાં પણ હજુ બાળ લગ્ન જેવા દુષ્ટ રીવાજોને છોડી ન દેતાં તેમાંજ સડયા કરો છો? એ કેટલી બધી અફસોસ કરવા જેવી વાત છે. હવેતો સર્વ વ્યાપક પરમાત્મા કંઇ ન્નતિ જનોમાં સારા વિચારો આપે, તોજ કંઈ ન્નતિ ઉન્નત થઇ શકે. એવા વિચારો પોતાના મગજમાં કરી રહ્યો હતો. તેજ વખતે તેની સુરદય સુશીલ ધર્મ પત્નિ કાન્તા કુમારી દીવાનખાનામાં દાખલ થઇ, અને પોતાના પ્રીય પતી પાસે બેસી જઇ, શું વિચાર કરો છો. અને આટલા બધા ઉદાસીનતામાં કેમજણાઓછો વીગેરે પ્રશ્નથી પોતાનો વાર્તા લાપ શરૂ કર્યો.

સ્વામિનાથ! કોઇપણ દિવસ તમો આટલી ઉદાસીનતામાં જણાતા નહોતા. અને આજે આટલો બધો શોક શા અર્થે કરો છો તેની મને સમજણ પડતી નથી. માટે કૃપા કરી જણાવશો. જો કદાચ આપના ઉપર કંઈ દુઃખ આવી પડયું હોય, તો કહો. હું પણ આપની ધર્મ પત્નિ હોવાથી અર્ધ દુઃખની ભાગીદાર છું માટે સત્વર આપના દુઃખી મનનો વિચાર કહેશો તો હું કૃતાર્થ થઇશ.

વહાલી કાંતા, મારા પર કોઇપણ જાતનું દુઃખ આવી પડયું નથી તેમ કશી ફીકર કરવા જેવી બીના બની નથી, માટે તારા રદયને તું કોઇ પ્રકારે દુઃખી કરીશ નહીં. એતો જરા આજના આવેલા શ્રી કૂર્મિ પ્રકાશ ના માસિકમાં એક આપણી ન્નાતિના અવદસાના કારણેનો લેખ આપ્યો છે, જે વાંચી મારા ન્નતિ બંધુઓની થઇ ગયલી સ્થિતિ તરફ વિચાર કર્યો; તેથી તેમના દુઃખો જોઇ મારૂં રદય જરા દ્રવીભુત થયું છે. જેથી તારે કંઇ શોક કરવાનું કારણ નથી, ખેર! હવે હાલ તે તરફ દ્રષ્ટિ ન કરતાં આપણે બીજી તરફ આપણો વાર્તાલાપ

શરૂ કરીએ; કહે વ્હાલી કાન્તા ! આજે જ્યારે તું બેન શુસિલાપાસે બેઠી હતી. ત્યારે તારૂં મન કંઇક ઉદાસ જણાતું હતું. તેમજ શુસિલા પણ કોઇ દુઃખના કારણે આફત આવી પડે તેમ પોતાનું મન પણ ઉદાસ કરી તારી પાસે બેઠી હતી. તે જોઇ તે વખતે તો હું કાંઇ તમો બેઉને પુછી શકયો નહોતો, પણ કહે તે શોક કરવાનું કારણ શું હતું ? તે સવિસ્તર વર્ણન જે કાંઈ બન્યુ હોય તે કહી મારા ઉદ્વેગ પામેલા હ્રદયને શાંત કર.

વ્હાલા ! શું કહું, કહેતાં પણ મારી જીભ ઉપડતી નથી., પણ તે ખીના આપ પાસે નકહું, તો પછી કોને કહુ કે જેથી આવી પડેલા દુખમાંથી બચાવે. જ્યારે હું ઘરના તમામ કામથી પરવારી બેન શુસિલાની પાસે બેસવા ગઇ હતી, ત્યારે તેનો ચહેરો કાઈ ઉદાસીનતામાં હતો. મેં પુછ્યું બેન આજે તમારો શાંત અને પ્રફુલિત ચહેરો ઉદાસ કેમ જણાય છે. કોઈપણ દિવસ તમે ઉદાસ રહેતા નથી અને આજે ઉદાસીનતા પ્રાપ્ત કરી ઉંડા વિચારમાં બેઠા છો, તે કૃપા કરી દર્શાવશો આમ મનમાં મુઝાયાં કરવું અને બળ્યા કરવું તેથી કાંઇ દુખ મટી જવાનું નથી પણ પોતાના મનનો ખુલાસો કરવો કે જેથી આવેલા દુખમાંથી વિરક્ત થઈ શકાય પણ જો મનનો ખુલાશો કરવમાં નહિ આવે તો ઉંધુ દુખ વધે છે, અને તેથી શરીરને પણ દુઃખ થવા સંભવ રહે છે.

ભાભી શ્રી જ્યારથી આ પત્ર મારા વાંચવમાં આવ્યો છે. ત્યારથી માઈં મન ઉદાસ થઈ ગયું છે. અને મને કંઇ સમજણ પડતી નથી. હવે મારૂ શું થશે ? પીતાશ્રીને કોણ સમજાવશે ? અને જેમ જવળા મુખી પર્વત દરેક ચીજોનો ભક્ષ કરેછે, તેમ આ બાળલગ્ન જેવા દુષ્ટ રાક્ષસી રિવાજમાંથી, મને કેણ છોડાવશે ? માટે હે દયાળુ પ્રભુ ! મારા પર દયા કર, એમ કહી આવેલો પત્ર પોતાની ચોળીના ખીસામાંથી બહાર કાઢી મને આપ્યો. અને તે વખતે મેં તે પત્ર લઈ વાંચવા માંડ્યો, જેથી મારા રદયને પણ કાંઈ લાગી આવ્યુ, પણ તે વખતે ધીરજ ન છોડતા શાંત પણે શુસિલાને કયુ કે, બેન ધીરજ ધરો, પરમેશ્વર આપણા પર નિર્દય નહી થાય. હું તમારા ભાઇને સમજાવીશ, અને જેમ બને તેમ જલદી તમારા પર આવી પડેલી આફતમાંથી મુકત કરાવીશ. તમે છેક નાદાન થઈ જઇ બચ્ચાની માફક રોઓછો, તે મને પ્રિય લાગતુ નથી. માટે રોવુ કકલવુ છોડી દઇ ધીરજ ધરો. આપણા શાસ્ત્રો પણ કહેછે કે આપતિ સમયે ધીરજ ધરી માટે તમો શાન્ત થાવ, હું હમણાંજ તમારા ભાઇને આ પત્ર બતાવીશ પછી શુ થાય છે. તે જોવનું છે. ભાભીશ્રી તમો કહો છો તેતો ઠીક મારા ભાઈ અનુભવી છે, તેમજ જ્ઞાતિના આધુનિક ચાલોથી માહીતગાર છે તેથી ભગિની તરફ પ્રેમ દર્શાવી, ઘટતું તો પિતાશ્રીને કહેશે. પણ પિતાશ્રી ભાઇનું કહયુ માને તેમ નથી. તમો જાણો છો કે પિતાશ્રી જુના રિત રીવાજને અનુસરીને ચાલનાર હોવાથી તેમજ પોતાનુ કુલ ઉંચુ ગણાવાથી ખોટી મોટાઇ બતલાવનારા હોવાથી, ભાઈનુ કહ્યું માનશે નહી, અને પોતાનુ ધાર્યું કરશે તેઓ એવુ શું જાણે છે ? કે આમા પુત્રીનો ભવ બળશે અને તેનુ સુખમય જીવન દુષ્ટ થશે માટે હવે તો એમ દુષ્ટ રાક્ષસી લગ્ન કરવા કરતાં મર્ણને શરણ થવુ લાખો ઘણું બેહતર છે. એમ કહી પોતાની પાસે સંતાડી રાખેલી ચમકદાર અણી વાળી છરી કહાડી પોતાની જીદગીને હજારો વાર ધીકકારી આત્મ હત્યા કરવા છરી પોતાના હ્રદય પ્રત્યે ઉગામી.

અપૂર્ણ

દેવજીભાઇ રણછોડભાઇ કાજી

ૐ

# સંસાર ચિત્ર,

નિજ બાળ ન્હાનું પારણે, હજુ હોય હરનિશ ઝુલતું,
ખાતા પીતા નવ આવડે, વળી વાણી શુદ્ધ નવ બોલતું,
માબાપ લેવા લ્હાણ, ઝટ વહેવાઇમાં વાનો કરે,
ધરી માકડું અહી લાકડે, નિજ બાળનું સુખ સૌ હરે.
સમજે ન શું સંસાર એવાં બાળકોને પર ાવતા,
રૂપ ગુણ શીલ પરખ્યા વિના અહા કંઇકનો ભવ બાળતા;
ધિક્કાર એ માબાપને જે બાળલગ્નો આદરે,
બન્ધન રૂઢીનું કાપવા કયમ કોઇ હીંમત ના ધરે ?
બહુ પાયમાલી બાળ લગ્ને જોઇ દીલ દુઃખાય છે,
સદ્જ્ઞાનને વિઘાતણું મોંઢું મીંડું મૂકાય છે.
વય જેમ વધતું જાય ત્યમ ભરવા ઉદર અકળાય છે
ચિંતા વધે ચિત્તમાં શરીરનું હીર બળી જાય છે.
વિક્રા વધ્યો બહુ બાળકોનો હિંદુના સંસારમાં
તેથી ધરોવર લગ્ન બાળકના બને વ્યવહારમાં
વર-વરસ પંચોતેરનો તો હોય વહુ દસ બારની
અથવા યુવતી વય વીશનું ને કંથ ઉમ્મર તેરની
બંધાઇ રૂઢીના બંધને આવા કજોડાં જ્યાં કરે
સંસાર રથ સમ ચક્ર લેશુ ત્યાં કેમ સહે જે સંચરે
નિતીન સમજે પ્રેમની વર-વહુ નિસાસા નાખતાં
ફારસ જુઓ જન રૂઢીને તજતા ન દુઃખ પામે છતાં
લઇ દામ દિકરીના છવે પણ પેટ નીજ નવ ફોડતા
કુળ મોટપે મોહી પડીને બાળકી બસ વેચતા
લીલામ રે નીજ પુત્રીનું એ ધર્મ કહો કયાંનો હરી.
શી રીત એવા રાક્ષસોનો પાપથી છુટકો થશે
મન મિત્રના વિણ કંથ ક્લેશે આત્મહત્યા આદરે
અથવા કરી અતિ ક્રોધ કામિની કુપમાં જઇ પડે
પછી પોક મૂકે દુઃખથી માબાપ એ નરનારનાં
નજરે નિહાળ્યાં ચિત્ર એવાં કૈંક આ સંસારના

રં૦ કિરજ

ओम् तत्सत् परमात्मने नमः

# पतिव्रता महात्म्यं

प्रथिव्यांयानि तीर्थानी सतीपादे पुताम्यपि ।
तेजश्चसर्व देवानां मुनीनांच सतीपुच ॥
પૃથ્વી વિષે જે તીર્થ છે, સતી ચરણમાં તેહ.
તેજ તેમજ સહુ દેવનાં, વળી મુની ગુણગેહ; १.

तपस्विनां तपः सर्व प्रतिनांयत्फलंव्रज ।
दाने फलयंदातृणां तत्सर्वंतासुसंततं ॥
તાપસનાં સહુ તપ વળી, વ્રતિના ફળ જેહ
દાના ફળો દાતારનાં, સહુ તે સતિ દેહ, २.

स्वयंनारायणः शंभु विधाता जगतामपि ।
सुराः सर्वेचमुनयो भीता स्ताभ्यश्चसंततं ॥
નારાયણ પોતે પ્રભુ શિવ બ્રહ્માદિ દેવ,
સર્વે દેવ મુનીંદ્ર જે, ધરે ભય નિત્ય મેવ. ३.

सतीनां पादरजसा सद्यः पूता वसुंधरा ।
पतिव्रतां नमस्कृत्वा मुच्यते पातकान्नरः ॥
સતી તણી પદરજ થકી, ભૂમિ પવિત્ર થાય
પતિવ્રતા વંદન થકી, નર પાપ ટળાય ४.

त्रैलोक्यं भस्मसात्कर्तुं क्षणेनैव पतिव्रता ।
स्वतेजसा समर्थामा महा पुण्यवती सदा ॥
પળમાં સકળ જગ બાળવા સતિ એક સમર્થ
પોતાના તેજે કરી, ટાળે જગના અનર્થ ५.

सतीनांचपतिः साधुः पुत्रोनिः शंकएवच ।
नहिवस्यभयंकिंचिद् देवेभ्यश्च यमादपि ॥
સતી પતિ સુપવિત્ર છે, સતી સુત ભય હીન;
નથી તેને ભય દેવનો, સતીથી યમ પણ દીન ६.

सतजन्म पुण्यवतां गेहेजाता पतिव्रता ।
पतिव्रताप्रसूः पूता जीवनमुक्तः पितातथा ॥
શત જન્મ કૃત પુણ્યથી પુત્રી પતિવ્રતા થાય;
સતી માતા સદા શુદ્ધ છે, જીવન્મુક્ત પિતાય. ७.

पतिः पतिव्रतानांच मुच्यते सर्व पातकान् ।
तयासार्धंचनिष्कर्मी मोदते हरिमंदिरे ॥
પતિ પતિવ્રતા તારનો, મુક્ત પાપથી તેહ,
પતિ સંગિન નિષ્કર્મી થઈ, માલે હરિને ગેહ. ८.

સંશોધક શાસ્ત્રી.

# जनसमाज तथा देशनुं एक गुप्त बल.

તમે પૂછશો તો મનુષ્યોમાં સોએ પોણોસો ટકા કહેશે કે આપણો દેશ નિર્માલ્ય થતો જાય છે, લક્ષ્મી, ધાન્ય વગેરે પરદેશોમાં ઘસડાઈ જાય છે, બંધનો વધતાં જાય છે અને તેથી દેશનું બળ ઘટે છે. દુષ્કાળથી, કરવેરાથી, વિવિધ પ્રકારના હક ન મળવાથી અને પૈસો મળવાના સાધન ઓછાં અને સંકુચિત થઇ ગયાં હોવાથી દેશ દુર્બલ બને છે. કોઇ એવાં કારણો જણાવે છે તો કોઇ કહે છે કે આ દેશનું પુષ્કળ ધન લશ્કરી ખાતામાં અને એવાંજ બીજા કામમાં જતું રહે છે અમલદારોને મોટા મોટા પગારો આપવામાં, કોંગ્રેસજેની સંસ્થાના ખર્ચ પૂરાં કરવામાં અને એવી અનેક શાખાઓમાં ધનનો વ્યય થતો હોવાથી દેશ દુર્બલ થાય છે. કોઇ કહેશે કે આપણા દેશમાં પંચ કરોડ બાવા સધુ ભિખારી વીગેરે ન કમાનાર મનુષ્યો છે, તેમનો ખાવાનો ખર્ચ પ્રજા ઉપરજ પડે છે. અને તેથી દેશનાં બળમાં ઘટાડો થાય છે.

આવાં આવાં અનેક કારણોનો અનેક મનુષ્યો વિચાર કરે છે. અને તેથી 'દેશનું બળઘટી ગયું' એમ માની અસંતોષના ઉદ્‌ગારો કાઢયા કરે છે. મનથી તેઓને ચણચણટ થાય છે, હવે દિવસે દિવસે દેશનું બળ ઘટતું જશે, એજ નિર્ણયપર તેઓ આવતા જાય છે. મોટા મોટા વિદ્વાનો પણ દેશની દુર્બલતા થવાના કારણો વિચાર કરવામાં વિવિધ પ્રકારનાં બળનાં ક્ષયને આગળ અણે છે. તે ખરૂં છે, પણ તે વિચાર કરવાથી અને તેને માટે નિસાસા નાંખ્યા કરવાથી શું દેશના ઉદયના સૂર્ય રશ્મિ આપણી દૃષ્ટિએ આવવાનાં હતાં?

આ સ્થાનેજ વિચારને ફેરવવાની જરૂર છે; તેને બીજી દિશાએ વાળવાની અગત્ય છે, દેશનુ બળ ક્ષીણ થવાના અનેક કારણો વિચાર્યાં તો હવે દેશનું બળ વધવાના કારણોનો વિચાર કરી તેમાં જો પ્રવૃતિ કરવામાં આવે તે આજે અનેક મનુષ્યોનું વિચાર કરવામાં જે બળ નકામું ચાલ્યું જાય છે તે અટકીને તેના વડે દેશને પુષ્ટિ મળે.

દેશના બળને ઘટવાનાં અનેક વિચારો કર્યાં કરીએ તો તેથી શું તેના બળમાં વૃદ્ધિ થાય એમ છે? નહિજ. અને જ્યારે તેમ છે, ત્યારે જે પ્રકારે તે બળ વધે, એમ હોય તેના વિચાર કરવા એજ વાજબી શું ઉચિત નથી?

દેશને પાંચ કરોડ ભિખારી ભાર રૂપ છે. તેમનો ખર્ચ દેશને ભાર રૂપ છે, તેમનો ઉપયોગ કરવામાં આવેતો દેશની ઉન્નતિમાં તેમજ વ્યવહારમાં ઘણી સુગમતા થઇ જાય એમ ઘણા કહે છે. તો દેશમાં તેના કરતાં પણ અત્યંત પ્રમાણમાં સંખ્યાવાળી અને જેનો ઉપયોગ કરવામાં આવે તો એ ભિખારીઓ કરતાં અત્યંત પ્રમાણમાં ઉત્તમ કાર્ય કરી શકે એવી કોઈ પ્રજા નથી? દેશના ખેતરોમાંથી રસકસ ક્ષીણ થાય છે. એમ કહેવામાં આવે છે, પણ અસંખ્ય પ્રમાણવાળી એક પ્રજાની મનોભૂમિ કંઇ કાળથી ઉખર સરખી થઇ પડી છે, તેમાં યોગ્ય ખેડાણ કરવામાં આવે તો શું તે દેશને અને મનુષ્યોના વ્યવહારને અધિક ફલ રૂપ કરી શકે એમ નથી? પરદેશમાં ઘસડાતી લક્ષ્મિથી પ્રાપ્તિ થતી દુર્બળતા કરતાં આપણી એક સંપત્તિનો ભંડાર તે હજી દબાઇ રહેલો છે, તેને ઉઘાડવામાં અને તેનો સર્વોત્તમ ઉપયોગ કરી તેમાંથી બલ પ્રકટાવવામાં આવે તો શું દેશ અલૌકિક સંપત્તિને અધિક પ્રમાણમાં પ્રકટાવી શકે એમ નથી?

અંતરમા રહેલી સત્તા મનુષ્યને વારંવાર પ્રેરણા કરીને ઉન્નતિ પ્રાપ્ત કરવાનુ પ્રાધાન્યસાધન જ્ઞાન છે તેથીજ એ સત્તા નવુનવુ જ્ઞાન પ્રાપ્ત કરવાની દરેક મનુષ્યમા ઇચ્છા સ્ફુરાવ્યા કરે છે

જેમ જેમ મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરતો જાય છે, તેમ તેમ સામર્થ્ય આવિર્ભુત થાય છે જ્યારે સામર્થ્ય આવે છે, કે તરત મનુષ્યના અંતઃકરણમા ઉન્નતિએ જવાની ઇચ્છા થાય છે એવી ઇચ્છાને ફળીભુત કરવામા મનુષ્ય કોઈ પણ દિવસ પાછો પડતો નથી આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઉન્નત સ્થિતિએ જવાની જે જે ભાવનાઓ આવિર્ભુત થાય છે તેને અનુકુળ સામર્થ્ય પ્રાપ્ત કરવામા મનુષ્યે જ્ઞાન પ્રાપ્ત કરવાની પરમ આવશ્યકતા છે અને એજ મનુષ્યનુ પ્રથમ કર્તવ્ય છે

ઉપરોકત હકીકતથી સ્પષ્ટ માલમ પડે છે, કે જ્ઞાન એજ સામર્થ્ય છે મનુષ્ય જે જે પ્રકારનુ જ્ઞાન પ્રાપ્ત કરે છે, તો તેનામા તે તે પ્રકારનુ સામર્થ્ય આવે છે જ્યા સપુર્ણ જ્ઞાન હોય છે, ત્યા સપુર્ણ સામર્થ્ય હોય છે

આ વિષયની અંદર જ્ઞાન, એ ઉન્નત સ્થિતિને પ્રાપ્ત કરવાનુ સામર્થ્ય યા બળ આપે છે મનુષ્યને જે સ્થિતિ અને ઉપાધી તેને અપ્રિય તથા પ્રતિકુળ ભાસતી હોય તેને ટાળીને પ્રિય તથા અનુકુળ સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરી શકે છે, તો આપને કહેવુજ પડશે કે તેનુ પરિણામ જ્ઞાન છે, નાનક, કબીર, નેપોલિઅન, જગત ગુરૂ શંકરાચાર્ય, શિવાજી વગેરે નામાંકિત પુરૂષો પોતાની ધરેલી ઇચ્છાઓ શા સાધન વડે પ્રાપ્ત કરી અમર નામના મેળવી ગયા? તેનુ કારણ તેની ઇચ્છાઓને અનુકુળનુ જ્ઞાનજ બીજુ કંઇ નહી હજુ પણ તમે બારીકાઇથી વિચારો તો તમને માલમ પડશે કે હાલમા દરેક મનુષ્યને જે જે સ્થિતિ પ્રાપ્ત થએલી છે, તેને આજ સુધીમા પ્રાપ્ત કરેલા જ્ઞાનનુજ પરિણામ છે અને એમ હોવાથી પ્રત્યેક મનુષ્યે જ્ઞાન પ્રાપ્ત કરવાના નિશ્ચયો અને વિચારોને બદલવા જોઇએ કારણકે જ્યા સુધી મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરવાના નિશ્ચય તથા વિચારોને નથી બદલતો ત્યા સુધી કોઈપણ દિવસ ઉન્નતિને શિખરે પહોચી શકતો નથી જો તમારે જ્ઞાન પ્રાપ્ત કરી ઉન્નત સ્થિતિએ જવુ હોય તો તમારામા રહેલી ગુપ્ત શકિત યા આત્મા સાથે એકતા અનુભવો જ્યા સુધી તમારા આત્મા સાથે એકતા અનુભવશો નહિ તથા અહંભાવ કાઢશો નહિ ત્યા સુધી તમારાથી જ્ઞાન પ્રાપ્ત કરી શકશે નહિ જ્યારે જ્ઞાન પ્રાપ્ત ન થશે તો તમે ઉચ્ચ સ્થિતિએ કેવી રીતે જઈ શકશો? જેઓ વિદ્વાન તત્વવેત્તા, વગેરે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયા હશે તો તેનુ પરિણામ પોતાના આત્મા સાથે કરેલી એકતા દાખલા તરીકે કોઈ વિદ્યાર્થી ગણિતનો દાખલો ગણે છે, પણ તેનાથી થતો નથી તોપણ હિંમત ન હારતા તે દરરોજ મથ્યો રહે છે, આખર તે દાખલા સાથે એવો તો તદ્રુપ થઈ જાય છે કે તે વખતે આજુબાજુ શુ બને છે તેનુ તેને કશુ ભાન રહેતુ નથી, અને તેટલા વખત સુધી અહંભાવ તેનામા રહેતો નથી જ્યારે અહંભાવ જતો રહ્યો કે તરત દાખલો બેસી જશે માટે બધુઓ તમારે જે જે ઉચ્ચ સ્થિતિએ જવાની ઇચ્છા થાય તેને માટે અનુકુળતુ જ્ઞાન મેળવવાની આવશ્યકતા છે અને જ્ઞાન મેળવવા માટે એકતાર થઇ જવ, એટલે તરત તમે જ્ઞાન પ્રાપ્ત કરી સામર્થ્ય મેળવી શકશો, આ પ્રમાણે આત્મા સાથે એકતા અનુભવવાથીજ માણસ એક વખત રંકનો રાજા, નિર્ધનનો ધનવાન, અભણનો વિદ્વાન થશે મતલબ કે પોતાની

ધારેશી કોઇપણ પ્રકારની ઉચ્ચ ભાવનાને સિદ્ધ કરી શકશે. અને નેપોલિઅન પણ કહે છે કે કાળા માથાનો માનવી શું કરી શકતો નથી. એ અક્ષરસઃ ખરું છે. અને તેનુ પરિણામ આત્મા સાથે એકતા અનુભવીને તદાત્મય થવાનુંજ

જ્યાં સુધી તમે આત્મ પરિક્ષામાં પાસ થશો નહિ. ત્યાંસુધી તમે કોઈ પણ કામમાં ફતેહ પામશો નહિ. માટે બંધુઓ તમારે કોઇપણ કામ કરતાં પહેલાં તમારે આત્મ પરિક્ષા કરવી. જો તમારો આત્મા તે કામ કરવાનાકહે તો જાણવું, કે તમારામાં સામર્થ્યની ખામી છે અને તે સામર્થ્ય પ્રાપ્ત કરવા માટે આત્મા સાથે એકતા અનુભવી જ્ઞાન પ્રાપ્ત કરવું. અને ત્યારપછી તે કામ કરવા માટે તમારા અંતર આત્માને પુછશો તો તમને હા નો જવાબ મળશે માટે બંધુઓ તમારે કોઇપણ કામ કરવાની ઇચ્છા થાય તો તમારે તમારા અંતર આત્માની મંજુરી મેળવવી. જો તમો મંજુરી મેળવ્યા વિના કામ કરવા તતપર થશો તો તમે. અવશ્ય પાછા પડશો.

હાલમાં ઈંગ્લાંડ, જર્મની. અમેરિકા, વીગેરે સુધરેલા દેશો જેઓ પ્રાચીન સમયમાં જંગલી અવસ્થામાં હતા અને તેવા દેશમાં ઉપરોકત હકીકતથી સુધરેલું હિંદુસ્તાન દરેક વસ્તુ પુરી પાડતું હતું. તે સમય હવે જતો રહયો. કાળ કાળનુ કામ કરે છે વીજળીના વેગે જાય છે, અને ગયો કાળ પાછો આવતો નથી. તે અનુસાર. એજ દેશોના મનુષ્યોએ પોતાનામાં રહેલી ગુપ્ત શકિતને કેળવી, પોતાના આત્મા સાથે એકતા અનુભવી અને જુદા જુદા પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરીને, અને હેરત પમાડે એવી શોધો કરી તેઓ ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરી રહેલા છે. અને નવીનવી શોધો કરતા જઇ અધિક ઉન્નત સ્થિતિએ જતા જાય છે. તે હાલ આપણે નજરે જોઇ રહેલા છીએ. તો પણ આપણા ભારતના બન્ધુઓની આંખ ખુલતી નથી, એ કેટલી આશ્ચર્યની વાત છે! આપણા ભારતની એવીજ ઉચ્ચ સ્થિતિ હતી તેને ખોઇ બેસવાનું કારણ એજ કે આપણે આત્મા સાથે એકતા અનુભવવાનું છોડી દઇ, જુજ જ્ઞાનના સામર્થ્ય વડે જે સ્થિતિ પ્રાપ્ત થએલી તેમાં આનંદ માનવા લાગ્યા, જ્ઞાનમાં વધારો કરી સામર્થ્ય પ્રાપ્તીથી ઉચ્ચ સ્થિતિએ જવાનું છોડી દીધું તેથીજ હાલ આપણો દેશ કંગાલ અને અધમ સ્થિતિમાં આવી પડયો માટે બંધુઓ તમારો ધર્મ છે, કે સમગ્ર ન્યાતને તથા ભારત દેશને ઉચ્ચ સ્થિતિએ લઇ જવાનો છે. અને તે કાર્ય પાર પાડવા માટે તમે આત્મા સાથે એકતા અનુભવતા શીખો, એકને એક સ્થિતિમાં પડી રહેવા કરતાં ઉંચ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે જ્ઞાન ને સામર્થ્ય મેળવી ભારતને પ્રાચીન ભારત બનાવો એટલું લખી હું વિરમું છું.
ૐ શાંન્તિઃ શાંન્તિઃ શાંન્તિઃ

લેખકઃ—માધવભાઇ તુલસીભાઈ

# વચનામૃત.

૧ આતો અખંડ સિધ્ધાંત માનજે કે સંયોગ, વિયોગ, સુખ, દુઃખ, ખેદ, આનંદ, અણુરાગ, અનુરાગ, ઇત્યાદિ યોગ-કોઈ વ્યવસ્થિત કારણને લઇને રહ્યાં છે.

૨ એકાંત ભાવી કે એકાંત ન્યાય દોષને સન્માન ન આપજે.

૩ કોઇનો પણ સમાગમ કરવો યોગ્ય નથી છતાં જ્યાં સુધી તેવી દશા ન થાય ત્યાં સુધી સત્પુરૂષનો સમાગમ અવશ્ય સેવવો ઘટે છે.

૪ કોઇને અંતઃકરણ આપશો નહિ, આપો તેનાથી ભિન્નતા રાખશો નહિ; ભિન્નતા રાખો ત્યાં અંતઃકરણ આપ્યું તે ન આપ્યા સમાન છે.

૫ એક ભોગ ભોગવે છે; છતાં કર્મની વૃદ્ધિ નથી કરતો, અને એક ભોગ નથી ભોગવતો છતાં કર્મની વૃદ્ધિ કરે છે; એ આશ્ચર્ય કારક પણ સમજવા યોગ્ય કહેણ છે.

૬ યોગાનુયોગે બનેલું કૃત્ય બહુ સિદ્ધિને આપે છે.

૭ આપણે જેનાથી પટંતર પામ્યા તેને સર્વસ્વ અર્પણ કરતાં અટકશો નહિ.

૮ લોકાપવાદ સહન કરવા કે જેથી તેજ લોકો પોતે કરેલા અપવાદનો પૂનઃ પશ્ચાતાપ કરે

૯ હજારો ઉપદેશ વચનો સાંભળવા કરતાં તેમાંના થોડા વચનો વિચારવા તે વિશેષ કલ્યાણકારી છે.

૧૦ નિયમથી કરેલું કામ ત્વરાથી થાય છે. ધારેલી સિદ્ધી આપે છે; આનંદના કારણ રૂપ થઇ પડે છે.

૧૧ જ્ઞાનિઓએ એકત્ર કરેલા અદ્ભુતનિધીના ઉપભોગી થાઓ

૧૨ સ્ત્રી જાતિમાં જેટલું માયાપટ છે. તેટલું ભોળપણું પણ છે.

૧૩ પઠન કરવા કરતાં મનન કરવા તરફ બહુ લક્ષ આપજે.

૧૪ મહા પુરૂષના આચરણ જોવા કરતાં તેનું અંતઃકરણ જોવું એ વધારે પરિક્ષા છે.

૧૫ વચન સપ્તશતિ પુનઃપુનઃ સ્મરણમાં રાખો

૧૬ મહાત્મા થવું હોય તો ઉપકાર બુદ્ધિ રાખો, સત પુરૂષના સમાગમમાં રહો, આહાર વિહારાદિમાં અલુબ્ધ અને નિયમિત રહો, સત્ય શાસ્ત્રોનું મનન કરો, ઉચી શ્રેણીમાં લક્ષ રાખો.

૧૭ એ એકકે ન હોયતો સમઝને આનંદ ગખતા શીખો.

૧૮ વર્તનમાં બાળક થાઓ, સત્યમા યુવાન થઓ, જ્ઞાનમાં વૃદ્ધ થાઓ,

૧૯ રાગ કરવો નહિ, કરવો તો સત પુરૂષોપર કરવો દ્વેષ કરવો નહિ, કરવો તો કુશીલપર કરવો,

૨૦ અનંતજ્ઞાન, અનંત દર્શન, અને અનંત વિર્યથી અભેદ એવા આત્માનો એક પળ પણ વિચાર કરો

૨૧ મનને વશ કર્યું તેણે જગતને વશ કર્યું.

૨૨ આ સંસારને શું કરવો ? અનંતવાર થએલી માને આજે સ્ત્રી રૂપે ભોગવીએ છીએ.

૨૩ નિર્ગ્રંથતા ધારણ કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરજે; એ લઇને ખામી આણવા કરતાં અલ્પારંભી થજે.

૨૪ સમર્થ પુરૂષો કલ્યાણનું સ્વરૂપ પોકારી પોકારીને કહી ગયા; પણ કોઈ વિરલાનેજ તે યથાર્થ સમજાયું.

૨૫ સ્ત્રીના સ્વરૂપપર મોહ થતો અટકાવવાને વગર ત્વચાનું તેનું રૂપ વારંવાર ચિંતવવા યોગ્ય છે. (તત્વજ્ઞાન)



રજીસ્ટર નં.

ગ્રાહક નં.

શ્રીયુત

ગામ

પોસ્ટ

જીલ્લો

॥ ॐ ॥

तत्सत परमात्मने नमः

# श्री कूर्मि प्रकाश.

પુસ્તક ૧ લું. } સંવત ૧૯૬૭ના માગશર { અંક ૨ જો.



## અનુક્રમણિકા.



તંત્રી અને પ્રકાશક
દેવજીભાઈ રણછોડભાઈ કાજી. શ્રી. કૂર્મિ આશ્રમ રાંદેર
હિન્દુસ્તાનમાં વાર્ષિક લવાજમ પો. સાથે રૂ. ૨-૮-૦
હિન્દુસ્તાન બહાર રૂ. ૩-૮-૦.

# શ્રી કૂર્મિ પ્રકાશના નિયમો

૧ આ માસિક પ્રત્યેક હિંદુ મહિનાની અમાવાસ્યાએ નિયમિત પ્રગટ થશે

૨ આ માસિકનું લવાજમ હિન્દુસ્તાનમાં ટપાલ ખર્ચ સાથે રૂ. ૨-૮-૦ તથા હિન્દુસ્તાન બહાર રૂ. ૩-૮-૦ આગાઉથી રાખવામાં આવ્યું છે.

૩ આ માસિકનું વર્ષ કારતક ૧ સથીજ ગણવામાં આવશે. ભેટનું પુસ્તક તૈયાર થએથી ગ્રાહકોપર મોકલવામાં આવશે. તેનું પોસ્ટ જુદું લેવામાં આવશે.

૪ ગ્રાહકોએ પોતાનું નામ ઠેકાણું ચોકખા અક્ષરે લખી મોકલવું ઠેકાણું બદલતાં તાકીદે ખબર આપવી જવાબ લખતી વખતે ગ્રાહક નંબર લખવા ભૂલવું નહિ

૫ કેળવણી ખેતી, ધાર્મીક, સામાજીક, સ્રી બોધ તથા જ્ઞાતિ સમાચાર સંબંધીના લેખોને હમેશા સ્થાન મળશે.

## લેખકોને સુચના.

૧ દરેક લેખો કાગળની એક બાજુ ચોકખા અક્ષરે લખી મોકલવા કૃપા કરવી. નનામા લેખો છાપવામાં આવશે નહિ.

૨ કોઈપણ લેખ પ્રગટ કરવો યા ન કરવો એ તંત્રીની મુનસફી ઉપર છે પ્રગટ થએલા લેખો માટે લેખક જવાબદાર છે. ના પસંદ પડેલા લેખો મોકલી આપવા બંધાતા નથી.

૩ વર્તમાન પત્રો તથા માસિકના અંગના તમામ પત્રો નીચેને સરનામે મોકલવાં.

દેવજીભાઈ રણછોડભાઈ કાજી.
શ્રી કૂર્મિ આશ્રમ-રાંદેર

---

### જાહેર ખબરોના ભાવ નીચે મુજબ લેવામાં આવશે.

જાહેર ખબરનો દર

| પૂ. ૧. | પૂ. ૦।। | પૂ. ૦। | |
|---|---|---|---|
| ૧૦-૦-૦ | ૫-૦-૦ | ૩-૦-૦ | એક વખત માટે |

કાયમની જાહેર ખબર માટે પત્ર વ્યવહાર કરવો.

### જોઈએ છે.

આ માસિક માટે ગ્રાહકો વધારનાર એજંટો તાકીદે લખો—

કડવા પાટીદાર જ્ઞાતિના સમાચાર લખી મોકલે તેવા સ્વયં સેવકો.

---

આ કૂર્મિ પ્રકાશ માસિક પત્ર શા. ખુબચંદ અમીચંદના ધી સુરત 'જૈનત' એનજીન પ્રી. પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું. ઠે. ખપાટીયા ચકલા સુરત, અને દેવજીભાઈ રણછોડભાઈ કાજીએ કૂર્મિ આશ્રમ રાંદેર ડી. સુરતમાંથી પ્રસીદ્ધ કર્યું.




## अमारी फकीरी

( કાવ્ય ).

અમારી ફકીરી અમને પ્યારી, અમારી ફકીરી,
નથી ના ગમ લગારે કાંઈ, ફકીરી વેશ ધારી,
અમીરી થઇ પડી અકારી, દુઃખ તે દેનારી,
નામ નિશાન હૈ આખરે, જતી નકામી,—અમારી ફકીરી

ગરીબી છે અતિ પ્યારી, શાંત્વત અર્પનારી,
શાંતિમય જીવન, શાંતિ આપનારી,
ખાદી શણગાર ધારી, અન્ય વસ્ત્ર દીધાં ત્યાગી,
ખૂન રાખ્યું એમ જાણી, તૃષ્ણા સુધી લાવી,—અમારી ફકીરી

ભગવી ભારત માતા, ભગવી અમજાતિ,
ભગવું થયું સઘળું; ભગવી નરનારી,
અમીરી તમને, ગરીબી અમને, ગરીબી ભારતી,
નમન હો નમન હો તુંને, અમારી ફકીરી—અમારી ફકીરી

રચનાર.
ગૌરીશંકર સોમેશ્વર પાઠક.
[illegible]

# निर्दोष बालक.

(મન્દાક્રાન્તા)

એ બાળુડું ફરફર કરી સર્વને સુખ દેતું,
હેતું રૂડું વદન મધુરૂં સૌમ્યતા પ્રેરતું'તું;
જ્યારે મૃદુ રસિક કરને ફેરવે એ હવામાં,
ત્યારે સર્વે સુખમય બની હર્ષમાં ઝુલતાં'તાં!

બાળુડાના મધુર સ્વરમાં દિવ્યતા દિસતી ને,
ત્હેના વ્હાલા રસીક સ્વર તે ઉર્મિઓ દિવ્ય પ્રેરે,
આશાઓ કે ઉગરે દુઃખને બ્હારના કહતું એ;
દુઃખો સુખો સમજી સઘળાં ઉરમાં ગુપ્ત રાખે.

ઈર્ષ્યા અગ્નિ હૃદય સમિપે કોઇ દિ આવીયો ના
આશાઓનો ક્રુર રવ કદી ઉરમાં ઉપજ્યો ના;
ચિન્તાઓના ક્રુર નિધિ તણાં બિન્દુઓ ત્યાં ન રેલ્યાં,
ને દ્વેષો એ મૃદુ હૃદયની પાસ આવી શક્યાં નાં.

શક્તિ કોઇ અજબ પ્રભુની એહને પોષતી'તી,
નિર્બુદ્ધિ જે હૃદય કુંળું તેહને પાળતું કો,
ને એ કોની મધુર મધુરી ગોદમાં ઝુલતું'તું,
ને પ્રેમીકા નયન નીરખી બાલ એ ખુશ થતું.

રે! એ વ્હાલું રસીક ઉરતે આજ દુઃખી દિસે છે!
ને ત્હેની એ સકળ વિભુતી આજ ઉડી ગઇ છે!
દ્વેષો કેરા પ્રબળ યુધ્ધમાં બાપડું એ દુઃખાયે,
ને ત્હેનાં એ પ્રણયી નયને અશ્રુની રેલ ચાલે!!

મુગામ [illegible] } — ચન્દ્રશંકર મણીશંકર ભટ્ટ.

# बाल ए क्या रहेशे शुं!

( અનુસંધાન પૃષ્ટ ૮ થી )

જરૂર તું મોટી આશાઓનો પોષકબન, અને ત્યારેજ તું દેશોન્નતિના કામને માટે કંઈક ઉપયોગી થઈ શકીશ. તારે તો હંમેશાં જેમ બલુન હવામાં દોરીના જોરે ઉંચે આકાશમાં ઉડયા કરે છે, તેમ તું પણ આશા રૂપિ વિમાનમાં આકાશને બદલે પૃથ્વિપર પર્યાટન કરતો થા. હવે તારે કર્તવ્ય શીલ બનવાનું છે. દરેક કામનું શંસોધન કરતા શીખવાનું છે. હું ધારૂં છું કે તારી અભિલાષા ખાવું પીવું ને ઉંઘવુ એવી ન હોવી જોઇએ. નહિતો તારી ગણત્રી ખોટી અંકાઇ એમ લેખી શકાશે. દેશ નાયકોએ આરંભેલા કાર્યો અને તે માટે અપેક્ષા ભોગનો બદલો તારા જેવાં બાળકોપર આધાર રાખે છે. એઓની માન્યતા છે કે, એમના પછીની પ્રજા તેમના કામની પુર્ણાહુતિ કરશે. બલ્કે તેમના કરતાં સારૂં કામ કરી બતાવશે, તોજ તેઓ સંતોષ માની શકશે.

બાલ! આખે આર્ય દેશ બાળકોથી ભરપુર છે. અને એ વાત્સલ્ય પ્રેમથી હિંદને એક જાતનો આનંદ દીલગીરીમાં મીશ્રિત થતો જાય છે. એટલે તે ઉજવી શકતો નથી. તેનું શું કારણ હશે? તે જાણવા માટે તેં કદી પ્રયત્ન આદર્યો છે? નથીજ આદર્યો, એમ હિંદની પરિસ્થિતિ પરથી જણાઇ આવે છે. બાલ, જ્યારે તું તારી જનેતા ( હિંદ ) ના સંકટનો ફેંસલો નહિ લાવી શકું તો પછી ભગીરથ કાર્યો કરવામાં તો જરૂર તું નિષ્ફળ થવાનો. તારીપર દેશનું ચક્કર સ્થિર થએલું છે. એટલે કે તારે ચાવી આપવાની છે. જો ભૂલ ખાઈ અવળી દિશામાં ચાવી ફેરવીશ તો જરૂર આ ભૂમિકા—ચકડોળે ચડવાની, તેમાં તું પણ ભોગ થઇ પડીશ પછીથી તારી કુમળી આશાઓનું ઝરણુ સુકાઇ જવાનું ને તારે તૃષાથી પીડાવું પડશે તો તે ઝરણુ સુકાઇ ન જાય અને તેને ચિરંજીવી રાખવા માટે તારે અમીરસનું પાન કરવું પડશે. અમીરસ એકદમ મળવો અશક્ય છે.

બાલ—હવે તું જરૂર અમીરસ સીંચવાનો કારણકે બાળકની તો ટેવજ છે કે જે ચીજ અલભ્ય છે તે મેળવવા પ્રયત્ન કરે છે. એ કુદરત છે પણ તું પ્રયત્ન કરીશ, તો હું તો આનંદ પામીશ. એમાંજ તારો જય રહેલો છે. કારણ કે તે રસ તારા વડીલો ઘણે ભાગે મેળવી શક્યા નથી. કદાપી તને જો મળે તો તું ભાગ્યશાળી કહેવાવવાનો. બેશક તારે ભાગ્યશાળી બનવું અને બીજા નાહાન બચ્ચાંઓને તે રસનું પાન કરતાં શીખવવું. એ રસથી તારી જીંદગીમાં એક નવિન અલૌકિક ફેરફાર થશે. હવે તો તારી ઉત્કંઠા તે રસનું ધ્યાન જાણવા તલસી રહી હશે. હું તને લાંબા વખત સુધી અટકાવીશ નહિ.

બાલ:—સુપક્ષ અને પ્રજામાં વર્તાવતો શાંતિ રૂપિ સંચાર આ બે અમીરસના જબરા સાધન છે. તારૂં લક્ષ્ય બિંદુ આ બે તરફ વધુ હોવું જોઇએ. આથી તું પ્રગતિમાં જલદી આવી શકીશ તારા પક્ષને ઉજવળતો ઓપ ચઢાવી શકીશ. એ ઓપ એવો તો તેજસ્વી છે કે જે વિધુતના પ્રકાશને પણ ઘડીભર વિસારે મૂકે છે. તો હું ધારૂં છું કે, આવા પ્રકાશવાળા તેજને છોડી તું બીજી તેજને ચ્હાઇશ નહિ. હવે તારી ઉત્કંઠાને શાંત થવા આ પુરતું થઇ પડશે. કદાચ તું

કંટાળ્યો હોયતો પણ દિલના ઉપસંહારના લેખકના બે શબ્દોપર ધ્યાન આપી તે પ્રમાણે વ-
તવા પ્રયત્ન કરીશ તો તેના શ્રમનો કાંઇ બદલો મળ્યો એમ હું માનીશ

પ્રિય આપ—તને જો ઉપરનો ફકરો વાચી કંઇપણ લાગણી ઉદભવે તો જરૂર તારા ચારિ
ત્રમાં ફેરફાર થયો એમ માનજે અને ભવિષ્યનું જીવન દેશોન્નતિની પ્રગતિમા દોરજે. થઇ ગએલા
સારા ચારિત્યો અને હયાતિમાં છે, તેમનો તું એક થઇ પ્રભુ શરણને પામે એવું ઇચ્છતો
વિરમતો શાન્તિ........

યુગ ઇન્ડીયા }
ઑફીસ }
અમદાવાદ }

લેખક
મહાશંકર સોમેશ્વર પાઠક.

# કૃષિકારોને સ્નેહાંજલી.



હે ! કૃષિકાર બન્ધુઓ !

તમારા ઉચ્ચ હૃદયમાં પ્રેમ છે, આદર છે, વિવેક છે, વિચારો છે અને દયાના પવિત્ર
અંકુરો છે.

તમે પ્રભુના નનકડા હાથ છો, પૃથ્વી દેવીના પ્રેમાળ્ કિ પુત્ર છો, દયા દેવીના અંકુરો
છો, ઉદારતા અને સૌજન્યતારૂપ વિધાતાના અંકુરો છો, આશા વાદિના—ખંડન—મંડન
કર્તા છો.

ઇન્દ્રના પવિત્ર ભક્તો છો, મેઘ અને વર્ષાના પુનિત આનુયાયી છો, વિદ્યુતના વિચારક
છો, નવજીવનના નવા મણિ છો અને,

તમે, બન્ધુઓ ! તમે,

નિર્મળતાના નિડર શટ છો.

ભાઇઓ !

નિરુત્સાહી ન થશો.

તમારા ઉન્નત લલાટમાં વિશ્વ વિધાતા રમણ કરે છે. માનસિક આશાઓ હર્ષથી વસી
છે, લક્ષ્મી દેવી અમર ઉન્નત માનસિક દેવીની મુદિત મુર્તિ છો, અને એમાં વિધાતાનો
ચિર સ્મરણીય લેખ છે કે—

હે ! વત્સ !

તું આગળ વધ. તું જગતનો પોષણ કર્તા છે. ત્હારા ભાવિ કર્મો ઉપર ભવિષ્યનાં મનુષ્યો
નો આધાર છે. તુ પૃથ્વી દેવીની પૂજા કર જા આગળ વધ.

તહારા પવિત્ર પગલાથી પૃથ્વી દેવી હર્ષમાં ફુલાઇ જશે, વત્સ ! આગળ જા "

બન્ધુઓ !

( પ્રભુએ તમારા હૃદયમાં ઉર્મિઓનો ભંડાર ભર્યો છે, તમારા કુટુંબમાં સ્નેહની સરિ

તાઓ વહી રહી છે, ત્હમારી મિત્રોમાં ઔદાર્ય, અને ગમ્ભિરતાની રમ્ય રસિક ભાવનાઓ ભરાણી છે, અને ત્હમારી ભાવનાઓ વિશ્વની પોષણ કર્તા થઇ પડી છે.

ભાઇઓ!

યાદ રાખો,

મનુષ્યોમાં સૃષ્ટિ સૌંદર્યના અપ્રતિમ નમુનાઓમાં સ્વર્ગપથમાં, દેવમાં, કિન્નરોમાં, અને પવિત્ર વૈકુંઠોમાં, પણ તમારે માટે સ્થાન હોય છે અને ત્હમારા પવિત્ર પુનિત યશસ્વી ચિર સ્મરણીય નવલરસ વસિત કર્મો પુર્ણ રીતે બજાવી એ પવિત્રાસનોમાં આનન્દથી બેસવાને ભાગ્યશાળી અવશ્ય થશો ત્હમે પ્રભુના પવિત્ર હસ્તે તળે એક વખત જરૂર આવશોજ.

કૃષિકારો!

વિશ્વમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરો

ત્હમારા ઉચ્ચ કર્તવ્યની દીગન્નત જ્યોતિ દુનિયામાં પ્રસરો.

ત્હમારા પુનિત ધર્માચરણોનો પ્રભાવ સમસ્ત વિશ્વમાં વિકસો.

ત્હમારા હૃદયમાં ઉલ્લાસ, કૃપા, ઉદારતા અને સંતોષ છે. ત્હમારી વનસ્પતિઓમાં ઔદાર્ય અને પરોપકાર વૃતિ છે, જાનવરોમાં સેવાભાવ છે, સુવર્ણ સંસ્કારોમાં આકર્ષણ છે, ત્હમારા આવાસમાં પ્રાધાન્યપણાનો મધુર રંગ છે અને ત્હમારા આનન્દભર્યા મધુર કાર્યોમાં સ્થળે-સ્થળે યશસ્વીપણુ અને મોહકતા ભરાણી છે.

બંધુઓ!

ઉત્સાહ રાખો

આનન્દથી વિચારો

ઇર્ષાને તિલાંજલી દ્યો

ગંભિરતા અને ઉદારતાને હૃદયમાં સ્થાન આપો.

પ્રભો!

મ્હારા એ બંધુઓને હંમેશાં વૈર્યારે સારી રીતે રક્ષજે ત્હેમના કાર્યોની કદર હંમેશાં વધુ પ્રમાણમાં કરજે

—અને

ઓ વિધાતા! તું હંમેશાં ઉત્તમ પ્રતિના લેખ મ્હારા એ બન્ધુઓનાં વિશાળ લલાટમાં આ થીયે વધારે ઉત્તમ રીતે લખજે.

જંબુગામ } પંડિત નટવરલાલ તાપીશંકર.
૨૪-૧૧-૨૦ }

# ખેતી વિષે કંઇક



કેટલાક અજ્ઞાન મનુષ્યોના હૃદયમાં એવો વિચાર હોય છે કે:—" દ્રવ્ય હોય તો કશાની જરૂર રહે નહિ " ઉપલક રીતે જોતાં તો આ ધારણા કદાચ સત્યતાપૂર્ણ જણાશે, પરંતુ સ્હેજ ઉંડા ઉતરો, આપણી આસપાસ નવપલ્લવતા પુર્ણ વનસ્પતિ; મન્દ મન્દ લહરી અને વહેતી સરિતા; હરિયાળાં ક્ષેત્રો આમાનું કંઇ ન હોય, માત્ર સર્વત્ર દ્રવ્યજ વિસ્તરેલું હોય, તો દ્રવ્યનો આ વિપુલ સમુદાય આપણા કંઇ પણ ઉપયોગમાં આવશે? નહિજ. ત્યારે આપણા જીવનનાં પોષણ માટે શાની જરૂર છે? આસપાસ હજારો સરિતા વહેતી હોય, મ્હોટા મ્હોટા પર્વતો અને અગણિત દ્રવ્ય હોય, પરંતુ ધાન્યના એક પણ કણ સિવાય તે સરવે નકામાંજ છે. જ્યારે ધાન્ય એ આપણી જીવન વેલીને પોષી પ્રફુલ્લિત રાખે છે, ત્યારે તે કેટલું બધું ઉપયોગી ગણાય! અને તેને ઉત્પન્ન કરનાર કૃષિમાતા પ્રત્યે સ્નેહાળ ભાવો દર્શાવવાની કેટલી બધી આવશ્યકતા? ભારત વર્ષમાં તો પરાપુર્વથીજ કૃષિમાતા પ્રત્યે અનહદ પ્રેમભાવ છે. તેના અધિષ્ઠાતા સૂર્ય અને વરૂણની સ્તુતિનાં પદો પુરાણા પુસ્તકોમાં લખાયેલાં છે. દુર્ભાગ્યે અત્યારે એ તરફ દુર્લક્ષ અપાયું છે! તેના પ્રત્યે આભાર દર્શાવી તેને અધિક ફળવતિ કરવા માટે માત્ર જાહેર ચર્ચાઓ અગર લેખો લખ્યા વિના વધુ પગલાં લેનાર મનુષ્યો ગણ્યાં ગાંઠ્યાજ છે!! આપણા જીવનનો સઘળો આધાર જેના ઉપર છે, તે કૃષિમાતાને અધિક ફળવતિ કરવાની, કૃષિકારોને નવિન યોજનાઓ બતાવી તેમના પ્રત્યે સ્નેહભાવ દર્શાવવાની આવશ્યકતા મનુષ્ય માત્રને ફરજ રૂપ છે.

આધુનિક સમયમાં કેટલાક કૃષિકારોની દારિદ્રાવસ્થા આપણી સમક્ષ જણાય છે, અધિક! આવી અવસ્થા માટે કૃષિમાતાને દોષ દેશો નહિ, તે દયાળુ જનનિ તો પોતાને સેવનારને હેવ યથાયોગ્ય બદલો આપ્યાજ જાય છે, પરંતુ દુર્ભાગ્ય વશાત કેટલાક સંયોગો તેમને આવી અવસ્થામાં લાવી મુકે છે. કૃષિકારોને અવનતિના ઉન્ડા ખાડામાં નાખનાર કારણોમાંના નીચે જણાવેલા કેટલાંક કારણો મુખ્ય છે.

૧ પહેલું કારણ તો વણિક લેણદારની નીચ વૃતિ છે, આખું વર્ષ તન તોડ મહેનત કરી, તાપ તડકો સહી જે માલ પકવ્યો હોય છે; તેમાંનો થોડો ભાગ સરકારનું મહેસુલ ભરવામાં જાય છે, જે બાકી રહે છે તેમાંનો ઘણો ભાગ તો આ વણિક લોકો ઉપાડીજાય છે, અને પારકે પઇસે પરમાનંદ કરે છે. આ વર્ષનું વ્યાજ બીજા વર્ષમાં અને બીજાનું ત્રીજા વર્ષે આમ ઘટમાળ ચાલ્યા કરે છે, અને આ નીતિમાં કૃષિકાર અને તેનું કુટુંબ દિન પ્રતિદિન ઘસાતું જાય છે. બીચારા કેટલાક કૃષિકારો આ બધું સમજે છે, પરંતુ કાંઇ બોલી શકતા નથી; કારણ કે બીજે પ્રસંગે દ્રવ્ય અથવા એવીજ બીજી વસ્તુઓ માટે તેમને ત્યાં જવાની તેઓને ફરજ પડે છે! જો આ લોકોને દ્રવ્ય અથવા બીજી જોઇતી વસ્તુઓ થોડા વ્યાજ માટે કોઇ કોઇ સજ્જન નિરવાર્થી ભાવે આપે તો વણિકોની આ કુટિલ નીતિમાં ફસાવા કોઇ ખેડુત ભાગ્યેજ દોરાશે પરંતુ આવા સજ્જનો નિભાવવાના પ્રસંગની હજુ રાહ જોવી પડશે,

મહાશય! જે કૃષિકારો દેવાથી વિમુખ હોય વણિક સાથે વધુ વ્યવહાર રાખતા નથી તેઓની સ્થિતિ તરફ નજર કરો, તરતજ સમજાશે કે કૃષિમાતા તો સદૈવ યોગ્ય બદલો વાળી આપે છેજ. આમ છતાં જે જે કૃષિકાર બન્ધુઓને વણિક સાથે સબંધ રાખવો પડે તેમજ હોય તો તેઓએ ખાસ યાદ રાખવું કે કોઈ પણ સબળ કારણ સિવાય દેવું કરી મિથ્યા ખર્ચ કરી શાબાશી મેળવવી અને હાથમાં દિવો લેઇ કુવે પડવું એ બન્ને સરખાં છે. દેવાના ફળ કદાચ પોતાને નહિ જણાય તોપણ તેમનાં પુત્ર-પુત્રાદિકને તો જરૂર શોષવું પડશેજ. "ખેતિવાડી વિજ્ઞાન" ના ઉત્સાહી તંત્રી મહાશયે જે સુચનાઓ આપેલી છે, તેમાંની નીચેની એક અગત્યની સુચના પ્રતિ દૃષ્ટિ કરવા ખાસ વિનંતી કરૂં છું. "વિવાહ વાજનમાં તેમજ માબાપના કારજ માટે દેવું કરવું નહિ, ને ગજા ઉપરાંત ખર્ચ કરી ફુલણજી થવું નહિ, અને ખોટી વાહવાહ કહેવરાવવા લલચાવું નહિ."

(૨) બીજું સબળ કારણ દુષ્કાળ છે- આપણા દેશમાં થોડાં વર્ષોથી તો ઉપરા ઉપરી દુષ્કાળો પડવા માંડયા છે. ખેડુતોની સ્થિતિ શોચનિય થઇ પડી છે. વર્ષાદ નિયમિત ન આવવાથી આ દશા થઇ ગઇ છે, વર્ષાદ પણ ક્યાંથી વરશે? દેશમાં ઠેર ઠેર દુષ્કાળની પ્રબળ રાક્ષસી માયા પ્રસરી દેશના અણપુગ્યાં બાળકોનો નાશ કરવાનાં પ્રયત્નો કરે છે! પ્રભુ! પ્રજાનાં દોષો પ્રતિ લક્ષ ન રાખતાં પ્રતિ વર્ષ સર્વત્ર વૃષ્ટિ કરાવતા રહેશો.

(૩) ત્રીજું કારણ દારૂથી થતી બરબાદી છે, ઘણા કૃષિકારો તેની નિશામાં ચકચુર થઇ પડયા રહે છે, નથી રહેતું તેમને શરીરનું ભાન, નથી રહેતું ખેતરોનું ભાન; કે નથી રહેતું ભવિષ્યનું ભાન! હાથે કરીને "આવ બલા પકડ ગલા" જેવું કરનારા કૃષિકારો ને શું કહેવુ? આ બદી નષ્ટ કરવા માટે ખાસ રાજ્ય તરફથી પ્રયત્નો થાય-અગર પ્રજા સ્પષ્ટ રીતે દારૂના દુર્ગુણોનું દ્રષ્ટ જોઇ શકે ત્યારેજ કાંઇ ફળ પ્રાપ્તિ થાય નહિંતો એક તરફ દુર્દશા દેશને ડુબાવતી રહે અને બીજી તરફ આપણા એ બંધુઓ દારૂની ઉમદા મોજ (?) ચાખ્યાં કરે!! આનો નાશજ નહિ આવે, અને કૃષિ વિદ્યાનું માન ઘટશે. વિશ્વને પોષનાર બન્ધુઓનાં તનુજો ગૃહે ગૃહે ભિક્ષા માગવા નિકળશે.

(૪) ચોથું અને છેલ્લું કારણ એજ છે કે "બાપના કુવામાં બુડી મરવું" એવો જે ધારો હિંદુઓમાં પ્રચલિત છે તેને અવલંબીને કૃષિકાર બન્ધુઓ પ્રતિદિન વર્તે છે. હજારો વર્ષ પૂર્વે જે ઓજારો વપરાતાં હતાં તેજ ઓજારો અત્યારે આપણે જોઇએ છીએ, તેમાં કાંઇ ફેરફાર નથી થયો, કે નવાં ઉપયોગી કાંઇ ઓજાર વધ્યા નથી! ઉલટું ઓજારો વધારે તકલદી અને ટાપટીપીયાં બન્યાં છે. આવા વખતમાં અધિક પાક ઉતરાવવાની આશા નિરર્થક છે. જો કે લોઢાનાં ઓજારો વાપરવા આપણા કૃષિકારો અશક્ત છે, બીચારાઓ પાસે લાકડાનાં સાધનો મેળવવા જેટલો પણ દ્રવ્યનો અભાવ હોય, તેમને એવાં કિંમતી ઓજારોની સલાહ આપનાર મૂર્ખજ ગણાય. પરંતુ જેઓ સારાં સાધનો વાપરે તેવી શક્તિવાળા હોય છે. તેઓ પણ જુનાં પુરાણાંજ ઓજારો વાપરે છે. તેઓ ધારે છે કે "અમારા બાપદાદા આજ સાધનો વાપરતા હતા" તેઓ ભુલી જાય છે કે જમાનાના ફેરફાર સાથે નવા અને યોગ્ય સુધારા સ્વીકારાય તો અત્યંત લાભ થાયજ.

હવે ખેડુતોને એકાદ બે નમ્ર સલાહ આપવી ઉચિત ગણું છું.

**ખાતરઃ**—ખેતિમાં અતિ અગત્યનો ભાગ ખાતરનો છે. આપણા દેશમાં હાલ આ વિષય તરફ પણ જોઈતું લક્ષ પહોંચાતું નથી. વર્ષે વર્ષે એકાદ વખત કચરાનું એક ગાડું ઠલવ્યા સિવાય વધુ કાંઈ કરવામાં આવતું નથી. કપાશની લાલચુ રોપણીમાં મુગ્ધ થઈ કૃષિકાર ભાઈઓ તેનેજ પ્રતિવર્ષ રોપે છે. સામટે મેળે જોતાં ધાન્યની રોપણી કરતાં કપાસની રોપણીમાં કાંઈ પણ લાભ થતો નથી. રોકડા પૈસા હાથમાં આવતાં મોહિત થવાય છે, પરંતુ નથી સમજાતું કે ધાન્યના ભાવ પ્રથમ કરતાં, બમણા તમણા વધે છે, અને હજુએ વધશે આમારૂં એમ કહેવું નથી કે કપાસ નજ રોપશો. પરંતુ પંચ ક્ષેત્રોમાંથી બેમાંતો અવશ્ય ધાન્યની રોપણી કરો. ઢોરનું છાણ મુતર એ ઉતમ પ્રકારનું ખાતર છે, પરંતુ બળતણનાં અભાવે છાણા થાપી તેનો ઉપયોગ બાળવામાં કરાય છે. આ રીતે મુખ્ય ખાતરનો આપણે હસ્તેજ નાશ થઈ જાય છે. શરીરને તંદુરસ્ત રહેવા માટે જેમ ખોરાકની જરૂર હોય છે, તેમ જમીનમાં દરેક લાગેલા તત્વ ચુસાઈ ન જવાં માટે ખાતરની ખાસ જરૂર છે.

**બીની પસંદગીઃ**—મોસમ વખતે ઉતાવળમાં બી લાવી જેમ તેમ રોપી દેવામાં આપણે કેવી ગંભીર ભુલ કરીએ છીએ! સળેલા દાણા, છોડા, ભુસો ઇ, નકામી વસ્તુઓ બીને નુકસાન કરે છે. અને તેથી જોઈતો પાક ઉતરી શકતો નથી. દરેક કૃષિકારે બીની પસંદગી ખાસ જાતેજ કરવી જોઈએ પ્રયત્નથી સારાં બી સંઘરી શકાય છે. યુરોપના એક ગામડાના એક ખેડુતની વાર્તા આ સબંધમાં વધારે લાભદાયક થઈ પડશે. તે ખેડુત એક વખત પોતાના ઉત્પન થએલા પાકના ઢગલા પાસે બેઠો, અને તેમાંથી સારા મોટા જોઈ થોડા દાણા ઉપાડી લીધા. બીજે વર્ષે તે દાણા અમુક સારી જગ્યામાં વાવ્યા, અને તેનાં થએલા પાકમાંથી પાછાં ફરી સારાં દાણા સંઘર્યા. આ રીતે પ્રતિવર્ષ કરી તે કૃષિકાર સારા બીનો વ્યાપારી થયે; અને મન પસંદ પાક ઉતારવા લાગ્યે.

હવે આપણે સ્વ૦ ફાર્બસકૃત "રાસમાળા" માંનું ખેડુત અને વ્યાપારીઓના સબંધનું એક અવતરણ લેઈ અત્રેજ વિરમીશું.

"ખેડુત પાસે રોકડા નાણાં હોતા નથી, તેથી એ ઘડી સુધી રાત્રે દીવો બળે તેટલું તેલ અથવા મીઠું મરચું વિગેરે પરચુરણ સામાને દાણા કે કપાસ આપી ખરીદ કરે છે. તેઓને પોતના માલના ભાવની ખબર હોતી નથી; વણીક જેટલું દ્રવ્ય આપે છે તેટલું તે લે છે. વળી વણીક પોતાનો ભોળો ઘરાક બનાવવા તેને થોડું વધારે આપે છે, અને જાણે છે કે આ રીતે આપણું કામ સર્યું તે ઠીક થયું. આ પ્રમાણે જે કાચું પાકું એકઠું થાય છે, તેને વણીક શહેરમાં લાવી સારે ભાવે વેચી પોતાની મુડીમાં વધારો કરે છે"

* * * * * *

"ખેડુતનો બળદ મરી ગયો હોય તો બીજો ખરીદવા પેલો વણીક તેને વ્યાજે નાણાં ધીરે છે, અથવા બીજો પ્રસંગ હોય ત્યારે થોડું આપી પણ ઉતારે છે. કોઈ વખત ખેડુતને નાણાંની જરૂર પડે છે, ત્યારે પેલો ચેનેશ્રી વણિક કહે છે કેઃ—હાથમાં મારી પાસે કાંઈ નથી પરંતુ પાડોશીના ગામમાંથી મારે નામે તને અપાવું". વળી લગ્ન જેવા માંગળિક પ્રસંગે તે કહે છેઃ—આવા પ્રસંગો વારે વારે આવનાર છે? આમાં ખરચેલા પૈસા નાંખી દીધા કહેવાય નહિ પૈસા પેદા કરવા એ તો સહેલુ કામ છે ઇ, ઇ. વળી કોઇ કોઇ વખત કહે છે કે "અને તમારો સંપૂર્ણ ભરોસો છે. તેથી જેટલા જોઈએ તેટલા રૂપિયા અપાવીશ." આ પ્રમાણે તેને ઉધાર આપી દેવાનું ઉત્તેજન આપી ભુરાડે છે.

ઉપરોક્ત અવતરણ આપણા કૃષિકારો માટેજ છે, હાલમાં કેટલાક ભણેલા ખેડુતો ચોકખે ચોકખો હિસાબ રાખી વણિકની નીચવૃત્તિ પોષવા દેતા નથી પરંતુ હજુ પણ કેટલાક કૃષિકારો તો તેમની કુટિલ જાળમાં સપડાયેલાજ રહેછે! વિભુ! તેમને સત્વરે ચૈતન્ય સ્ફુરાવો અને ભારત વર્ષ પુનઃ ઉન્નતિના શૃંગ ઉપર ચઢાવો! અસ્તુઃ

કિં બહુના કુશલેષુ ?

જંબુગામ,<br>રેવાકાંઠા, } ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ.



# દુધ ઘીથી વીહોણા ખેડુતો.



વાંચકઃ—તું પણ બહુ જ્ઞાનિ હોય એમ લાગે છે. નવીન વિષયો ચર્ચતો અને તેનું દિગ્દર્શન કરતો જાય છે; જેથી આ લેખકને આનંદ થાય છે. હજુ મને લાગે છે કે એક બાબત તારે જાણવી જરૂરીઆતની છે. તે હું તારી આગળ રજુ કરીશ.

હાલમાં દુધ—ઘીની અછતનો કેટલો ગંભીર પ્રશ્ન ઉભો થયો છે. તેનો બરોબર ફેંસલો થયો નથી, બલ્કે જરા શાંત થયા પછી વધવાના પોકારો બોલી રહ્યા છે, "બળતામાંથી ઉમેરીએ" તેની પેઠે મેઘરાજાની અકૃપાને લઇ, આ કારણને જબરો ટેકો મળ્યો છે. વધારામાં દિને દિને વધતો જતો હોટલોનો પ્રચાર, એથી પણ મોંઘવારીમાં વધારો થતો જાય છે. એથી પણ વધારે દીલસોજી ઉપજાવે એવા બનાવો—કસાઇ ખાતામાં અને પરદેશ ખાતે મોકલવામાં આવતી ગાયો. જ્યાં આવી વિષય સ્થિતિ હોય, ત્યાં આપણે સુખથી અમન ચમન કરીએ અને ખેડુતોની સ્થિતિ માટે લગારે વિચાર પણ ન કરીએ, એ શું કર્તવ્ય યા ભૂષણ કહેવાય ?

આજ કાલની પ્રજાના ચહેરાપર લગારે શૂરાતનનું ચિન્હ પણ દેખાતું નથી. જેનાપર શરીરનું બંધારણ થએલું છે. અને તેની જ્યારે અછત થાય એટલે પછી હલકા અને સત્વ હીન માલનો ઉપયોગ લેવો પડે. જે પ્રજા એક વખત દુધ-ઘીમાં રચી પચી હતી. તેને આજે દુધ-ઘી વગર વલખાં મારવાં પડે છે. (શરમ) આ પણ એક જાતનો બહિષ્કાર થયો કહેવાય. આ બહિષ્કારથી આપણે રાજી થવાનું નથી. પરદેશ ખાતે ઢોરમાંથી બનતી ચીજોનો બહિષ્કાર કરવું માનો પ્રબંધ કરી, હંમેશ માટે તે ચિરંજીવી રાખીશું તો તે બહિષ્કાર યોગ્ય ગણાય. "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો" આ કહેવત પ્રમાણે હાલમાં વર્તન થઇ રહ્યું છે. પોતાના છોકરાંના મોંમાથી દુધ-ઘી લઇ, દેશાવર ખાતે ચાલો કેરી વાટે દેશાવર ચઢાવવું ને હિંદુસ્તાનની નાનકડી પ્રજા, કે જેની પર અત્યારે મોટી આશાઓ રચાઇ છે અને ભવિષ્યમાં, આદરેલાં પ્રયત્નોનો સચોટ બદલો તેજ સ્વરાજના રૂપમાં આપવાનો છે, તેને આવા પૌષ્ટિક પદાર્થોનો અનાદર કરાવી–ખાટી છાસ ખાઇ તેમનું જીવન લંબાવવું—ખરેખર આર્ય, તારે શરમાવવા જેવું છે. જો કંઇપણ તને લાગણી થઇ હોયતો જરૂર આજથી પ્રતિજ્ઞા કર કે દેશાવર ખાતે જતી ગાયો તરફ તારૂં દુર્લક્ષ હોવું ન જોઇએ. બલ્કે તારો એમાં દલાલી તરીકેનો પણ હિસ્સો હોવો ન જોઇએ. તને શું તારા પ્રિય દેશ માટે લાગણી નથી ! હોવી જોઇએ, એમ આ લેખકને તારા પ્રત્યે વિશ્વાસ છે.

ગોવધ આર્ય પ્રજાના પીનલકોડમાં એક મહાન ગુન્હો ગણાતો; હવે તો તે જમાનો વહી ગયો છે. તોપણ આ બાબતમાં આપણા રાજ્યધારી નામદાર જરૂર કાંઇ કરી શકે તેમ છે. ખેડુત હાલના કટોકટીના સમયમા પોતાનું ગુજરાન નિભાવવા અસમર્થ છે તો પછી શહેરીઓની ફરજ છે કે બહારનો ભાર તેઓએ ઉપાડી લેવો એટલે કે જો કદાપિ ભૂખમરાથી પીડાતા હોય એવા ઉપદેશથી તેઓ અજાણમા ગૌધનનું પરદેશ ખાતે વેચાણ કરે એ સંભવિત લેખાય પરંતુ મહાજને આવા વખતે તેમની જવાબદારી ઉપાડવાની છે એ અન્યો અન્ય સંબંધ છે ગ્રામ્ય જીવન અને શહેરી જીવન તે બન્ને પરસ્પર સબંધ ધરાવે છે

શેઠ શાહુકારોએ તેમના જીવનમા ટેકારૂપ થવું. અને ગૌધનને પોતાના આશ્રય નિચે નિભાવવું, આ એક પૂણ્ય સાથે તેમને અમૃતરૂપિ પય પાન કરવાનું છે. તો આવી પૂજ્ય અને પૂજ્ય માતાને તમે જરૂર આશ્રય આપી શકો આમ થવાથી ખેડુતના મન લલચાતા અટકશે અને દેશાવર ખાતે જતી ગાયો બચશે. આ ભૂમિકા પવિત્ર ગણાઇ રહી છે. અને જ્યારે ત્યાં અત્યાચારો થતા અટકાવાય નહિ તો આપણી જનેતાને તે કલંક છે એમ કહી શકાય. અને ભ્રષ્ટનામા ભેળવાઇ એવા આક્ષેપો મૂકેતો તે અતિશયોક્તિ ન કહેવાય ખરેખર આર્ય તું એટલો બધો તો નિર્દય નજ હોઇ શકે કે જે માતા તારા માટે અનિવાર્ય દુખો સહન કરી રહે છે. અને તેને ઉગાવેલા અન્નનો બદલો તુ કલંકમા વધારો કરી વાળે. એ આર્યને છાજે નહિ.

ખેડુત—તારે પણ જાગવાનુ છે, ને આ પાઠ શીખવાનો છે અને તેની સાથે બીજાને તે પાઠ ભણાવવાનો છે તું કદાપિ અજ્ઞાન છે એમ કહી બચાવ કરી શકીશ નહિ અજ્ઞાન તોરા પાપમા વધરો કરે છે તો તે અજ્ઞાનને હવે તજી દે અને જ્ઞાન રૂપિ પ્રકાશમા ગમનકર.

આપણા ભાઇઓ ધારેતો દુધ-ઘીની મોઘવારીના સીધા અને આડકતરા કારણો શોધી તેના પાયો, પોઢ શકે દુધ ઘીનો સવાલ હિંદુસ્તાન માટે ઘણો ગંભીર થઇ પડયો છે. અને જો આ અત્યારથી નીંદ ત્યજે તો એવો એક જમાનો આવશે કે દુધ-ઘી બાટલીઓમાં દવાની પેઠે વેચાશે અને તેનો ઉપયોગ દવાની માફક પૈસાદાર લોકોજ કરી શકશે શાન્તિ.

લેખક
ગૌરીશંકર સોમેશ્વર પાઠક.
સ્કુળ વાઘોડીઆ.




(૧)

પતિ રામચંદ્રે એક પ્રાથમિક સ્કૂલમા શિક્ષકની જગ્યા મેળવી હતી, કિંતુ હવે પસ્તાવા કરતા હતા કે—હું આ જંજાળમા કયા ફસાયો ? કોઇ બીજા ખાતામાં નોકર હોત તો હમણાં હાથમાં ચાર પૈસા પણ થયા હોત, અને આરામથી જીવન વ્યતિત થાત. અહિંતો મહિના સુધી પ્રતિક્ષા કર્યા પછી, માત્ર પંદર રૂપિઆ નજરે પડે છે. તે પણ આમ આવ્યાને આમ ગયા ! ન ખાવાનું સુખ કે ન પહેરવાનો આરામ ! આરાથી તો મજુર પણ સારા.

પંડિતજીની પડોશમાં અન્ય બે મહાશય રહેતા હતા. એક રામસિંહ ઠાકોર, તે થાણામાં હેડ કોન્સ્ટેબલ હતા. બીજા મુન્શી વૈજનાથ, તે શિરસ્તેદાર હતા. આ બંન્નેનો પગાર પંડિતજી કરતાં બહુ વધારે નહોતો, તો પણ તેમની જીંદગી સુખમાં ગુજરતી. સંધ્યા સમયે તેઓ કચેરીથી આવતા, બચ્ચાંને પૈસા અને મિઠાઇ આપતાં. ઘરમાં ખુરશી, મેજ, આદિ સામગ્રીઓ હતી. ઠાકોર સાહેબ ખુશબોદાર શરબત પીતા. મુન્શીજીને શરાબનુ વ્યસન હતું. તેઓ પોતાના મુસદ્દીજીને દિવાનખાનામાં બેસી બોટલોની બોટલ પૂરી કરતા, જ્યારે મગજને આનંદ આપવા ઇચ્છતા ત્યારે હાર્મોનિયમ વગાડતા. આખા મહોલ્લામાં તેમનો પ્રભાવ હતો. તેમને જોઇ વણિક લોક ઉભા થઇ સલામ કરતા. એમને માટે બજારમાં જુદો ભાવ હતો. એક આનાની વસ્તુ અર્ધા આનામાં લાવતા, બળતણ મફત મળતું, પંડિતજી આ ઠાઠ જોઇ મનમાં ને મનમાં બળતા હતા આ બન્ને મહાશય એટલું પણ જાણતા ન હતા કે પૃથ્વિ સૂર્યની આસપાસ ફરે છે કે સૂર્ય પૃથ્વિની! સાધારણ પ્રદેશોનું પણ જ્ઞાન નહતું! આમ છતાં પ્રભુએ તેમને સમૃદ્ધિ આપી હતી.

આ લોક પંડિતજી ઉપર સ્નેહ રાખતા. કદી શેર અર્ધો શેર દૂધ અને કદી શાક-પાન મળતાં, કિન્તુ તેના બદલામાં પંડિતજીને ઠાકોર સાહેબના બે અને મુન્શીજીના ત્રણ પુત્રોની સંભાળ રાખવી-પડતી હતી! ઠાકોર સાહેબ કહેતા કે— "પંડિત! આ છોકરાં રમ્યા કરે છે, જરા તેમની સંભાળ રાખો." મુન્શીજી કહેતા કે "આ છોકરાં નદાન બને છે; તેમને સંભાળો" આ સઘળી વાતો ઘણા આગ્રહ પૂર્વક કહેવાતી હતી! જાણે પંડિત—તેમના ગુલામ ન હોય! પંડિતજીને આ સર્વ વ્યવહાર અસહ્ય લાગતો પરન્તુ એ લોકને નારાજ કરવાનું સાહસ કરી શકતા નહતા! તેમની કૃપાથી કદી દૂધ-દહિંનાં દર્શન થતાં, કદી આચાર-ચટણી મળતી; કેવળ આટલુંજ નહિ પણ બજારમાંથી કાંઇ વસ્તુઓ પણ સસ્તામાં લાવતા. આ બધાં કારણોને લીધે તે બીચારા આ સર્વ અનીતિને સહન કરતા હતા. આ અવસ્થામાંથી મુક્ત થવા તેમણે ઘણા પ્રયત્નો કર્યા, પ્રાર્થનાપત્રો લખ્યાં; ઓફીસરોની ખુશામદ કરી, પણ આશા પૂર્ણ ન થઇ. અંતમાં હારીને બેઠા. એટલું હતું કે—તેઓ પોતાના કામમાં ત્રૂટી પડવા દેતા નહતા. વખતસર જતા, સારી રીતે શિખવતાં; આથી લોક તેમનાપર ખુશ હતા. વર્ષમાં કંઇ ઇનામ મળતાં, વિદ્યાર્થીઓની સંખ્યા વધી હતી, તેઓ પણ પ્રેમ રાખતા, કોઇ ઘેર જઇ પાણી ભરી આપતા, કોઇ એમની ગાય માટે ચાર લેઇ આવતા. પંડિતજી આથી સ્હેજ સંતુષ્ટ હતા.

(૨).

એકવાર શ્રાવણના મહિનામાં ઠાકોર રામસિંહ અને મુન્શી વૈજનાથે શ્રી અયોધ્યાજીની યાત્રાએ જવાનું નક્કી કર્યું. દૂરની યાત્રા હતી, ઘણા દિવસથી તૈયારીઓ થવા લાગી. વરસાદના દિવસોમાં પરિવાર સહ જવાની અડચણ હતી. કિન્તુ સ્ત્રીઓએ કાંઇ ન માન્યું અન્તે વિવશ થઇ બન્ને મહાશયોએ એક એક સપ્તાહની રજા લીધી. પંડિતને પણ આવવા આગ્રહ કર્યો, પંડિતજી વિચારમાં પડયા પણ જ્યારે એ લોકોએ તેમનું ખર્ચ ઉઠાવી લેવા કહ્યું ત્યારે ઇન્કાર કરી ન શક્યા.

મિરઠથી રાત્રે એક વાગે ટ્રેન ઉપડતી હતી, આ લોક પરબારી સ્ટેશન ઉપર આવી ગયા. જ્યારે ગાડી આવી ત્યારે ચારે તરફ કોલાહલ મચી રહ્યો, હજારો યાત્રાળુઓ જતા હતા. આવી ધમાલમાં કોણ કોની રાહ જુએ છે? મુન્શીજી ઉતાવળમાં આગળ વધી ગયા, ઠાકોર સહેબ અને પંડિતજી એક કમ્પાર્ટમેન્ટમાં બેઠા.

ગાડીમાં જગ્યાની તંગી હતી, પરંતુ જ્યાં ઠાકોર સાહેબ બેઠા હતા તે કમ્પાર્ટમેન્ટમાં માત્ર ચાર મનુષ્યો હતા, તે સર્વ સૂતેલા હતા. ઠાકોર ચાહતા હતા કે એ સર્વ બેઠા થાય તો જગ્યા થઈ જાય. એમણે એક મનુષ્યને કરડાકીથી કહ્યું કે—"બેઠા થાઓ, જોતા નથી કે અમે ઉભા છીએ"

મુસાફર સૂતાં સૂતાં જ બોલ્યો કે "શા માટે જી! કાંઈ તમારે બેસવા માટે જ ગાડી કરી છે?"

"શું અમે ભાડું નથી આપ્યું?"

"ભાડું આપ્યું હોય તેની પાસે જઈ જગ્યા માંગો" તે મુસાફરે ઉત્તરમાં જણાવ્યું.

"જરા ધીરી વાત કરો, આ ડબ્બામાં દશ માણસોને બેસવાનો હક્ક છે."

"આ કાંઈ થાણું નથી, સમજ્યા; જબાન સંભાળી વાત કરજો."

"તમે કોણ છો?" ઠાકોરે પૂછ્યું.

"જેની પર તમે ગુન્હો આરોપ મૂક્યો હતો, અને જેની પાસેથી રોકડા રૂપિયા પચાસ લીધા હતા, તે છું."

"અહા! હવે ઓળખ્યા પરંતુ મેં તો તમારી સાથે સારું વર્તન રાખ્યું હતું, આપને કામ ચલાવત તો તમે સજામાં જાત"

"ત્યારે મેં પણ તમારી સાથે એવું જ વર્તન રાખી ઉભા રહેવા દીધા છે. નહિ તો ધક્કો મારત તો તમે નીચે પડી જાત અને હાડકાં પામવાનો પત્તો પણ ન લાગત"

એટલામાં બીજો માણસ જોરથી હસીને બોલી ઉઠ્યો કે–"કેમ દારોગા સાહેબ! મને કેમ નથી ઓળખતા?"

ઠાકોર સાહેબ ક્રોધથી લાલ થઈ ગયા હતા, વિચારતા કે થાણામાં હોત તો એની જીભ ખેંચી કાઢત. પણ આ સમય તો કસાઈ પડ્યા હતા, તે જાણે બરાબર હતા પરંતુ પેલા મનુષ્યો પણ હૃષ્ટ પુષ્ટ જણાતા હતા!

ઠાકોર–પોટકું નીચે મૂકો, એટલે જગ્યા થઈ જશે.

બીજો મુસાફર—આપ જ નીચે કેમ નથી બેસતા? એમાં શું જતું રહેશે?

આ કાંઈ થાણું નથી કે આપને ધક્કો લાગશે.

તેના તરફ જોઈ ઠાકોર સાહેબે પૂછ્યું કે–"તમારે પણ મારી સાથે કાંઈ વેર છે?"

"જી હાં, હું તો આપના લોહીનો તરસ્યો છું."

"મેં તમારું શું બગાડ્યું છે? તમારો ચહેરો પણ પ્રથમ જોયો ન હતો."

"આપે મારો ચ્હેરો નથી જોયો પણ આપના ડંડાએ જોયો છે. ગઇ કાલના મેળામાં આપે મને કેટલાક ડંગ માર્યા હતા. હું ચૂપચાપ તમાશો જોયા કરતો હતો, ત્યાં આપે આવી મારી કચુંમર કરી નાંખી! હું કંઇ ન બોલ્યો પણ ઘાવ હજુ દિલપર છે."

આમ કહી તેણે પોતાના પગ વધારે લાંબા કર્યા, અને ક્રોધ પૂર્ણ નેત્રોથી જોવા લાગ્યો. આ બધો સમય પંડિતજી ચુપ ચાપ ઉભા હતા, બ્હિના હતા કે કાંઇ મારા મારી ન થઇ જાય! ધીરેથી ઠાકોર સાહેબને સમજાવ્યા. જ્યારે ત્રીજું સ્ટેશન આવ્યું ત્યારે બાલ બચ્ચાંને બીજા ખાનામાં બેસાર્યાં, પેલા બન્ને માણસોએ તેમનો સર્વ માલ જમિનપર ફેંકી દીધો. અને જ્યારે ઠાકોર સાહેબ નીચે ઉતરવા લાગ્યા ત્યારે તેમને એવો ધક્કો માર્યો કે તે બીચારા પ્લેટફોર્મ પર પડી ગયા! ગાર્ડને કહેવા જતા હતાં, ત્યાં એન્જિને વ્હીસલ કરી, ઝડપથી ગાડીમાં બેસી ગયા.

(૩)

આ તરફ મુન્સી વૈજનાથની દશા વળી વધારે બુરી હતી, આખી રાત્રી જાગૃત રહ્યા, સહેજ પણ જગ્યા વધારે ન મળી, તેમણે ગજવામાં એક બોટલ રાખી હતી, પ્રત્યેક સ્ટેશન ઉપર તેઓ "ડોપેલા પાણી" લેતા! પરિણામ એ આવ્યું કે પાચન ક્રિયામાં વિઘ્ન પડ્યું. એકવાર ઉલટી થઇ, અને પેટમાં ચુંક ચાલુ થઇ. બીચારા ઘણા દુઃખમાં આવી પડયા. ચાહતા હતા કે થોડીવાર સુઇ જાઉં, પરંતુ જગ્યાજ ન મળી! લખનૌ સુધી તો ગમે તે રીતે ગયા, પણ આગળ જતાં વિવશ થઇ ગયા! એક સ્ટેશન ઉપર ઉતરી પડયા, ઉભા રહી શકતા ન હતાં તેથી પ્લેટફોર્મ ઉપર સુઇ ગયા. પત્નિ ગભરાઇ ગઇ, છોકરાંને લેઇ ઉતરી પડી. સામાન ઉતાર્યો પણ ઉતાવળમાં ટ્રંક ઉતારવાનું ભૂલી ગઇ! દારોગા સાહેબ પણ ઉતરી પડયા, ગાડી ઉપડી ગઇ. સર્વેએ મુન્સીજીની દશા જોઇ. તાવ; પેટમાં દર્દ, વારંવાર દસ્ત થતો, આથી ઘણું દુઃખ થતું. સ્ટેશન માસ્તરે જોયું અને સ્હમજ્યા કે મરકી થઇ ગઇ છે, તેમણે હુકમ કર્યો કે "રોગીને બહાર લઇ જાઓ." વિવશ થઇ મુન્સીજીને એક ઝાડ નીચે મૂકયા, તેમની પત્નિ રડવા લાગી. હકિમ-ડોક્ટરની તપાસ થઇ, ખબર મળી કે ડિસ્ટ્રીક્ટ બોર્ડ તરફથી અહિં એક નાની હોસ્પીટલ છે. સર્વના જીવમાં જીવ આવ્યો. વળી એવી પણ ખબર મળી કે ડોકટર સાહેબ બિલ્હોરનાજ રહીશ છે. આથા વધી. દારોગાજી દવાખાનામાં દોડયા અને ડોક્ટરને સર્વ સમાચાર કહી કહ્યું કે "આપ એમને જોઇ જાઓ તો ઠીક."

ડોક્ટરનું નામ મનહરપ્રસાદ હતું, કમ્પાઉન્ડર હતા, પણ ગામ લોક ડોક્ટર સાહેબ કહેતા હતા. સર્વ વર્તમાન સાંભળી, કડક થઇ બોલ્યા કે "સહવારના સમયમાં બ્હાર જવાની મને આજ્ઞા નથી."

દારોગા—ત્યારે મુન્શીજીને અહિં લાવીએ ?

મનહર—હાં, આપની ઇચ્છા હોયતો લાવો.

દોડ ધામ કરીને એક ડોળીનો પ્રબન્ધ કર્યો. મુન્શીજીને દવાખાના તરફ લાવ્યા, પરન્તુ જ્યાં કમ્પાઉન્ડમાં પગ મૂકયો કે મનહરપ્રસાદે કડકાઇથી કહ્યું કે "વિસુચિકાના રોગીને અહિં અંદર લાવવાની મનાઇ છે."

મુન્શીજી કાંઈ ચેતન હતા, અવાજ સાંભળી તેમને કાંઈક ઓળખાણ પડી ધીરેથી કહ્યું કે—"અરે! જોતો સિહોરના છે, સારૂં નામ છે, થાણામાં ઘણી વખત આવજા કરે છે. કેમ મહાશય! મને ઓળખો છો ?"

"હહાં, ઘણી સારી રીતે ઓળખું છું."

વૈજનાથ—ઓળખવા છતાં આવી નિષ્ઠુરતા! મારો જાન નિકળી જાય છે, જરા દરદીની તપસ તો કરો.

મનહર—હા, એ બધું થશે, પણ...મારૂં કામ શું? માત્ર ફી......

દારોગા—ભલા દવાખાનામાં કેવી ફી?

મનહર—જેવી મુન્શીજીએ મારી પાસેથી લીધી હતી તેવી.

દારોગા—આપ શું કહોછો એ હું નથી સમજી શકતો.

મનહર—મહાશય! મારૂં ઘર સિહોરમાં છે, ત્યાં મારી થોડી જમિન પણ છે, વર્ષમાં એક-બે વાર ત્યાં સંભાળ માટે આવવું પડે છે, જ્યારે થાણામાં મહેસુલ ભરવા જવું પડે છે ત્યારે મુન્શીજી કડક થઇ પોતાનો હક વસુલ કરી લે છે! ન આપું તો સાંજ સુધી ઉભા રહેવું પડે છે. અજાયબ ન થાઓ કદી નાવ ગાડી ઉપર. તો કદી ગાડી નાવ ઉપર મારી ફીના દસ રૂપિઆ આપો પછી તપાસ કરૂં.

દરોગા—દસ રૂપિઆ!

"જી હાં"

દરોગાજી વિચાર થઇ ગયા, વૈજનાથની ઓ પાસે રૂપિઆ માગ્યા, ત્યારે તેને ઠીક થાઇ આવી. છાતી ફુટી! દારોગાજી પાસે પણ વધુ રકમ ન હતી, જેમ તેમ દસ રૂપિઆ કાઢયા અને મનહરને આપ્યા. તેણે દવા આપી. આખા દિવસમાં કાંઇ ફેર ન પડયો. બીજે દિવસે મુન્શીજીની સ્ત્રીનું એક ઘરેણું બજારમાં વેચ્યું ત્યારે કામ ચાલ્યું. સાંજ સુધીમાં મુન્શીજી સાજા થઇ ગયા. રાત્રે ગાડીમાં બેસી પુનઃ મુસાફરી શરૂ કરી સર્વેએ મનહર પ્રસાદને મનમાં ઘણી આશા દીધી!!

શ્રી અયોધ્યાજીમાં જઇ સ્થાનની તપાસ કરી, પંડ્યાઓનાં ઘર ભરાઇ ગયાં હતાં. આખું ગામ ફરી વળ્યા, પણ જગ્યા ન મળી અંતમાં એકાદ ઝાડ નીચે રહેવાનો નિશ્ચય કર્યો, પરંતુ જે ઝાડ નીચે જાય ત્યાં યાત્રાળુ નજરે પડતા હતા! રહ્યું માત્ર ખુલ્લું મેદાન એક સ્વચ્છ સ્થાન જોયું અને ત્યાં સર્વ બેઠા! પરંતુ એકાએક વાદળ ઘેરાઇ ગયું; વિજળી ચમકવા લાગી; ગર્જનાથી કાન બ્હેરા થઇ ગયા. અહિં રહેવું હવે દુઃખદ થઇ ગયું, પરંતુ જાય ક્યાં!

આ સમયે એકાએક એક મનુષ્ય નદી તરફથી સ્નાન કરી આવતો જણાયો. મને આ વનાં પંડિતજીએ તેના તરફ જોયું આકૃતિ કાંઇક ઓળખાઇ, પણ ચોક્કસ ઓળખાણ ન પડયું પાસે જઇ પૂછ્યું કે "ભાઇ! અહિં યાત્રાળુ માટે જગા નહિ મળે?" ઉક્ત મનુષ્ય ઉભો રહ્યો, પંડિતજી તરફ ધ્યાન પુર્વક જોઇ તે બોલ્યો—"આપ પંડિત રામચંદ્રજી તો નહિ?"

પંડિતજી પ્રસન્ન થઇ બોલ્યા કે-" આપ મને ક્યાંથી ઓળખો છો ?" તે મનુષ્યે સાદર પંડિતજીના ચરણ સ્પર્શ કર્યા પછી કહ્યું કે હું આપનો જુનો શિષ્ય છું મારૂં નામ કૃપાશંકર છે, મારા પિતા કેટલાક સમય સુધી બિલ્હોરમાં પોસ્ટ માસ્તર હતા; ત્યારે હું આપના હાથ નીચે અભ્યાસ કરતો હતો."

પંડિતજીને યાદ આવ્યું, બોલ્યા કે-"ઓહો ! કૃપાશંકર ! ત્યારે તો તમે દુબળા પાતળા હતા, કંઇ આઠ-નવ વર્ષ થઇ ગયાં."

કૃપાશંકર—" જી હાં, મેં ત્યાંથી આવી ઇન્ટ્રેન્સની પરીક્ષા પસાર કરી હમણાં અહિં મ્યુનીસપાલિટિમાં નોકર છું. આપ કુશળ છો ને ? આપનાં દર્શન થયાં એ પરમ સોભાગ્યની વાત છે."

પંડિત—મને પણ આનન્દ થયો, તમારા પિતા હાલ ક્યાં છે?"

કૃપાશંકર—તેઓ તો મૃત્યુ વશ થયા છે. માતા અહિં છે, આપ અહિં ક્યારે આવ્યા ?

પંડિત—આજેજ આવ્યો છું. પંડ્યોઓને ત્યાં જગ્યા ન મળી, તેથી નિરાશાથી અહિં રાત વીતાવવા નિશ્ચય કર્યો છે.

કૃપા૦—બાલ બચ્ચાં પણ સાથે છે ?

પંડિત—નહિ, હું તો એકલોજ છું, પણ મારી સાથે દારોગાજી અને શિરસ્તેદાર સાહેબ છે, તેમનાં બાલ બચ્ચાં સાથે છે.

કૃપા.—બધાં મળી કેટલાં માણસો હશે ?

પંડિત—છે તો દસ, પરંતુ થોડી જગ્યામાં નિર્વાહ કરી લેવાશે.

કૃપા.—નહિં જી, ચાલો, બહુ જગ્યા લેજો. મારૂ મોટું મકાન ખાલી પડ્યું છે, ચાલો, આરામથી એક, બે, ત્રણ દિવસ રહેજો. મારૂં પરમ સૌભાગ્ય કે જેથી આપની સેવા કરવાનો સમય પ્રાપ્ત થયો છે.

કૃપાશંકરે કેટલાક મજુરો બોલાવ્યા, સામાન લેવરાવી પોતાના મકાન પર લેઇ ગયો, સાફ સ્વચ્છ ઘર હતું નોકરે તરતજ ખાટલા પાથરી દીધા, ઘરમાં પુરીઓ થવા લાગી ! કૃપાશંકર સેવકની નિષ્ઠાથી સર્વ કામ કરતો હતો. હૃદયોલ્લાસથી તેનું મુખકમળ વિકસિત થઇ રહ્યું હતું. તેની નમ્રતા અને વિનય જોઇ સર્વ આશ્ચર્ય પામતા હતા.

બીજા સર્વે ખાઇ પી સુઇ ગયા, કિન્તુ પંડિત રામચંદ્રને નિન્દ્રા ન આવી એમની વિચાર શક્તિ આ સર્વ યાત્રાના પ્રવાસનો ઉલ્લેખ કરતી હતી. રેલગાડીની ઝપાઝપી, અને ચિકિત્સાલયની કડકાઇ આગળ કૃપાશંકરની સહૃદયતા અને પ્રેમ અવર્ણનિય જણાવા લાગ્યો, તેમને આજ **શિક્ષકનું ગૌરવ સમજાયું, આજે તેમને એ પદની મહાનતાનાં દર્શન થયાં !**

સર્વે ત્રણ દિવસ અયોધ્યાજીમાં રહ્યાં, કોઇ વાતે કષ્ટ ન પડ્યું. કૃપાશંકરે તેમની સાથે જઇ પ્રત્યેક ધામમાં દર્શન કરાવ્યા.

ત્રીજે દિવસે એ લોક જ્યારે સ્ટેશન ઉપર આવ્યા ત્યારે તે કૃપાશંકર વળાવવા આવ્યો. જ્યારે ગાડી ઉપડવાનો સમય થયો ત્યારે સજલ નેત્રોથી તે બોલ્યો કે-"કદી કદી આ સેવકને યાદ કરતા રહેશો."

પંડિત રામચંદ્રજી ઘેર પહોંચ્યા ત્યારે એમના સ્વભાવમાં ઘણું પરિવર્તન થઇ ગયું હતું. એટલે એ પછી કોઇપણ બીજા વિભાગમાં જવાની ચેષ્ટા કરી નહિ.

જગુગામ.
રેવાકાંઠા } અનુ દર:—ચંદ્રશંકર મણિશંકર:શ

# जन समाज तथा देशनुं एक गुप्तबल

( અનુસંધાન પૃષ્ઠ ૧૭ થી )



પુરૂષ જાતિ અને સ્ત્રી જાતિ એ બે કુદરતનાં મોટામાં મોટાં કાર્યો છે. અને પ્રત્યેકમાં તેણે અનેક સ્વતંત્ર બળોને સ્થાપ્યાં છે: બંને બળ સ્વતંત્ર શક્તિ વાળાં છે: અને સ્વતંત્ર સામર્થ્ય વાળાં છે. પરંતુ તેઓ સ્વતંત્ર ક્રિયા કરી શકતાં નથી. સ્વતંત્ર પ્રકારે ફળ પ્રકટાવી શકતાં નથી. સર્વોત્તમ ફળ ત્યારેજ પ્રકટે છે કે જ્યારે એ બે જાતિમાં રહેલાં ભિન્ન ભિન્ન પ્રકારનાં બળ પરસ્પર મળે છે. અને તેમ થવામાં હેતુ એ છે કે બંને જાતિનાં બળમાં જૂદા પ્રકારની કળાને પ્રકટાવનાર તત્વો છે, અને તેથી એ બે તત્વો જ્યારે મળે છે ત્યારેજ ફળને પ્રકટાવે છે. ફળ પ્રકટાવવામાં એક તત્વ કારણરૂપ નથી. પણ બંનેના તત્વો કારણરૂપ છે. પુરૂષ જાતિનાં તત્વમાં ખુટતી વસ્તુ સ્ત્રી જાતિના તત્વમાંથી મળે છે, અને સ્ત્રી જાતિના તત્વમાંથી ફળ પ્રકટાવવામાં ખૂટતી વસ્તુ પુરૂષ તત્વ પૂરી પાડે છે.

અને એ તે બંનેની શારિરીક, માનસિક તથા આધ્યાત્મિક એ સર્વ સૃષ્ટિમાં એજ પ્રકારનો નિયમ છે. તેથી જો એ ત્રણે સૃષ્ટિનાં તત્વનો એક બીજાનાં તત્વોની સાથે જ્ઞાન પૂર્વક અને શાસ્ત્રીય પદ્ધતિથી સંયોગ કરવામાં આવે છે તો તેમાંથી અદ્ભુત બળ પ્રકટ થાય છે. અને તે બળ જન સમાજનું તથા દેશનું સર્વ રીતે હિત કરે છે.

જનસમાજના હિતને ઇચ્છનાર બંધુઓ! દેશના હિતચિંતક બંધુઓ! તમારૂં કર્તવ્ય છે તો આ એજ છે કે સ્ત્રી તથા પુરૂષ ઉભયમાં રહેલાં સામર્થ્યોને બહાર પ્રકટાવવાનાં સાધનો રચો. પુરૂષો કંઇક અંશમાં પણ પ્રયત્નશીલ છે, અને તેઓ પોતાના સ્વતંત્ર બળને પ્રકટાવે છે, પણ સ્ત્રી જાતિનાં સ્વતંત્ર બળને પ્રકટાવવાનો પૂર્ણ યોગ જામ્યો નથી. સ્ત્રી જાતિમાં રહેલું સ્વતંત્ર બળ જ્યારે અપૂર્વ પ્રમાણમાં પ્રકટ થશે ત્યારેજ તેઓ વિશ્વમાં એક અદ્વિતીય વ્યક્તિ રૂપે જણાશે. અને ત્યારેજ સમજાશે કે દેશમાં બળ નથી એમ નથી, પણ અત્યંત પ્રમાણમાં છે.

સ્ત્રી જાતિનું સ્વતંત્ર બળ ખીલવવાની સાથે પુરૂષ જાતિમાં પણ અનેક બળ ખીલી ઉઠશે. પુરૂષનાં અનેક સામર્થ્યો દબાઇ રહેવામાં સ્ત્રી જાતિનું અજ્ઞાન એ એક મુખ્ય કારણ છે. સ્ત્રી જાતિના અજ્ઞાન અને કુશલતાને લીધે પુરૂષને અનેક નિરૂપયોગી કાર્ય કરવાં પડે છે, અને તેવાં કાર્યોમાં તેના બળનો ઘણો ક્ષય થઇ જાય છે: અને તેથી જ્યારે સ્ત્રીઓ તેમના કર્તવ્યને ઉત્તમ પ્રકારે કરી પુરૂષ જાતિને સહાય આપશે ત્યારે તે પ્રજા ઉન્નતિના ગિરિશૃંગ ઉપર વિરાજશે, અને આ સૃષ્ટિરૂપ નભો મંડળમાં સૂર્ય અને ચંદ્ર સમાન દીપ્તિને પ્રસારશે.

ઇતર દેશ કરતાં આ દેશમાં સ્ત્રી જાતિ વિશેષ લાભ પ્રકટાવી શકે એમ છે. કારણકે ઇતર દેશની સ્ત્રીઓ પોતાના કર્તવ્યને જે રૂપમાં સમજે છે, તેના કરતાં આ દેશની સ્ત્રીઓ-આર્ય મહિલાઓ-પોતાના કર્તવ્યના અમુક અંશો વધારે સારી રીતે સમજે છે. અને તેમાં પણ સ્ત્રીજાતિનાં અલંકાર રૂપ પતિ ભક્તિ, પતિ સેવા, પતિ પરાયણતા અને સ્વ:

કહીએ તો સર્વ પ્રકારનો પતિ ભાવ તેમનાં અંતઃકરણમાં બહુ ઉત્કૃષ્ટ પ્રકારે સ્થપાયો છે. પાશ્ચાત્ય પ્રજામાં પણ એનો મોટે ભાગે દુષ્કાળ છે. પતિની આજ્ઞા ઉઠાવવામાં અને પતિને અનુસરવામાં આ દેશની સ્ત્રીઓ પૂર્વથી પ્રથમ પંક્તિએજ વિરાજી છે.

અને એ ગુણ તે તેમનામાં મોટ માં મોટો ગુણ છે. જ્યારે આવો મોટ માં મોટો ગુણ તેમને પ્રાપ્ત થએલો છે, તો પછી તેઓને જો યોગ્ય રીતે કેળવવામાં આવે તો તેઓ ઇતર ગુણો શા માટે સિદ્ધ ન કરે ? આ દેશની પૂર્વની સ્ત્રીઓ સર્વ પ્રકારના ગુણને ધારણ કરનાર હતી, તો, તેની પ્રજા રૂપ આજની સ્ત્રીજાતિ શા માટે તેવા ગુણ યુક્ત થઈ ન રહે ? અવશ્ય થાય.

પરંતુ આજકાલ મનુષ્ય સમાજમાં બે અંતના વિચારો ચાલતા જોવામાં આવે છે. એક સ્ત્રી જાતિને કેવળ અધમ અને નિંદ્યરૂપે માને છે. જ્યારે બીજો વર્ગ સ્ત્રીના અત્યંત માહાત્મ્યને પ્રકટાવવાતો જણાય છે. પરંતુ તે ઉભય વર્ગમાંથી કોઇએ પણ સ્ત્રીજાતિના વાસ્તવ હાર્દને-રહસ્યને જાણવાને માટે ભાગ્યેજ પ્રયત્ન કર્યો હોય છે. અને તે જાણ્યા વિના એ બન્ને પ્રકારના નિર્ણય કરનાર મનુષ્યો ભૂલે છે. સ્ત્રી જાતિની કયાં મહત્તા છે, કયાં તેમની પ્રધાનતા છે, શેમાં તેમના સામર્થ્યોના અધિક અપેક્ષા છે, અને તેમનામાં કયું બળ સર્વિશેષ છે, એ જ્યાંસુધી નથી જાણ્યું ત્યાં સુધી તેમની કરેલી નિંદા અથવા સ્તુતિ કાંઇ પણ યથાર્થ લાભને પ્રકટાવતાં નથી.

જગતમાં સર્વ અંશે પુરૂષ જેમ મુખ્ય નથી. તેમજ કેવળ સ્ત્રી જાતિજ અધમ છે અને પુરૂષ ઉત્તમ છે, સ્ત્રી પ્રધાન છે અને પુરૂષ ગૌણ છે, એવું પણ નથી. પરંતુ પ્રત્યેક ગૌણ અને પ્રત્યેક મુખ્ય છે. કોઈ કાર્યમાં સ્ત્રી ગૌણ છે તો પુરૂષ મુખ્ય છે. અને કાઇમાં સ્ત્રી મુખ્ય છે તો પુરૂષ ગૌણ છે. અને આ પ્રકારનો ભેદ હોવાથીજ એ ઉભયનો શરીર, મન તથા આત્માના પ્રદેશમાં યોગ્ય પ્રમાણ પૂર્વક સંયોગ હોવાની અગત્ય છે.

જ્યાં પુરૂષની પ્રધાનતા હોવી ઘટે ત્યાં પુરૂષ પ્રધાન રૂપે રહે અને સ્ત્રી ગૌણ પણે રહે અને જ્યાં સ્ત્રીની પ્રધાનતા હોવી જોઇએ ત્યાં પુરૂષ પોતાની ગૌણતા સ્વીકારી તે રૂપે પ્રવૃત્તિ કરે તો તે સમાજ સર્વોત્તમ હિતને બહુ અલ્પ સમયમાં પામી શકે એમ છે. પરંતુ તકરાર આજ જ્યાંત્યાં થાય છે. પણ તેમ ન થાય અને પ્રત્યેક પોતાના અધિકારને ઉત્તમ પ્રકારે જાણે છે અને તે પ્રકારે વર્તે એજ કરવા યોગ્ય વસ્તુ છે.

પ્રિય વાંચકો ! આ કર્તવ્યને સ્વીકારો. બળ દેશમાં અને દેશમાંજ છે. પુષ્પ વૃક્ષમાંજ છે, તેને પ્રકટાવવાનો યત્ન કરો. રત્ન ખાણમાં અને ખાણમાંજ છે. તેને ખોદી કઢાવવા યત્ન કરો., ભંડાર ઘરમાંને ઘરમાંજ છે. તેને શોધી લેવા મહેનત કરો.

સ્ત્રી જાતિમાં રહેલા બળને પ્રકટાવવામાં પુરૂષે આડે ન આવતાં સહાય કરવાની છે, તેમને ઉત્તેજન આપવાનું છે, તેમને તે માર્ગે દોરવવાનાં છે. પુરૂષે સ્ત્રી જાતિના બળની ઉપેક્ષા કરવાની અગત્ય નથી. પણ તેને ખીલવવાની અગત્ય છે. અને તે પ્રિય બંધુઓ ! તમેજ કરી શકો એમ છો.     ( મહાકાળ )



# जैन समाज तथा देशनुं एक गुप्तबल

( અનુસંધાન પૃષ્ઠ ૧૭ થી. )



પુરૂષ જાતિ અને સ્ત્રી જાતિ એ બે કુદરતનાં મોટામાં મોટા કાર્યો છે. અને પ્રત્યેકમાં તેણે અનેક સ્વતંત્ર બળને સ્થાપ્યાં છે. બંને બળ સ્વતંત્ર શક્તિ વાળા છે અને સ્વતંત્ર સામર્થ્ય વાળા છે. પરંતુ તેઓ સ્વતંત્ર ક્રિયા કરી શકતાં નથી. સ્વતંત્ર પ્રકારે ફળ પ્રકટાવી શકતા નથી. સર્વોત્તમ ફળ ત્યારેજ પ્રકટે છે કે જ્યારે તુએ બે જાતિમાં રહેલાં ભિન્ન ભિન્ન પ્રકારના બળ પરસ્પર મળે છે. અને તેમ થવામાં હેતુ એ છે કે બંને જાતિના બળમાં જૂદા પ્રકારની કળાને પ્રકટાવનાર તત્વો છે. અને તેથી એ બે તત્વો જ્યારે મળે છે ત્યારેજ ફળને પ્રકટાવે છે. ફળ પ્રકટાવવામા એક તત્વ કારણરૂપ નથી. પણ બંનેના તત્વો કારણરૂપ છે. પુરૂષ જાતિનાં તત્વમા ખુટતી વસ્તુ સ્ત્રી જાતિના તત્વમાથી મળે છે. અને સ્ત્રી જાતિના તત્વમાથી ફળ પ્રકટાવવામાં ખુટતી વસ્તુ પુરૂષ તત્વ પૂરી પાડે છે.

અને એ તે બંનેની શારિરીક, માનસિક તથા આધ્યાત્મિક એ સર્વ સૃષ્ટિમાં એજ પ્રકારનો નિયમ છે. તેથી જો એ ત્રણે સૃષ્ટિના તત્વનો એક બીજાના તત્વોની સાથે જ્ઞાન પૂર્વક અને શાસ્ત્રીય પદ્ધતિથી સયોગ કરવામાં આવે છે તો તેમાથી અદ્દભુત બળ પ્રકટ થાય છે. અને તે બળ જન સમાજનું તથા દેશનું સર્વ રીતે હિત કરે છે.

જનસમાજના હિતને ઇચ્છનાર બંધુઓ ! દેશના હિતચિંતક બંધુઓ ! તમારૂં કર્તવ્ય છે તો આ એકજ છે કે સ્ત્રી તથા પુરૂષ ઉભયમાં રહેલા સામર્થ્યોને બહાર પ્રકટાવવાના સાધનો રચો. પુરૂષો કંઇક અંશમા પણ પ્રયત્નશીલ છે, અને તેઓ પોતાના સ્વતંત્ર બળને પ્રકટાવે છે, પણ સ્ત્રી જાતિના સ્વતંત્ર બળને પ્રકટાવવાનો પૂર્ણ યોગ જામ્યો નથી. સ્ત્રી જાતિમાં રહેલું સ્વતંત્ર બળ જ્યારે અપૂર્વ પ્રમાણમા પ્રકટ થશે ત્યારેજ તેઓ વિશ્વમા એક અદ્વિતીય વ્યક્તિ રૂપે જણાશે. અને ત્યારેજ સમજાશે કે દેશમા બળ નથી એમ નથી, પણ અત્યંત પ્રમાણમાં છે.

સ્ત્રી જાતિનું સ્વતંત્ર બળ ખીલવાની સાથે પુરૂષ જાતિમાં પણ અનેક બળ ખીલી ઉઠશે. પુરૂષના અનેક સામર્થ્યો દબાઇ રહેવામા સ્ત્રી જાતિનું અજ્ઞાન એ એક મુખ્ય કારણ છે. સ્ત્રી જાતિના અજ્ઞાન અને કુશળતાને લીધે પુરૂષને અનેક નિરૂપયોગી કાર્ય કરવા પડે છે, અને તેવાં કાર્યોમાં તેના બળનો ઘણો ક્ષય થઇ જાય છે. અને તેથી જ્યારે સ્ત્રીઓ તેમના કર્તવ્યને ઉત્તમ પ્રકારે કરી પુરૂષ જાતિને સહાય આપશે ત્યારે તે પ્રજા ઉન્નતિના ગિરિશૃંગ ઉપર વિરાજશે, અને આ સૃષ્ટિરૂપ નભો મંડળ મા સૂર્ય અને ચંદ્ર સમાન દીપ્તિને પ્રસારશે

ઇતર દેશ કરતા આ દેશમાં સ્ત્રી જાતિ વિશેષ લાભ પ્રકટાવી શકે એમ છે. કારણકે ઇતર દેશની સ્ત્રીઓ પોતાના કર્તવ્યને જે રૂપમાં સમજે છે, તેના કરતા આ દેશની સ્ત્રીઓ-આર્ય મહિલાઓ-પોતાના કર્તવ્યના અમુક અંશો વધારે સારી રીતે સમજે છે. અને તેમ પણ સ્ત્રીજાતિનાં અલંકાર રૂપ પતિ ભક્તિ, પતિ સેવા, પતિ પરાયણતા, અને સ્વ

કહીએ તો સર્વ પ્રકારનો પતિ ભાવ તેમનાં અંતઃકરણમાં બહુ ઉત્કૃષ્ટ પ્રકારે સ્થપાયો છે. પાશ્ચાત્ય પ્રજામાં પણ એનો મોટે ભાગે દુષ્કાળ છે. પતિની આજ્ઞા ઉઠાવવામાં અને પતિને અનુસરવામાં આ દેશની સ્ત્રીઓ પૂર્વથી પ્રથમ પંક્તિએજ વિરાજી છે.

અને એ ગુણ તે તેમનામાં મોટામાં મોટો ગુણ છે. જ્યારે આવો મોટામાં મોટો ગુણ તેમને પ્રાપ્ત થએલો છે, તો પછી તેઓને જો યોગ્ય રીતે કેળવવામાં આવે તો તેઓ ઇતર ગુણો શા માટે સિદ્ધ ન કરે ? આ દેશની પૂર્વની સ્ત્રીઓ સર્વ પ્રકારના ગુણો ધારણ કરનાર હતી, તો તેની પ્રજા રૂપ આજની સ્ત્રીજાતિ શા માટે તેવા ગુણ યુક્ત થઇ ન રહે ? અવશ્ય થાય.

પરંતુ આજકાલ મનુષ્ય સમાજમાં બે અંત્યના વિચારો ચાલતા જોવામાં આવે છે. એક સ્ત્રી જાતિને કેવળ અધમ અને નિંદ્યરૂપે માને છે. જ્યારે બીજો વર્ગ સ્ત્રીના અત્યંત માહાત્મ્યને પ્રકટાવવાતો જણાય છે. પરંતુ તે ઉભય વર્ગમાંથી કોઇએ પણ સ્ત્રીજાતિના વાસ્તવ હાર્દને-રહસ્યને જાણવાને માટે ભાગ્યેજ પ્રયત્ન કર્યો હોય છે. અને તે જાણ્યા વિના એ બન્ને પ્રકારના નિર્ણય કરનાર મનુષ્યો ભૂલે છે. સ્ત્રી જાતિની ક્યાં મહત્તા છે, ક્યાં તેમની પ્રધાનતા છે, શેમાં તેમના સામર્થ્યોની અધિક અપેક્ષા છે, અને તેમનામાં કયું બળ સવિશેષ છે, એ જ્યાંસુધી નથી જાણ્યું ત્યાં સુધી તેમની કરેલી નિંદા અથવા સ્તુતિ કાંઇ પણ યથાર્થ લાભને પ્રકટાવતાં નથી.

જગતમાં સર્વ અંશે પુરૂષ જેમ મુખ્ય નથી. તેમજ કેવળ સ્ત્રી જાતિજ અધમ છે અને પુરૂષ ઉત્તમ છે, સ્ત્રી પ્રધાન છે અને પુરૂષ ગૌણ છે, એવું પણ નથી. પરંતુ પ્રત્યેક ગૌણ અને પ્રત્યેક મુખ્ય છે. કોઈ કાર્યમાં સ્ત્રી ગૌણ છે તો પુરૂષ મુખ્ય છે. અને કાર્યમાં સ્ત્રી મુખ્ય છે તો પુરૂષ ગૌણ છે. અને આ પ્રકારનો ભેદ હોવાથીજ એ ઉભયને શરીર, મન તથા આત્માના પ્રદેશમાં યોગ્ય પ્રમાણ પૂર્વક સંયોગ હોવાની અગત્ય છે.

જ્યાં પુરૂષની પ્રધાનતા હોવી ઘટે ત્યાં પુરૂષ પ્રધાન રૂપે રહે અને સ્ત્રી ગૌણ પણે રહે અને જ્યાં સ્ત્રીની પ્રધાનતા હોવી જોઇએ ત્યાં પુરૂષ પોતાની ગૌણતા સ્વીકારી તે રૂપે પ્રવૃત્તિ કરે તો તે સમાજ સર્વોત્તમ હિતને બહુ અલ્પ સમયમાં પામી શકે એમ છે. પરંતુ તકરાર આજ જગ્યાએ થાય છે. પણ તેમ ન થાય અને પ્રત્યેક પોતાના અધિકારને ઉત્તમ પ્રકારે જાણે છે અને તે પ્રકારે વર્તે, એજ કરવા યોગ્ય વસ્તુ છે.

પ્રિય વાંચકો ! આ કર્તવ્યને સ્વીકારો. બળ દેશમાં અને દેશમાંજ છે. ફુલ વૃક્ષમાંજ છે, તેને પ્રકટાવવાનો યત્ન કરો. રત્ન ખાણમાં અને ખાણમાંજ છે. તેને ખોદી કઢાવવા યત્ન કરો, ભંડાર ઘરમાંને ઘરમાંજ છે. તેને શોધી લેવા મહેનત કરો.

સ્ત્રી જાતિમાં રહેલા બળને પ્રકટાવવામાં પુરૂષે આડે ન આવતાં સહાય કરવાની છે, તેમને ઉત્તેજન આપવાનું છે, તેમને તે માર્ગે દોરવવાનાં છે. પુરૂષે સ્ત્રી જાતિના બળની ઉપેક્ષા કરવાની અગત્ય નથી. પણ તેને ખીલવવાની અગત્ય છે. અને તે પ્રિય બંધુઓ ! તમેજ કરી શકો તેમ છો.

( મહાકાળ )



# વચનામૃત.

( અનુસંધાન પૃષ્ઠ ૨૪ થી. )

૨૬ કુપાત્ર પણ સત્પુરુષના મુકેલા હસ્તથી પાત્ર થાય છે. જેમ છાસથી શુદ્ધ થયેલો સોમલ શરીરને નિરોગી કરે છે.

૨૭ આત્માનું સત્ય સ્વરૂપ એક શુદ્ધ સચ્ચિદાનંદમય છે, છતાં ભ્રાંતિથી ભિન્ન ભાસે છે. જેમ ત્રાંસી આંખ કરવાથી ચંદ્ર બે દેખાય છે.

૨૮ યથાર્થ વચન ગ્રહવામાં દંભ રાખશો નહીં, કે આપનારનો ઉપકાર ઓળવશો નહીં,

૨૯ અમે બહુ વિચાર કરીને આ મૂળતત્વ શોધ્યું છે કે,—'ગુપ્ત ચમત્કારજ સૃષ્ટિના લક્ષમાં નથી."

૩૦ રડાવીને પણ બચ્ચાના હાથમાં રહેલો સોમલ લઇ લેવો

૩૧ નિર્મળ અંતઃકરણથી આત્માનો વિચાર કરવો યોગ્ય છે.

૩૨ જ્યાં 'હું' માને છે ત્યાં 'તું' નથી. જ્યાં 'તું' માને છે. ત્યાં 'હું' નથી,

૩૩ હે જીવ હવે ભોગથી શાંત થા, શાંત વિચારતો ખરો કે એમાં કયું સુખ છે.

૩૪ બહુ કંટાળીને સંસારમાં રહીશ નહી.

૩૫ સત્જ્ઞાન અને સત્યશીળને સાથે દોરજે,

૩૬ એકથી મૈત્રી કરીશ નહિ કરે તો આખા જગતની કરજે.

૩૭ મહાસૌંદર્યથી ભરેલી દેવાંગનાના ક્રિડા વિલાસ નિરીક્ષણ કરતાં છતાં જેના અંતઃકરણમાં કામથી વિશેષ વિરાગ છુટે છે તેને ધન્ય છે.

૩૮ તેને ત્રિકાળ નમસ્કાર છે,

૩૯ ભોગના વખતમાં યોગ સાંભરે એ હળુ કર્મિનું લક્ષણ છે.

૪૦ આટલું હોય તો હું મોક્ષની ઇચ્છા કરતો નથી, આખી સૃષ્ટિ સત્યશીળને સેવે, નિયમિત આયુષ્ય, નિરોગી શરીર, અચળ પ્રેમી પ્રેમદા, આજ્ઞાંકિત અનુચર, કુળદીપક પુત્ર જીવન, પર્યંત બાલ્યાવસ્થા, આત્મતત્વનું ચિંતવન,

૪૧ એમ કોઈ કાળે થવાનું નથી માટે હું તો મોક્ષનેજ ઇચ્છું છું.

૪૨ સૃષ્ટિ સર્વ અપેક્ષાએ અમર થશે,

૪૩ શુક્લ નિર્જનાવસ્થાને હું બહુ માન્ય કરૂં છું.

૪૪ સૃષ્ટિ લીલામાં શાંત ભાવથી તપશ્ચર્યા કરવી એ પણ ઉત્તમ છે.

૪૫ એકાંતિક કથન કથનાર જ્ઞાની કહી શકાય.

૪૬ શુક્લ અંતઃકરણ વિના મારા કથનોને કોણ દાદ આપશે!

૪૭ જ્ઞાન પુરુષ ભગવાનના કથનની બલિહારી છે

૪૮ દેહ દેવીની પૂજા માનતાને શું કરીશું! જગતની પૂજ માનતાને શું કરીશું! પૂજ માનવી સત્પુરુષોની કરજે.

૪૯ હું સચ્ચિદાનંદ પરમાત્મા છું.

૫૦ એમ સમજો કે તમે તમારા આત્માના હિત માટે પ્રવર્તો છો અભિલાષા રાખ્યા વિના કોઈથી નિરાશા પ્રાપ્ત થાય તો તે પણ તમારું હિતજ છે.

[illegible]

# पतिव्रता माहात्म्यम्

श्रृणुवत्से प्रवक्ष्यामी नीतिसारंसुदुर्लभं ।
हित्तं सत्यंच वेदोक्त परिणाम सुखावहं ॥ १
અતિ વિમળનીતિ રહસ્ય સુખકર જેહ છે દૂર્લભ ઘણું
હિત સત્યને વેદોક્ત વળી પરિણામ સુખમય જે તણું

स्वकंतत्रपरो बंधु रिहलोके परत्रच ।
नहि कांतात्परः प्रेयान कुलस्त्रीणां परोगुरुः ॥ २
સાચો શગે નિજ નાથ છે સ્ત્રી ઉભય લોકો વિષે
નથી નાથથી પ્રિય અપર જગમાં સ્વામિ ગુરૂ સત્યજ દિસે

देवपूजा व्रतंदानं तपश्चानशनं जपः ।
स्नानंच सर्व तीर्थेषु दिक्षा सर्व मखेषुच ॥ ३
ઇશ્વર યજન વ્રતદાન વળી ઉપવાસ જપતપ આદિજે;
સહુ તીર્થમાં જે સ્નાન વ ી દીક્ષા સકળ મખો વિષે,

प्रमादक्षिण्यं पृथिव्याश्च ब्राह्मणा तिथि सेवनं
सर्वाणि पति सेवाया: कलांनार्हंति षोडशी ।
किमेतैः पतिभक्तायाः अभक्तायाश्च भारते ॥ ४
પૃથ્વી પ્રદક્ષિણ વિપ્ર પૂજન અતિથિ સેવા પુણ્યજે
નથી નાથ સેવા પુણ્યની સોળમી કળાને તુલ્ય તે
તે સા શીલ સમેતનારી પ્રેમથી પતિને ભજે.

यदा दुःखी सुखारंभे साकांक्ष प्रथमो भवेव ।
पतिसेवा परो धर्मः सर्व शास्त्रेषु पठयते ॥ ५
આકાંક્ષ નિજ નાથને નવપાપથી ક્યારે તજે.
નિજ નાથ સેવા પરમ ધર્મજ સર્વ શાસ્ત્ર વિષે કહે

स्वप्रज्ञानेन सततं कांतंनारायणाधिकं ।
दृष्टातच्चरणांभोजं सेवानित्यं करिष्यति ॥ ६
નિજ બુદ્ધિથી નીચે સ્વપતિને પ્રભુથી અધુ માની કહે
પતી ચરણ કમળ વિષે રતિ જેહ નિશદિન સેવશે.

पतिर्यधर्मगतिर्भर्ता दैवतं गुरु रेवच ।
सर्वस्माच्चापरः स्वामी नगुरुः स्वामिनः परः ॥ ७
સુજમાન સુ ી નિદાન સુખનું સત્ય નિત્ય અવશ્ય તે,
સંબંધી સાચો સ્વામિ છે. વળી પતિ સંવત ગુરૂ કહ્યો;

पतिसेवा व्रतं स्त्रीणां पति सेवा परं तपः ।
पतिसेवा परो धर्मः पति सेवा सुरार्चनं ॥ ८
નિજ કાંત સેવા પરમ વ્રત વળી પરમ તપ પતિ સેવન;
વળી નાથ સેવા પરમ ધર્મજ તથા દેવનું પુજન.

સંપૂર્ણ — સંશોધક શાસ્ત્રી

# वचनामृत.

( અનુસંધાન પૃષ્ઠ ૨૪ થી. )

૨૬ કુપાત્ર પણ સત્પુરુષના મુકેલા હસ્તથી પાત્ર થાય છે. જેમ છાસથી રૂઈ ભરેલો સોમલ શરીરને નિરોગી કરે છે.

૨૭ આત્માનું સત્ય સ્વરૂપ એક શુદ્ધ સચ્ચિદાનંદમય છે, છતાં ભ્રાંતિથી ભિન્ન ભાસે છે જેમ ત્રાંસી આંખ કરવાથી ચંદ્ર બે દેખાય છે.

૨૮ યથાર્થ વચન ગ્રહવામાં દંભ રાખશો નહીં, કે આપનારનો ઉપકાર ઓળવશો નહીં.

૨૯ અમે બહુ વિચાર કરીને આ મૂળતત્વ શોધ્યું છે કે,—"ગુપ્ત ચમત્કારજ સૃષ્ટિના લક્ષમાં નથી."

૩૦ રડાવીને પણ બચ્ચાના હાથમાં રહેલો સોમલ લઇ લેવો.

૩૧ નિર્મળ અંતઃકરણથી આત્માનો વિચાર કરવો યોગ્ય છે.

૩૨ જ્યાં 'હું' માને છે ત્યાં 'તું' નથી. જ્યાં 'તું' માને છે. ત્યાં 'હું' નથી,

૩૩ હે જીવ હવે ભોગથી શાંત થા, શાંત વિચારતો ખરો કે એમાં કયું સુખ છે.

૩૪ બહુ કંટાળીને સંસારમાં રહીશ નહીં.

૩૫ સત્જ્ઞાન અને સત્શીળને સાથે દોરજે,

૩૬ એકથી મૈત્રી કરીશ નહિ કરે તો આખા જગતની કરજે.

૩૭ મહાસૌંદર્યથી ભરેલી દેવાંગનાના ક્રિડા વિલાસ નિરીક્ષણ કરતાં છતાં જેના અંતઃકરણમાં કામથી વિશેષ વિશેષ વિરાગ છુટે છે તેને ધન્ય છે.

૩૮ તેને ત્રિકાળ નમસ્કાર છે,

૩૯ ભોગના વખતમાં યોગ સાંભરે એ હળુકર્મીનું લક્ષણ છે.

૪૦ આટલું હોય તો હું મોક્ષની ઇચ્છા કરતો નથી, આખી સૃષ્ટિ સત્શીળને સેવે, નિયમિત આયુષ્ય, નિરોગી શરીર, અચળ પ્રેમી પ્રેમદા, આજ્ઞાંકિત અનુચર, કુળદીપક પુત્ર જીવન, પર્યંત બાલ્યાવસ્થા, આત્મતત્વનું ચિંતવન,

૪૧ એમ કોઈ કાળે થવાનું નથી માટે હું તો મોક્ષનેજ ઇચ્છું છું.

૪૨ સૃષ્ટિ સર્વ અપેક્ષાએ અમર થશે,

૪૩ શુક્લ નિર્જનાવસ્થાને હું બહુ માન્ય કરું છું.

૪૪ સૃષ્ટિ લીલામાં શાંત ભાવથી તપશ્ચર્યા કરવી એ પણ ઉત્તમ છે.

૪૫ એકાંતિક કથા કથનાર જ્ઞાની કહી શકાય

૪૬ શુક્લ અંતઃકરણ વિના મારાં કથનોને કોણ દાદ આપશે!

૪૭ જ્ઞાત પુત્ર ભગવાનના કથનનીજ બલિહારી છે

૪૮ દે દેહની ગુરુ માનતાને શું કરીશ? જગતની ગુરુ માનતાને શું કરીશ? ગુરુ માનતા સત્પુરુષની [illegible].

૪૯ હું સાચ્ય ને પરમાત્મા છું.

૫૦ એમ સમજો કે તમે તમારા આત્માના હિત માટે સર્વની અભિલાષા રાખો [illegible] નિરાશા પ્રાપ્ત થાય તો તે પણ તમારું હિતજ છે.

રાજ જ્ઞાન.

## આજેજ મંગાવો

# છપાઇને બહાર પડી ચૂક્યું છે.?

હરિદાસ ભક્તિવિજય ભાગ ૧ લો. કે જેની અંદર સતી સુકન્યા, સતી જશોમા અને ભક્તરાજ અંગદસિંહ એમ મળી ત્રણ આખ્યાનો, સત્ય, શીયળ, સંયમ, નીતિ અને ભક્તિ રસથી ભરપુર દ્રષ્ટાંતો તેમજ દક્ષિણી પદ્ધતિ પુરઃસર પૂર્વરંગ સાથે આપેલ છે. પ્રત્યેક સ્ત્રી પુરૂષોને ખાસ વાંચવા-વિચારવા લાયક તેમજ દરેક કુટુંબમાં લ્હાણી કરવા લાયક આ પવિત્ર ધર્મ પુસ્તકના આજેજ ગ્રાહક થાઓ. આર્ટ પેપરના પુંઠા ઉપર રંગીન શ્રી કૃષ્ણ તથા મહારાજશ્રીના સુંદર ફોટા સાથે ગ્લેઇઝ કાગળમાં છાપેલું છતાં કીમત ૦-૧૦-૦ ભજનાનંદ ઉર્ફે જ્ઞાનગંગા-ભક્તિ નીતિના ભજનો અને જ્ઞાનની ગજલોથી ભરપુર એક એક ભજન એક એક રત્ન સમાન છે. કાંર્ડબોર્ડના પુંઠા ઉપર શ્રીનાથ બાવાનો ફોટો છતાં કિં. ૦-૬-૦ (ગુજ નકલોજ છે) માટે જલદી મંગાવો.

મળવાના ઠેકાણાં

કીર્તનકાર હરિદાસ મહારાજશ્રી શિવશંકર
ઉર્ફે નિજાનંદ શર્મા હાલ બાલાજી ચકલો
ખડેપાંઉ વકીલની પડોસના ખાંચામાં.
દેવજીભાઇ રણછોડભાઇ કાજી-રાંદેર
જીલ્હે-સુરત.

## ગ્રાહક બંધુઓને સુચના.

આ માસિક ખાસ પરોપકારાર્થે બહાર પાડવામાં આવ્યું છે. એ આપ સર્વેને વિદિત છે. જેથી માસિકનો તમામ ખર્ચ નિભાવવા માટે ગ્રાહક બંધુઓ લવાજમ તાકીદે મોકલી આપશે એવી આશા છે. તેમજ ગ્રાહકો કૃપા કરી જો એકેક બબ્બે ગ્રાહકો વધારી આપશે, તો આગળ ઉપર આ માસિક જનસમાજને ફાયદો પહોંચાડવામાં કસી પણ મણા રાખશે નહિ.

ગ્રાહક નં.

રજીસ્ટર નં.

શ્રીયુત

ગામ

પોસ્ટ

જીલ્લો

॥ ॐ शिव शरणं मेस्तु जगन्मात्रे मुहुर्नतिः ॥

# पारद अने आयुर्वेद ग्रन्थमाळा

मासिक.

Mercury & Ayurveda Series (Monthly).

अंक २ विक्रम संवत् १९७६ कार्तिकमास, इ. स. १९१९ नवेंबर वर्ष १:

*आधिव्याधिसमूहपाटनपटुर्दारिद्र्यविद्रावणो लोकद्विटजरापराक्रमहरः पापौघनिर्णाशकः ।*
*स्वेच्छाचारविहारसौख्यजननो दिव्याष्टसिद्धिप्रदः श्रीशंभोः करुणारसो रसवरो तस्मै नमामो मुहुः ॥*

**जनपद्नो मरकी आदिथी विनाश**

પ્લેગ એક ભયંકર રોગ, કર ઉપજાવનારી યમયાતના છે. આ રોગ પહેલવહેલો ઇ. સ. ૧૮૯૫માં મુંબઇમાં પેઠો ત્યાંથી હિન્દુસ્થાનમાં બધે ફેલાયો; ફેલાવાના કારણોમાં માણસોની આવજા, દૂષિત સ્થળેથી આવેલી વસ્તુઓ. ખાવી અને ઉંદરમાં આ રોગ દાખલ થયા પછી તે ઉંદરનો ફેલાવો એ મુખ્ય છે. હિંદી પ્રજાને આ દુષ્ટ રોગે આજ ૨૫ વર્ષ થયાં હેરાન કરી છે. લગભગ એક કરોડ માણસોને પોતાના ખપ્પરમાં લીધાં તોપણ તેની ભુખ મટતી નથી; અને એક બે વર્ષે જુદે જુદે ઠેકાણે દેખાવ આપે છે. હિન્દુસ્થાન ગરીબ ધનહીન બળહીન તો હતો તેમાં પ્લેગે ઉમેરો કર્યો. લાખો માતાઓ પ્યારાં બાળકોને છોડી ચાલી ગઇ. લાખો યુવાનો કે જેઓ વિષે હિંદને ભવિષ્યમાં પોતાના ઉધ્ધાર કરનારા તરીકે આશા હતી તેઓ હમેશને માટે મૃત્યુશય્યા ઉપર સુઇ ગયા. લાખો સ્ત્રીઓનાં સૌભાગ્ય કાચની પેઠે ફુટી ગયાં; અને તે યુવતીઓ વિધવા થઇ પોતાના શોકની વાર્તા સંભળાવી સંભળાવી હિંદને રોવરાવવા લાગી. તેથીજ પ્લેગનું ભયંકર આગમન સાંભળતાંજ હિંદી પ્રજાનું હૃદય કંપી ઉઠે છે. જે શહેરમાં પ્લેગનું આગમન થાય છે ત્યાં કોલાહલ મચી જાય છે. જે લલનાઓયે પોતાના ઘર બહાર પગ મુકયો નથી હોતો તે વગડામાં રહે છે., શેઠ સાહુકાર રાજા મહારાજા પોતાના ગગનચુંબી બંગલા મહેલોને છોડી ખડની ઝુંપડીયુંમાં રહી કૃત્રિમ વાનપ્રસ્થાવસ્થાસ્થિત-તપસ્વીઓની નકલ બતાવે છે.

શાસ્ત્રો પુરાણો અને વૈદ્યકશાસ્ત્ર ઉપરથી જાણી શકાય છે કે આગળના વખતમાં પણ આવા લોકક્ષયકૃત રોગો થતા; પણ તે હાલની પેઠે એક બે વર્ષે નહીં. ચરકમાં ભગવાન્ પુનર્વસુ પાંચાળદેશમાં કાંપિલ્ય રાજ્યધાનીમાં ગંગા નદીને કિનારે ફરતા હતા તે વખતે અગ્નિવેશને કહ્યું હે અગ્નિવેશ, આજકાલ નક્ષત્ર ગ્રહ, ચંદ્ર, સૂર્ય, વાયુ અને દિશાઓનાં ચિન્હો એવાં જણાય છે કે જરૂર આથી ઋતુ બગડશે અને થોડા વખતમાં પૃથ્વી ઔષધીઓમાંથી ગુણને ખેંચી લેશે; માટે ઔષધીના રસ વીર્ય વિપાક પ્રભાવ નાશ

પામે નહીં તે પહેલાં આપણે તેનો સંગ્રહ કરી લઇએ કે જેથી મનુષ્યોનો સંહાર કરનારો રોગ ફાટી નીકળે તો લોકોને બચાવી શકાય. ભગવાન્ પુનર્વસુ આગળ ચાલતાં કહે છે કે મનુષ્યના સામાન્ય ભાવ એટલે વાયુ જળ દેશ કાળ એ દૂષિત થાય છે ત્યારે એકકાળે લોકોનો નાશ કરનારા રોગો ઉદ્દભવે છે. જેમકે વાયુ ઋતુને અનુસરતો ન હોય, બહુ ઓછા વેગનો કે બહુ તીવ્ર વેગનો હોય, સ્પર્શમાં સારો ન લાગે તેવો, બહુ ઠંડો, બહુ ઉષ્ણ, દુર્ગંધયુક્ત તથા અશુદ્ધ હોય, પાણી ગંધ રંગ સ્વાદ અને સ્પર્શમાં બગડી ગયું હોય, ગ્લાનિ ઉપજાવતું હોય, જે દેશમાં સ્વાભાવિક રીતે ગરમી ઠંડી પવન રહેવા જોઇએ તેટલાં ન હોય, ન્યુનાધિક હોય, જે જગ્યા બહુ ભેજવાળી હોય, જ્યાં સર્પ, ડાંસ, માંખીયો, ઉંદર, ઘુડ, શિયાળીયાં, ગીધ જેવાં જંતુઓ વધી ગયાં હોય, લોકોમાં ધર્મ, સત્ય, લજ્જા, આચાર, પવિત્રતા, નષ્ટ થયાં હોય, પુંછડીયા તારા, ઉલ્કાપાત, તોફાની પવન, ભૂમિકંપ વગેરે ઉત્પાત થયા કરતા હોય, લોકોમાં ઉદ્વેગ, ત્રાસ, રૂદન, દુઃખ વધ્યા કરતાં હોય ત્યારે જાણવું કે લોકોનો નાશ કરનારો રોગોપદ્રવ થશે એવા ભયંકર વખતમાં પણ ઔષધ સેવન કરનારાઓને રોગનો ભય રહેતો નથી. વમન વિરેચનાદિથી શરીરનું શોધન, રસાયન ઔષધનું સેવન, સત્ય, પ્રાણિમાત્રપર દયા, દાન, દેવતાપૂજન, બળિદાન, પવિત્ર આચરણ, શાંતિ, શરીરસંરક્ષણની કાળજી, બ્રહ્મચર્ય વગેરે બાબતો એ ભયંકર યાતનામાથી બચવાનાં સાધનો છે.

વાયુ બગડવાથી જળ બગડે છે, જળથી દેશ અને દેશથી કાળ બગડે છે. તેનું મૂળ કારણ અધર્મ છે. પવિત્ર આચરણ નહીં રાખવાથી અધર્મ થાય છે. પોતાની ગફલતી કે ભુલથી અધર્મ અને અસત્કર્મ માણસ કરે છે. જ્યારે દેશ, પ્રાંત અને શહેરના આગેવાનો ધર્મને છોડે છે અને તેના આશ્રિતો કે તેઓને અનુસરનારાઓ તે અધર્મને ફેલાવે છે ત્યારે અધર્મ વધી જઇ ધર્મ અદૃશ્ય થાય છે. ત્યારે લોકોમાંથી દૈવીશક્તિ જતી રહે છે, ઋતુ બગડે છે; વરસાદ વખતસર વરસતો નથી; પવન દૂષિત થાય છે જોઇએ તેવા વાતા નથી, પૃથ્વી રસ વિનાની તથા વિકારવાળી થઇ જાય છે; જળાશયો બગડી જાય છે; ઔષધો પીવા લાયક રહેતા નથી; ઔષધીયું પોતાના ગુણ ધર્મ તજી દે છે; ત્યારે સ્પર્શ ખાદ્ય પેયદ્વારા પોતાનાં શરીરોને દૂષિત કરી લોકો મરણ પામે છે. યુદ્ધથી થતાં લોકોના નાશમાં પણ અધર્મ જ કારણ છે. જે પ્રજાનાયકોના લોભ, ક્રોધ, મોહ, માન ઘણા વધી જાય છે તે લોકો નિર્બળ લોકોના અપમાન કરી પોતાની પ્રજાનો કે બીજા દેશની પ્રજાનો હથિયારોથી ઉચ્છેદ કરી નાખે છે. ભૂત પ્રેત રક્ષોગણાદિ પણ અધર્મ વધી જવાથીજ લોકોનો નાશ કરવામાં પ્રવૃત્ત થાય છે. અધર્મી-ધર્મવિહીન લોકો, ગુરૂ, વૃદ્ધ, સિદ્ધ, ઋષિ તથા બીજા માનવા લાયક પુરૂષોનાં અપમાન કરી તેઓને દુઃખ આપે છે ત્યારે તેઓના શાપથી પણ પ્રજાનો નાશ થાય છે અને તેમાં ધર્મિષ્ઠ સત્યવાદી લોકો પણ નિર્દોષ છતાં નાશ પામે છે.

## જનપદનો મરકી આદિથી નાશ.

પૂર્વે પણ અધર્મ વધ્યા વિના પ્રજા દુઃખી થતી નહોતી. ત્યારે દેવ સરખા ઓજવાળા, બળથી અમિત પ્રભાવવાળા, પર્વત સરખા મજબુત શરીરવાળા, પ્રસન્ન ઇંદ્રિયુંવાળા, ઉજ્વળ કાંતિવાળા, પવન સરખા વેગવાળા, સત્ય સરળતા ક્રૂરતા વિનાના, દાન દમ નિયમ તપ ઉપવાસ બ્રહ્મચર્ય આદિ વ્રત સેવનારા, ભય રાગ દ્વેષ લોભ ક્રોધ શોક રોગ માન નિદ્રા તંદ્રા શ્રમ ગ્લાનિ આળસ વિષયલંપટતાથી રહિત અને દીર્ઘાયુષી મનુષ્યો થતાં ધાન્ય ઔષધીયું વિગેરે પણ તે વખતે રસ વીર્ય વિપાક પ્રભાવવાળીયું થતી. લોકો પોતાનો ધર્મ ચુકતાં ગયાં તેમ તેમ શરીરગૌરવ શ્રમ આળસ લોભ દ્રોહ અસત્ય કામ ક્રોધ માન દ્વેષ કઠોરતા અભિઘાત ભય તાપ શોક મનનો ઉદ્વેગ વિગેરે વિકારો એક પછી એક વધતા ગયા. તેમ તેમ ધર્મ પણ ઓછો થતો ગયો અને તેથી પૃથ્વી પાણી અગ્નિ વાયુના ગુણ પણ ઓછા થતા ગયા. ઔષધીયું તથા ધાન્યાદિમાંથી રસ વિગેરે ઓછા થવા લાગ્યા. તેથી લોકો વધુ રોગી અને ટુંક આયુષ્યનાં થવા માંડયાં. કેટલાક લોકોનું એવું માનવું હોય છે કે આયુષ્ય નહીં હોવાથીજ લોકોનો નાશ થાય છે એટલે જેનું જેનું જેટલું આયુષ્ય હોય તેટલુંજ જીવે છે આ વાત ખરી નથી. પૌર્વદેહિક કર્મ અને સંભાળ રાખવાની યોજના એ બન્ને સુખપૂર્વક આયુષ્ય ગાળવાનાં સાધન છે. આયુષ્યનો સંબંધ પૂર્વજન્મ કે પ્રારબ્ધ સાથેજ હોય તો આયુષ્ય વધારનારાં ઔષધો, મંત્ર મણિ મંગળબલિ, ઉપહાર, હોમ, નિયમ, પ્રાયશ્ચિત્ત, ઉપવાસ, સ્વસ્તિવાચનાદિ વૈદિક ક્રિયા વગેરેની જરૂરીજ રહે નહીં. પ્રાણનાશક ગાંડા થઇ ગયેલા બળધ હાથી ઉંટ ઘોડા પાડા વગેરેથી કે ભયંકર વાવાઝોડા વગેરેથી શરીરને બચાવવાનો પ્રયત્ન કરવાની જરૂર ન રહે. પર્વતપરથી પડવાનો, કે નદીના ભયંકર વેગનો પણ ભય હોવો ન જોઇએ. અનેક જાતના શત્રુથી, અગ્નિથી, વિષથી, સર્પાદિ જનાવરોનાં દંશથી, રક્ષણ કરવાની જરૂર ન રહે. દેશકાળ અનુસાર વર્તણુક રાખવાની, શરીરનાશક સાહસ કામ કરતાં ડરવાની કે રાજકોપથી ભય પામવાની પણ જરૂરી ન રહે. કારણ કે પૂર્વજન્મથી તેનું આયુષ્ય તો નક્કી થયેલુંજ છે, જો અકાળ મરણથી કોઇ મરતું ન હત તો તેનો ભય રાખવાની જરૂરી કોઇને જણાત નહીં; અને અકાળ મરણને દુર કરવાનો યત્ન પણ કોઇ કરત નહીં. રસાયનાધિકારમાં આપણા મહર્ષિઓએ આયુષ્યવર્ધક પ્રયોગો વર્ણવ્યા છે તે પણ ખોટા ગણાત. આયુષ્ય નક્કી થયેલુંજ હોત તો રોગોના ઉપચાર કરવાની જરૂર નહોતી. ઋષિઓને દીર્ઘાયુષ માટે તપશ્ચર્યા કરવાની કે રસાયન ઔષધ સેવવાની જરૂરી ન પડત. પરંતુ આપણે નજરે જોઇએ છીએ કે ઔષધ, મણિ, મંત્રાદિથી આયુષ્યનું રક્ષણ થાય છે; અને તેનું સેવન નહીં કરનારાઓ મૃત્યુ પામે છે. ગાંડા થયેલા હાથી ઘોડા કે જનાવરથી કે શત્રુથી રક્ષણ નહીં કરનારા મરે છે અને રક્ષણ કરનારા બચે છે. પર્વત ઉપરથી કુદનારો મરે છે અને તેમ નહીં કરનારો જીવે છે. ભયંકર નદીના વેગમાં પડનારો જીવી શકતો નથી. રસાયન ઔષધ સેવનારો અને તપશ્ચર્યા કરનારો દીર્ઘાયુષી થાય છે. માટે આયુષ્ય નિયત-નક્કી થયેલું નથી હોતું. એમ નિશ્ચિત માની શકાય છે કે હિતકારક આચરણ આયુષ્યને નભાવનારૂં અને રક્ષણ કરનારૂં છે તથા તેથી અવળું આચરણ આયુષ્યને તોડનારૂં છે. તેમજ દેશકાળ પ્રકૃતિની

વિરૂદ્ધ આહારવિહારાદિ કરવાથી પણ અકાળ મૃત્યુ થાય છે. આપણે જાણીએ છીએ, જોઇએ છીએ અને ઉપદેશ કરીએ છીએ કે સર્વ બાબતના અતિયોગનો ત્યાગ, મળ-મૂત્રાદિના વેગનો ઉત્સર્ગ, શરીરનાશક સાહસિક કર્મો કરવાનો પ્રતિબંધ એ આરોગ્ય અને આયુષ્ય વધારનારાં છે. ગાડીનો ધરો કાળાંતરે કરીને ઘસાઇ ઘસાઇ ભાંગી જઇ ગાડી નિરૂપયોગી થઇ જાય છે તેમ શરીર પણ કાળે કરીને નાશ પામે તે ખરૂં મૃત્યુ છે; પણ અકસ્માત્થી હદ ઉપરાંત બોજો નાખવાથી, ચઢ ઉતરના વિષમ માર્ગે ચલાવવાથી, પૈડું ભાંગવાથી, ગાડીમાનાં બીજા અવયવોના નાશથી કે હાંકનારની ગફલતીથી ધરો ભાંગી જાય અથવા સાજો હોય તોપણ ગાડી નકામી થઇ જાય તેવીજ રીતે શક્તિ ઉપરાંત કામ કર-વાથી, ભુખથી, વધુ કે ખરાબ અન્ન ખાવાથી, અતિશય મૈથુનથી, દૂષિત વ્યવહારથી, મળમૂત્રા-દિના વેગ રોકવાથી, કામક્રોધાદિના વેગ કાબુમાં નહી રાખવાથી, ભૂત, ઝેર, અગ્નિ, રોગ અને મારક વ્યાધિના ઉપદ્રવથી, અન્નનો બિલકુલ ઉપયોગ નહી કરવાથી, આયુષ્ય છતાં મૃત્યુ નીપજે છે. એવાં કારણો સાથે રાજા પ્રજા પોતાના ધર્મને ભુલે છે, અધર્મમાં પ્રીતીવાળી થાય છે ત્યારે એકકાળે લાખો માણસોનો સંહાર કરનાર અનેક રોગો ઉભરી નીકળે છે વેદમાં કહ્યું છે કે "યજ્ઞથી વરસાદ થાય છે અને વરસાદથી અન્ન પેદા થાય છે" જ્યારથી દેવને સાધારણ પુરૂષ માની તેની ભક્તિ આપણે છોડી ત્યારે આપણી રક્ષા કર-વાનું પણ તેઓએ છોડી દીધુ અને તેજ કારણ છે કે હાલના સમયમાં ઉપરાઉપર દુકાળ પડયા કરે છે અને તે દ્વારા લાખો આર્યો યમસદનમાં પહોંચે છે અને કરોડો હિંદી-વાનોના મોમાંથી અન્ન અન્ન પાણી પાણીના આર્તનાદ નીકળે છે. આર્યવર્તને બધાથી પ્રિય ધર્મ હતો. આર્યાવર્તની રહેણીકરણી ખાનપાન વ્યવહાર આદિ પ્રત્યેક બાબતમાં ધર્મ અધર્મનો વિચાર હતો. હાલમા તે પ્રાણ સરખા ધર્મની શી દશા છે? શું તે વખ-તના આકાશને ગજાવતા વેદધ્વનિ કયાંય સભળાય છે? શું યજ્ઞાદિના સ્વાહાકારના મહાનાદ ઘેર ઘેર થતા તે આજે પોતાને કર્મનિષ્ટ ગણનારા બ્રાહ્મણને ત્યા પણ નિકળે છે? ને યજ્ઞના ધુમ્રથી દશ દિશાઓ ધુપિત બને છે? જટાજૂટધારી તપસ્વી સાધુ પુરૂષોનાં દર્શન કયાંય થાય છે? પવિત્ર સોમપાનનો સ્વાદ કોઇ જાણે છે? મિથ્યાહારવિહારનો પરિત્યાગ કરી, દેશકાળ પ્રકૃતિ અનુસાર વ્યવહાર રાખી, શારીરિક ધર્મ પાળવામાં આવે છે? આજ તેમાંનું કશું નથી. આજ તો ઠેકાણે ઠેકાણે વેદધ્વનિને બદલે વેસ્યાઓના ગાનતાનના ધ્વનિ, હારમોનીયમના સ્વર અને નાટકોનાં અશ્લીલ, અસ્વાભાવિક, નૃત્ય ગાનોથી આકાશ ગુંજે છે. ઉદર પોષણાર્થ પાંચ પૈસા મેળવવા માટે લોકોને છેતરવામાં બ્રાહ્મણો ઇતિકર્તવ્ય માને છે. યજ્ઞધૂમને બદલે સીગારેટોના ધુંવાડાથી વાતાવરણ ભરાતું દેખાય છે. લોકકલ્યાણકર સાધુઓને બદલે પોતાને સાધુની કોટીમાં મનાવવા જમાનાને અનુસરતા પ્રપંચો રચનારા કત્રિમ સાધુઓ ઉદ્ભવ્યા કરે છે. 'આયુષ્ય બુદ્ધિવર્ધક પાનોને બદલે ચાના દૂષિત ઉકાળા ઘેર ઘેર અને શેરીએ શેરીએ ફેલાઇ ગયા છે. અને યજ્ઞગૃહનું સ્થાન હોટલોએ લીધું છે. સાત્વિક પવિત્ર રીતે તૈયાર થતાં ભોજનો બદલે પરદેશથી

## જનપદનો મરકી આદિથી નાશ.

રંધાઇને આવતાં અથવા મલીન રીતે તૈયાર થતાં ખાદ્યપેય પદાર્થો અને કદન્નોથી અર્વાચીન પ્રજાનાં ઉદર પોષણ મેળવે છે એજ કારણ છે કે અમારો દેશ પ્લેગ જેવા વિધ્વંસક રોગોનું ઘર થઇ પડયો છે.

પ્લેગમાં મુખ્યત્વે કરી પૃથ્વી બગડી તેમાં વિષૈલ જંતુઓ પેદા થઇ વધે છે. પૃથ્વીમાં એક એવો ગુણ છે કે એક બીજકને અનેકગણું વધારી દેવું; તેથીજ દૂષિત જંતુઓ પોતાના સમાન ધર્મી બીજા લાખો જંતુઓને પેદા કરી લોકક્ષય કરે છે. દેશી વૈદ્યકના મત પ્રમાણે આ દરદનું અમુક ખાસ નામ નથી આપી શકતું. અગ્નિરોહિણી, મૂષકવિષ, વિદ્રધી, વીસર્પ, અગ્નિસન્નિપાત આદિ નામ વૈદ્યો આપે છે. ઉંદરથી આ દરદ ઉત્પન્ન થાય છે અને ઉંદરનો નાશ થયે કે ઉંદર ન હોય ત્યાં ફેલાતું નથી. એટલે ઘણા વૈદ્યો ડાકતરોની માન્યતા પ્રમાણે ઉંદરના વિષથી થનારૂં દરદ આ કહી શકાય. તેમાં પ્રશ્ન થાય છે અમુક ઋતુમાં બે પાંચ વર્ષે અમુક સમયેજ ઉંદરોનું આ વિષ કેમ નાશકારક થાય છે? જો ઉંદરનું વિષજ આ દરદ ઉત્પન્ન કરનારૂં હોય તો હમેશાં ઉંદરો તો માણસો સાથે ઘરના કુટુંબની પેઠે જોડાઇ રહે છે કદી પણ છુટા પડતા નથી. ખાવાપીવાના પદાર્થોમાં ઉંદરનો હાથ ન પહોચ્યો હોય એવું હજારે એક ઘર ભાગ્યે નીકળી શકે. ઉંદરનો સ્વભાવ છે કે જે ચીજ ખાય તેમાં મુતરે લીંડી કરે. ત્યારે આપણને ખાત્રી થશે કે હમેશની ચર્યામાં લોકો ઉંદર સાથે વધુ નિકટ સહવાસમાં છતાં તેનું વિષ બાધક થતું નથી ત્યારે અમુકજ સમયે તેમ થાય છે એટલે એ ખાત્રીથી માની શકાય કે અમુક વખતે વાતાવરણજ એક પ્રકારે દૂષિત થાય છે. મુખ્ય કારણ ઉંદરવિષ નથી. માત્ર એટલું બને છે કે તે દૂષિત વાતાવરણની અસર ઉંદર ઉપર થયા પછીજ ઉંદર મારફત મનુષ્યમાં પ્રસરે છે. આપણા જોવામાં પણ આવે છે કે અમુક ઠેકાણાની હવા ખરાબ થાય છે એટલે ઉંદર પોતે એ જગ્યા છોડી બીજે ઠેકાણે જતા રહે છે. સપડાયેલા ઉંદર મારફત મનુષ્યને લાગુ પડે છે. છતાં આ દરદને મૂષિકવિષ કહીએ તો પ્લેગદૂષિત મૂષિકવિષ કહી શકાય પણ સાજા મૂષિકનું વિષ કહેવાય નહીં. સુશ્રુતમાં મૂષિકકલ્પાધ્યાયમાં ઘણી જાતના ઉંદર અને તેનાં વિષનાં વર્ણન છે તેમાં અઢાર જાતના ઉંદરો કહ્યા છે તેમાંના કેટલાક ઉંદરનું મૂત્ર વીર્ય કે લીંડી શરીરને અડે, શરીરપર પડે, કરડે કે તેનું ખાધેલું ખાવામાં આવે તો લોહીનો બગાડ, સોજો, ગાંઠ, મૂર્છા, તાવ, શ્વાસ, હેડકી, પીડા, બળતરા વગેરે થાય છે એમ લખ્યું છે. પણ તે તો હરકોઇ વખતે તેવા ઝેરી ઉંદરથી થઇ શકે છે ખાસ અમુક વખતેજ નહીં. અને તે એકકાળે અનેક માણસોને થતું નથી તેમ એને ચેપી કહ્યું નથી. માત્ર જે માણસ તેવા ઝેરી ઉંદરનું એઠું ખાય કે જેને ઉંદર કરડે તેનેજ તે દરદ કરે છે; એટલે પ્લેગને મૂષિકવિષ કહી શકાય નહીં. ચરકના જનપદોદ્ધ્વંસનીય અધ્યાય ઉપરથી જણાય છે કે એકકાળે પ્રજાનો નાશ થવા માટે વાતાવરણ દૂષિત થાયછે ત્યારે અમુક એકજ જાતનાં દરદ થતાં નથી અનેક પ્રકારના ઉપદ્રવ થઇ લોકોનો મરો થાય છે. ભગવાન્ પુનર્વસુએ અગ્નિવેશને ચેતવણી આપતાં કહ્યું છે કે, અમુક કારણે વાતાવરણ બગડતાં

અનેક પ્રકારના ઉપદ્રવો થાય છે. એટલે ભૂતકાળમાં પણ તેવા ઉપદ્રવો થયેલા એવું સૂચિત કર્યું છે. પણ તે ઉપદ્રવો આવી જાતના હોય છે આવાં ચિન્હો થાય છે વગેરે દર્શાવ્યું નથી; એટલે કયા સમયે કેવા ઉપદ્રવથી પ્રજાનો નાશ થશે તે નક્કી હોતું નથી. એમ માની શકાય કે પ્લેગ-મરકી એ નામનું અથવા મરકીમાં થતાં ઉપદ્રવોવાળું દર્દ પૂર્વે નહીં પ્રકટ થયું હોય જો કે કેટલાક પુરાણાદિ પ્રાચીનશાસ્ત્રોમાં "હુતાશનો જલં વ્યાધિર્દુર્ભિક્ષોમરકસ્તથા" એવો ઉલ્લેખ પ્રજાનાશ થનારા હેતુઓમાં જણાવેલ છે; પણ મરક મારક કે મારી એવા શબ્દો નાશક વાચ્યાર્થમાં વાપરેલા છે. હાલમાં મરકી જે રૂપમાં જણાય છે તેનું વર્ણન ક્યાંય મળતું નથી એટલે આ દરદ પૂર્વકાળમાં આર્યાવર્તમાં ઉત્પન્ન થયું નહીં હોય એમ મનાય છે.

જીવરામ કાળીદાસ વૈદ્ય.



मरकीथी रक्षण अने उपायो.

**પ્લેગથી રક્ષણ**—પ્લેગ ભાદરવાથી માઘ માસ સુધીમાં ઉપડે છે અને શાંત થાય છે. ગામમા પ્લેગની હવા પ્રગટ થયાના ખબર મળે કે તુરત ગામ છોડી દેવું. જેમ બને એમ ન હોય તો નીચે પ્રમાણે સાવચેતી રાખવી. ઘરની ગંદકી કાઢી નાખવી; ઘરની આજુબાજુ ગંદકી રહેવા દેવી નહીં દાતણ લીંબડાનું કરવું. સાબુ ચોળી નહાવું. પહેરવાનાં કપડાં ધોયેલાં પહેરવાં તથા કપડાં ખુલી હવામાં કે તડકે ટીંગાડી રાખવાં. ખાવાની વસ્તુઓ તથા સીધો સામાન તાજેતાજો વાપરવો. લોટ હમેશનો દળેલો ખાવો. દળનાર માણસનાં કપડાં. શરીર સ્વચ્છ રખાવવાં. ઘંટી એકદમ સાફ કર્યા પછીજ દળાવવું. ચોખા ઘઉં કોળા વગેરે ચીજો એ ચાર મહીના પહોંચે તેટલી લઇ લેવી. દરેક ધાન્યને ધોઇ સુકવી સ્વચ્છ વાસણમાં ભરી રાખવાં કે જેમાં ઉંદર વગેરે જંતુઓ જઇ શકે નહીં; કરોળીયા કે દેડ-ગરોળી જેવાં જંતુઓની લાળું વ. પડે નહીં અને બહારની હવાની કાંઇ અસર થાય નહીં. ઘરનાં બધા માણસો પવિત્રતા સ્વચ્છતા બરાબર રાખે તે સંભાળ રાખવી. મોદીખાનાંની (દુકાનની) કાંઇપણ ચીજ ખાવી નહીં. તેલ ગરમ કરી ભરી રાખવું. ઘી સખત ગરમ કર્યા પછી ખાવું. ખાંડ સાકરની ચાસણી કરી મેલ કાઢી નાંખી તેની ખાંડ બનાવી વાપરવી. ઘરમાં તથા મકાનની આજુબાજુ બન્ને વખત ધુપ કરવો. કડવાં ઓસડીયાંની ધુંવાડી કરવી. ઘી, ચોખા, સાકર વગેરે ચીજોનો હમેશાં સવારે હોમ કરવો. ઘરમાં કે આસપાસ ઉંદર પડે તો તે સ્થાન છોડી દેવું. પ્લેગના દરદી પાસે કે તેવા લતામાં જવું પડે તો ત્યાંથી આવી કપડાં બદલાવી-નાખવાં; અને નાહી નાખવું હમેશાં લીંબડો, કડુ, કરીઆતું. કડાછાલ, વાવડીંગ એવાં ઓસડીયાં ખાવાં. લીલોતરી શાક હમેશનું હમેશ તાજું ઉતારેલું મળે તોજ ખાવું; અને તેપણ ઘેર લઇ આવ્યા પછી તાજા પાણીએ ધોઇ સાફ કપડે કોરું કરી પછી રાંધવું. બાર કલાક પહેલાં ઉતારેલું શાક વાપરવું નહીં. ખોરાક બન્ને વખત ગરમ અને હલકો ખાવો. સવારનું રાંધેલ સાંજે કે સાંજનું સવારે ખાવું નહીં. બ્રહ્મચર્ય

પાળવું. ઢોલીયા કે ખાટલા ઉપર સુવું. બેજવાળું મકાન કે જગા છોડવી. નીચેની દવાનો પ્લેગના વખતમાં પ્લેગથી બચવા માટે નીરોગી માણસોએ ઉપયોગ કરવો.

**પ્લેગ પ્રતિબંધક ગોળી**—પારદ તોલા ૨, ગંધક તોલા ૪, લોહભસ્મ તો. ૧, તામ્રભસ્મ તો. ૧, અભ્રકભસ્મ તો. ૧, મોટી હરડેની છાલ તો. ૫, વાવડીંગ તો. ૨॥, સુંઠ તો. ૧॥, પીપર તો. ૧॥, મરી તો. ૨, મંડૂરભસ્મ તો. ૪, ગુગળ શોધેલો તો. ૫, ચિત્રકમૂળ તો. ૪, કડુ તો. ૨૦, ગળો તો. ૧૦, કરીયાતું તો. ૫, સીંધાલુણ તો. ૫, લીંબડાનાં પાન તો. ૨૦ બધાંને સાથે ખાંડી કપડે ચાળી લીંબડાના પાનને પાણીમાં વાટી રસ કાઢી તે વડે ઉપલો ભુકો પલાળી ૬ છ રતીભારની એટલે આશરે ચણીયા બોર જેવડી ગોળી વાળવી. હમેશાં સવાર સાંજ બબે કે ત્રણ ત્રણ ગોળી મોટા માણસે પાણીથી ખાવી. છોકરાંને ઉમર પ્રમાણે ઓછી આપવી.

**ગંધક રસાયન**—સવાર સાંજ બે બે આનીભાર મધ ઘીમાં ચાટી ઉપર દુધ પીવું. તેની બનાવટ યોગરત્નાકર પૃ. ૪૯૦માં આ પ્રમાણે છે. શોધેલા ગંધકને ગાયનું દુધ તજ તમાલ એલચી નાગકેસર ગળો હરડે બેડાં આમળાં સુંઠ ભાંગરો અને આદુ એ દરેકના રસની આઠ આઠ ભાવના આપી સુકાવી તેમાં સરખે ભાગે સાકર મેળવી ઘુંટી શીશામાં ભરી રાખવું. પ્લેગના વખતમાં નાનાં મોટાં સ્ત્રી પુરૂષ યુવાન સગર્ભા દરેકે આ ઔષધ સેવવું. ગંધક રસાયનની ઉપર પ્રમાણે બનાવટ મુશ્કેલવાળી છે પ્લેગનો આજાર શરૂ થતાં ઉપર પ્રમાણે ૧૨ ઔષધોની ૯૬ ભાવના આપવા માટે ૨ મહીના ઓછામાં ઓછા લાગે; માટે કાંતો આ ઔષધ અગાઉથી તૈયાર કરવું અથવા કોઇ કારખાનામાંથી મંગાવવું અથવા તો ગંધક રસાયનની નીચે પ્રમાણેની સહેલી ક્રિયાથી તૈયાર કરી વાપરવું. શુદ્ધ ગંધક તોલા ૨૦, તજ તમાલ એલચી નાગકેસર ગળો હરડે બેડાં આમળાં સુંઠ ભાંગરો દરેક તોલા ૪ ચાર બધાંને સાથે ખાંડી ઝીણે હવાલે ચાળી આદુ તોલા ૨૦ ને કચરી થોડું પાણી નાંખી તેનો રસ કાઢી ઉપલા ચૂર્ણને ભાવના દઇ સુકવી તેનું જેટલું વજન હોય તેટલી ધોયેલી સાકર મેળવી ખરલ કરી શીશો ભરી રાખવી. ટંકે ૦ા પા તોલો પાણીથી ખાવું.

**પ્લેગ પ્રતિબંધક ચૂર્ણ**—સુંઠ, લીંબડાનું પંચાગ, ધમાસો, હરડે, સરગવાનાં બી, ચંદન, ગંધક, અતિવિષ, કાળીપાઠ, ઉપલેટ, દેવદાર, ભોરીંગણીનાં ડોડવાં, અરડુસીનાં પાન; કચુરો, પીપર, મરી, ગળો, ધાણા, મોથ, જેઠીમધ, હળદર, આંબાહળદર, કરીયાતું, ખડસલીયો બધાં સરખે ભાગે લઇ ખાંડી ઝીણે હવાલે ચાળવાં. સવાર સાંજ મોટા માણસને ૦ા તોલો નવશેકા અથવા ઠંડા પાણી સાથે આપવું બાળકોને ઉમર પ્રમાણે ઓછી માત્રા આપવી.

**પ્લેગ પ્રતિબંધક તેલ**—હળદર, આંબાહળદર, મજીઠ, ઇન્દ્રામણાના મુળ, બોર્ગ ગણીના પ્રડવા, કરીયાતુ, કડુ, મોથ, કપુરકાચલી, આમળા, આસોધ, સુખડનો ભુકો દરેક પાચ પાચ તોલા લઇ મેદા જેવા પાણીમા વાટવા પછી તેમા ૧૦૦ તોલા પાણી મેળવવુ અને ૨૦૦ તોલા તલનુ કે ટોપરાનુ તેલ મેળવી પકાવવુ પાણીનો ભાગ બળી જાય અને કુચો નથી નીચે બેસી જાય એટલે તેલ કપડે ગાળી શીશી ભરવો સુગંધી કરવુ હાય તો તેમા કાઠ એમેન્સ કે અત્તર જરા મેળવવુ આ તેલ સવારમા ન્હાયા પેલા અને રાત્રે સુતી વખતે શરીરે માલીસ કરવુ પ્લેગના વખતમા બૈરાઓએ વાળમાં નાખવાના હરકોઇ તેલમા આ તેલ થોડુ મેળવીને વાપરવુ

**પ્લેગ પ્રતિબંધક ધૂપ**—હીંગડો ૨, દેવદાર ૫, લોબાન ૧૦, ગુગળ ૧૦, કડુ ૫, કરીયાતુ ૫, લીંબડાના પાન ૩૦, ઉપલેટ ૧૦, સરસવ ૧૦, ચોખા (ચાવલ) ૨૫, જવ ૧૫, મોરના પીછના ચાંદ ૧૦, મીંદોળ ૧૦ વજ ૫, કપાશીયા ૧૦, બકરીનીલીંડી ખાડી હવાને ચાળી ૧૦૦ ભાગ લઇ ઘીનો કરમો દેવો તેમાથી હમેશા સવાર સાંજ ધુંવાડી ધૂપ કરવો પ્લેગના દરદી પાસે પણ આ ધૂપ આખો દીવસ રાત કરવામા આવે તો વધુ સાર.

ઇંગ્રેજી દવા—પ્લેગથી રક્ષણ મેળવવા માટે કેટલીક વપરાય છે ટીં ચરર ઓપોઇન ર્ફેરી કાહડ ૧ ડ્રામ, ૧ ઔંસ પાણીમા મેળવી સવાર સાંજ અર્ધો અર્ધો ઔંસ તે પાણી પીવુ સલ્ફર ૪૦ ગ્રેન, કિવનાઇન ૪૦ ગ્રેન, આર્સેનિક એસીડ ૧ ગ્રેન, અફીણ ૧૦ ગ્રેન, ઇપિકાક (અથવા આકડાના મૂળની છાલનો ભુકો) ૧૦ ગ્રેન, ગ્લીસરીનમા ગોળી ૬૦ વાળવી, સવાર સાંજ એકેક અથવા બબે ગોળી પાણીથી આપવી ઇંગ્રેજીવૈદામા મુખ્યત્વે કરી પ્લેગથી બચવા માટે રસી (ઇનાકયુલેશન) મુકાવવાનો ઉપાય ઉત્તમ મનાય છે તેને હોફકિન્‌પ્લેગ પ્રોફિલેકિટ્ક સિરમ્ કહે છે મરેલા પ્લેગના જંતુઓવાળા માસનુ પ્રવાહિ એ આ રસી ઉત્પન્ન કરનારૂં મધ્યસ્થ રસદ્રવ્ય છે પ્લેગજંતુ પ્રથમ કૃત્રિમ રીતે ઉછેરવામા આવે છે પછી તેને મારવામા આવે છે પ્રથમના વિષ સાથે પ્લેગ જંતુઓ મરવાથી તેમાંથી વિષ તૈયાર થતું જ નથી—ઘણાજ સ્વચ્છ કાર્બોલીક એસીડથી એસીડયુલેટ્ કરી તે પ્રવાહીનો એક પદાર્થ બને છે તે રસીની પિચકારીઓ ભરી બંધ કરવામા આવે છે તે રસીથી મનુષ્ય પ્રાણીના શરીરમા ઇન્જેક્શન કરવામા આવે છે જેથી પ્રકૃતિની પ્રતિક્રિયા થઇ વિષનું શૂન્ય પરિણામ આવે છે એવી રીતે શરીરમા રસી મુકવી તેને ઇનૉક્યુલેશન કહે છે, પરંતુ પ્રત્યેક મનુષ્યના શરીરની પરિસ્થિતિના ભિન્નપણાને લીધે એની માત્રા (Dose) નક્કી થઇ શકી નથી અટકળેજ કામ ચલાવવુ પડે છે કેવી શક્તિ બળવાળા મનુષ્યમાં કેટલી માત્રાથી રસી મુકવી કે જેથી તેનો પ્લેગથી બચાવ થાય તે હજી નક્કી કરેલું નથી રસી જો જુની હોય તો પ્લેગ થતો અટકવાનો સંભવ છે પણ જો રસી નવી હોય તો પ્લેગથી બચવુ મુશ્કેલ છે, એટલુંજ નહીં પણ તે રસી મુક્યા પછી માણસની ભયંકર સ્થિતિ થઇ જાય છે તેમાં વળી તાજી રસીની માત્રા વધુ મુકાણી હોય તો વધુ

હોય તો વધુ ભયંકર પરિણામ આવે. રસી મુકાવેલા લોકો પ્લેગથી બચીજ શકે છે એવો મજબુત પુરાવો તેના પ્રતિપાદન કરનારાઓ રજુ કરી શકતા નથી; તેમ સાજા માણસને રસી મુકાવતાં ભયંકર પરિણામ આવે તો તેનો ખાત્રી લાયક ઉપાય પણ તેઓએ અગાઉ શોધી રાખવો જોઇએ તે શોધ્યો નથી એટલે ઇનાકયુલેશનથી સારૂં પરિણામ આવે છે એમ કહી શકાય નહીં.

**પ્લેગ થયા પછીના ઉપાય**—પ્લેગના જંતુઓને શરીરમાં દાખલ થવાના ઘણા માર્ગ છે. શ્વાસોશ્વાસ, અન્નમાર્ગ, ચામડી વ. પ્લેગના જંતુઓ શરીરમાં દાખલ થયા પછી ૧ થી ૪ દીવસમાં શરીરપર પરિણામ નીપજાવે છે. જંતુ શરીરમાં દાખલ થયા પછી થોડા વખતમાં લોહી વિષેલ થઇ જાય છે. મુખ્યત્વે કરી પ્લેગ ચાર જાતનો થાય છે સાર્વદેહિક પ્લેગ, ફુફ્ફુસદાહયુક્ત પ્લેગ, સાદો પ્લેગ, ગ્રંથિયુક્ત પ્લેગ. સાર્વદેહિક પ્લેગની અસર એકદમ થાય છે જંતુ દાખલ થયા પછી વધુમાં વધુ ૬ કલાકમાં તાવ ચઢી આવે છે, દરદી એકદમ નબળો અને નિર્માલ્ય થઇ જાય છે. કણછતો કણછતો શ્વાસ લે છે; વખતે અડધો બેશુદ્ધ રહે છે અથવા તો પૂર્ણ શુદ્ધિમાં પણ હોય છે; કોઇ વખતે ગુદા, નાક, મુખ પેશાબમાંથી લોહી પડે છે અને દરદી થોડા કલાકમાં મરણ પામે છે; તે સાર્વદેહિક પ્લેગવાળો દરદી જીવતોજ નથી. ફુફ્ફુસદાહયુક્ત પ્લેગમાં ટાઢ, વાંઇ, તાવ આવે છે, હાથ પગ દુઃખે, ઉધરસ આવે, રોગી બકયા કરે, થુંકમાં લોહી પડે, દરદી ત્રણ ચાર દિવસમાં મરણ પામે અને ઘરનાં બીજાં માણસોને આ પ્લેગ જલદી લાગુ પડે. સાદા પ્લેગમાં તાવ પ્રથમ થોડો ચડે, હમેશાં ઓછો વધુ રહ્યા કરે, જીભ સફેદ રહે, શરીરના સાંધાં દુઃખે, ગાંઠ નાની થાય, તે ગાંઠ એની મેળે બેસી જાય અથવા પાંકી ફુટી જાય, સામાન્ય ઉપચાર કરવાથી આ પ્લેગ મટી જાય છે. ગ્રન્થિયુક્ત પ્લેગ એકદમ જોર કરે છે તાવ ભરાઇ ઉલટી, ઉબકો, માથુ દુખવું અને ડોકમાં કાખમાં બીજા સાંધામાં ચૂંળતરા થવા માંડે છે, એકદમ નબળો પડવા માંડે છે, ગાંઠ થવાની જગાપર સોજો થાય છે, ભુખ બંધ પડે છે, ચક્કર આવે છે, ઉંઘ આવતી નથી, બેભાન થઇ જાય છે અથવા પૂર્ણ શુદ્ધિમાં રહે છે, આંખો લાલ થાય છે અગર સુજી આવે છે, નાડી એકદમ ઉતાવળી ચાલે છે, શ્વાસનો વેગ વધે છે, મોમાં અમી રહેતી નથી, જીભ સુકાય છે, ગળે શોષ પડે છે સેંકડે ૯૦ ટકા દરદીઓને બદ જેવી ગાંઠ પ્લેગ લાગુ થયા પછી ૮ થી ૧૨ કલાકમાં દેખાય છે. ગાંઠની જગા લાલ થઇ સોજી આવે છે, ગાંઠ લીંબુ જેવડી, દાડમ જેવડી, મોસંબીયાં લીંબુ જેવડી કે તેથી પણ મોટી થાય છે. તેમજ કેટલીક ગાંઠ એટલી બધી નાની હોય છે કે તે કયાં છે અને કેવડી છે તે જાણી શકાતું નથી; પરંતુ ૮૦–૯૦ ટકા દરદીઓને ગાંઠ મોટી થાય છે. જ્યાં ગાંઠ ઉપડે તેની આજુબાજુના ૭ છ ઇંચના ભાગપર સોજો થઇ આવે છે. ડોકમાં ગાંઠ થાય તો છાતીએ સોજો થઇ શ્વાસ નળીપર દબાણ થવાથી શ્વાસ રોકાઇ જવાની ભીતિ રહે છે. દરદી બચવાનો હોય તો ગાંઠની પીડા ઓછી થઇ

બેભાન થાડે છે અથવા પાળી ફુટી જાય છે, પણ તેમ થવાને ઘણા દીવસો લાગે છે ઝાડો અને પેશાબ ઘણેભાગે બંધ અથવા ઓછા થાય છે મરણ વખતે એકદમ ગરમી વધી જઇ ૧૧૦ ડીગ્રી સુધી પારો ચડી જાય છે અથવા એકદમ ઓછી થઇ જાય છે પેશાબનો રંગ કાળો અથવા એકદમ લાલ થાય છે છાતીમા ધડકો સખત ઉપડે છે અને તેમા છાતી બંધ થઇ જવાની ધાસ્તી રહે છે ઘણા કેસોમા દરદી બકે છે, બેભાન રહે છે, મગજ ભ્રમિત રહે છે અને થોડા કેસોમા દરદી છેલ્લા શ્વાસ સુધી પૂર્ણ શુદ્ધિમા રહી બોલી શકે છે સગર્ભા સ્ત્રીને પ્લેગ થાય તો તે બચે નહીં હજારમા એક કેસ પણ સગર્ભા સ્ત્રીનો બચતો નથી ઘરની કે આસપાસની હવા ન બગડી હોય તો પણ ગામની હવાના બીગાડથી પણ સગર્ભા સ્ત્રી ઉપર પ્લેગનો અચાનક હુમલો થાય છે ગામની હવા બગડતાજ સગર્ભા સ્ત્રીને બહારગામ મોકલી દેવી પ્લેગ લાગુ થયા પછી ૩ થી ૫ દીવસમા મરણ પામે છે એક અઠવાડીયુ પસાર થાય તો બચવાની આશા રહે છે પ્લેગના ઉપદ્રવમા આ ગ્રન્થિયુક્ત પ્લેગનાજ સેકડે ૮૦ કેસ હોય છે તેમા પુરૂષો કરતા સ્ત્રીઓ વધુ સપડાય છે, તેમા સગર્ભા સ્ત્રીઓ ઘણી હોય છે કે જે બચતીજ નથી આ દરદ જુવાન માણસોને વધુ થાય છે નાના બાળકોને ઘણે ભાગે થતુ નથી, તેવીજ રીતે ૫૦ થી વધુ ઉમરનાને કવચિત્ થાય છે સાર્વદેહિક પ્લેગનો રોગી અને ફુફ્ફુસદાહયુક્ત પ્લેગનો રોગી બચતો નથી ગાંઠવાળા પ્લેગના રોગીઓમા ડોકની ગાંઠવાળા સેકડે ૫ ટકા બચે છે કાખની ગાંઠવાળા સેકડે ૧૦ અને સાથળના મૂળની ગાંઠવાળા બરોબર સારવાર યોગ્ય ઔષધ વગેરેની સગવડ અને ત્વરિત ઉપચાર શરૂ કરવાની સભાળ રાખવામા આવી હોય તો વધુમા વધુ ૭૦ કેસ બચી શકે છે પ્લેગ ઇન્ફલુએન્ઝામા એવો અનુભવ મળ્યો છે કે પ્રારભમા સપડાયેલા અને પ્લેગ ઉતરતી વખતે સપડાયેલા માણસો વધુ પ્રમાણમા બચે છે તો પણ સગર્ભા સ્ત્રીઓ ત્વરિત સારવાર નહીં પામેલા દરદીઓ તો તે વખતે પણ બચતા નથી ગામડામા કે જ્યા વૈદ ડાક્ટરોની સગવડ હોતી નથી તેઓનો વધુ નાશ થાય છે સરકાર કે દેશી રાજ્યો પોતાના દરેક ગામમા સામાન્ય વખતમા પણ પ્રજાને પરદેશી દવા મેળવી આપવાની સગવડ કરી શકતા નથી તો આવા ભયકર આફતમા તો તેઓ પહોચીજ કેમ શકે? તેમ છતા ઘણ લોકોને વાહન મળે અને દરદીઓ તુરત ઉપચાર મળતા સારા થાય એવા હેતુથી પોતાના દરેક નાના મોટા ગામમા દેશી ચૂર્ણ ફાકી કે થોડુ ભણેલો માણસ પણ આપી શકે તેવી દેશી દવાઓ તલાટી, માસ્તર કે ગામના પટેલને ત્યા રખાવે તો ઘણા માણસો બચી જાય અને ગામડાના માણસોનો ભયકર મરો ઓછો થાય મહાસુદર્શન ચૂર્ણ, અભયાદિ કવાથ, ઇચ્છાભેદી જુલાબ એવી બે ચાર દવાઓ ગામડામા દરેક ઠેકાણે રાખવામા આવે તો લોકોને ઘણો ઉપયોગ થાય

પ્લેગ થતાજ ગાંઠ દેખાણી હોય કે નહીં તાવ આવે કે તુરત જુલાબ દેવો પ્લેગમા એરડીયાનો કે વિલાયતી મીઠાનો જુલાબ કામ કરતો નથી આમા એવો જુલાબ દેવો કે

જેથી મળ બગાડ નીકળી જાય તેવો જુલાબ ઇચ્છાભેદી છે તે નીચેની બનાવટની લેવી. શુદ્ધ પારદ, ટંકણ, મરી પ્રત્યેક બબે તોલા; ગંધક, પીપર, સુંઠ પ્રત્યેક ચાર ચાર તોલા; શુદ્ધ નેપાળો ૧૮ તોલા પાણીમાં ગોળી બબે રતિભારની વાળવી. પ્લેગવાળા દરદીને ૩ ગોળી આપવાથી ૪-૬ વખત દસ્ત થઇ બગાડ સાથે પ્લેગના જંતુઓ પણ નીકળશે. દરદીનો ઝાડો, ઉંડો ખાડો ખોદી દાટી દેવો. જુલાબ દીધા પછી કાંઇપણ ખોરાક આપવો નહીં માત્ર ઉકાળી ઠારેલું પાણી આપવું. પાંચ દિવસ સુધી દરદીને કાંઇપણ ખાવા દેવું નહીં બરાબર લંઘન-લાંઘણ કરાવવી; લાંઘણ કરાવવાથી દરદનું જોર વધશે નહીં; દરદીમાં હુશીયારી રહેશે. અજ્ઞ લોકોની માન્યતા પ્રમાણે લાંઘણથી નબળાઇ નહીં આવે; કદાચ આવશે તો નબળાઇને પોચાશે. પણ ખોરાક આપવાથી સન્નિપાત કે ન્યુમોનિયા થશે તેને નહીં પહોંચાય. અન્ન કે દુધ આપવાથી તાવનું જોર વધશે; ગાંઠ જોરથી ઉપડશે અને દરદીની ભયંકર સ્થિતિ વખત પસાર થવા સાથે થતી જશે. માટે ખોરાક દુધ, કાંજી, રાબ કાંઇ પણ આપવું નહીં. જરૂર જણાય તો એક બે દિવસ પછી મગનું ઓસામણ-તદન પાણી જેવું આપવુ તે પણ નહીં અપાય અને માત્ર પાણી ઉપર રહી ચોખું લંઘન કરાવવામાં આવશે તો દરદી બચવાને ઘણી આશા રહેશે. જુલાબ આપ્યા પછી નીચે જણાવેલા ઉકાળા, ચૂર્ણ, રસ વિગેરે દવાઓમાંથી એક અથવા વધુ દવાઓનું મિશ્રણ કરી આપવી. નીચેની દવાઓ અનુભવેલી છે.

**ક્વાથ—૧**, મોથ, પીપરીમૂળ, કડુ, હરડે, બેઠીભોરીંગણીનું પંચાંગ, ગળો, અરણીનાં મૂળ, અરડુસીનાં પાન, એરંડાનાં મૂળ, સરખે ભાગે લઇ ખાંડી રાખવાં.

**ક્વાથ—૨**, સરસડાની છાલ, મરી, લીંડીપીપર, સીંધાલુણ, બીલીનાં મૂળની છાલ, શીણવીનાં મૂળ, બકાનનાં પાન, ગરણીનાં મૂળ, હરડે, સીંધાલુણ, અરડુસી, કડુ સરખે ભાગે ખાંડવાં. જુલાબ આપ્યા પછી દરદીને બાફ આપવી પછીથી ખાવાની દવા શરૂ કરવી. લીંબડાનાં પાન, બકાનનાં પાન, કાંકચનાં પાન, અરણીના પાન દરેક ૩૦ ત્રિશ તોલા લઇ એક સાંકડા મોના વાસણમાં-ત્રાંબાની ગાગરમાં પોણી ગાગર પાણી ભરી ઉકાળવું; ઉકળતી વખતે મો ઢાંકી રાખવું. ૧ કલાક ઉકળે એટલે દરદીને નેતરવાળી ખુરશી ઉપર નગ્ન બેસાડવો: માથે કપડાં કે ગોદડાં ઢાંકી દેવાં. વાસણનું મો ઉઘાડવું; ડંડીકાવતી હલાવ્યા કરવું. એટલે વરાળ આખા શરીરમાં લાગી પરસેવો છુટશે. ૦૧ કલાક રાખી શરીર લુઇ નાખવું દરદી અશક્ત હોય અને ઉપર પ્રમાણે ખુરશી ઉપર બેસી શકે નહીં તો તેની પથારીમાં ઉપરનાં પાનડાં નાખી ખાટલા નીચે શેક કરવો.

**ક્વાથ—૩**, દેવદાર, સુંઠ, ઇન્દ્રજવ, કરીયાતું, વજ, કાળીપાટ, ખડસલીયો. કાકડાસીંગી, ધાણા, કચુરો, ભાંગરો, હરડે, ભારંગી, આદુ, ગળો, મરડાસીંગી, સાટોડીમૂળ ધમાસો સાથે ખાંડવાં.

**ક્વાથ**—૪, દારૂહળદર, ઇન્દ્રજવ, મજીઠ, બોરીંગણી, દેવદાર, ગળો, બોઆમલી, ખડસલીઓ, કપુરી મધુરી, તગર, રતવેલીઓ, બેઉ બોરીંગણીનાં ડોડવાં, લીમડાની અંતરછાલ, વાળો, ગરમાળાનો ગોળ, નુંઠ, સુખડ, કચુરો, કરીયાતુ, કાળીપાટ, કડુ સરખે ખાંડવાં. ઉપર લખેલા કવાથના હરકોઇ ભુકામાંથી ૨ થી ૪ તોલા ભુકો લઇ તેમાં ૧૦૦ તોલા પાણી મુકી ઉકાળવું, ૪૦ તોલા રહે એટલે ગાળી શીશો ભરવો. ગત દિવસ મળી પાઇ દેવું એ પ્રવાહી એક દરદી પુરતુ છે એ ઉકાળા સાથે ચૂર્ણ, ગોળી, રસ માત્રા વગેરે કોઇપણ જાતની દવા આપવી

**મહાસુદર્શન ચૂર્ણ**—સુખડ, હળદર, દેવદાર, વજ, મોથ, હરડે, ધમાસો, કાકડાસીંગી, બેઉ બોરીંગણીનું પંચાગ, સુંઠ, પિતપાપડો, લીંબડો, પીપરીમૂળ, વાળો, કચુરો, પુષ્કરમૂળ, પીપર, મોરવેલ, કડાછાલ, જેઠીમધ, સરગવો, કમળકંદ, ઇંદ્રજવ, શતાવરી, દારૂહળદર, રતાંજળી, પદ્મકાષ્ટ, કાળાવાળાના મૂળ, તજ, તપખીર, સમેરવો, અજમા, અતિવિષ, સિસીના મૂળની છાલ, મરી, તમાલપત્ર, આમળાં, ગળો, કડુ, ચિત્રો, પડવળ, ઉભો સમેરવો બધા સરખે ભાગે ખાંડવા, બધાથી અર્ધે વજને કરીયાતું નાખવું. લઘુ સુદર્શન ગળો, પીપરીમૂળ, પીપર, કડુ, હરડે, સુંઠ, લવીંગ, લીંબડાની છાલ, સુખડ સરખે ભાગે બધાથી અર્ધું વજને કરીયાતું માત્રા ૦ll થી ૧ તોલાનો ઉપર પ્રમાણે ઉકાળો કરવો

**રત્નગિરી રસ**—પારદ ગંધક, તામ્રભસ્મ, અભ્રકભસ્મ સુવર્ણભસ્મ, પ્રત્યેક એકેક તોલો, લોહભસ્મ અર્ધો તોલો, વંકાતભસ્મ ૦ા તોલો, ભાંગરાના રસની ભાવના દઇ પછી દાળી ખાંડી નીચેના ઓસડની દરેકની ત્રણ ત્રણ ભાવના દેવી, સરગવાની છાલ, અરડુસીના પાન, નગોડનાં પાન, વજ, ચિત્રો, ભાગરો, ગોરખમુંડી, બેઉ બોરીંગણીનાં ડોડવા. ગળો, અરણીનાં મૂળની છાલ, અગથીયાની છાલ, ધતુરો, કડુ, કુંવાર: ભાવના અપાઇ રહ્યા પછી શરાવસંપુટમાં મુકી દસ બાર અડાયાં છાણાનો અગ્નિ આપી ખરલ કરી ભરી રાખવું.

માત્રા ૨ થી ૮ રતિ મધના પાણી સાથે પાઇ ઉપર ઉપરનો હરકોઇ ઉકાળો પાવો પ્લેગમાં આ દવાથી તાવ ધીમો પડે છે: દરદીને ગભરામણ ઓછું થાય છે; ઝાંનું જોર મંદ પડી જાય છે અને અંદર ગયેલા પ્લેગના જંતુઓ નાશ પામે છે.

**ચંદ્રેશ્વર રસ**—શુદ્ધપારદ, ગંધક, વછનાગ, તામ્રભસ્મ સરખે ભાગે લઇ આદુના રસની ૭ અને નગોડના રસની ૭ ભાવના દઇ સુકાવવો. ૧ થી ૬ રતિભારની માત્રા. આદુરસ અને મધ સાથે આપવી સાથે ઉકાળો પાવો

**શ્રીવેતાલ રસ**—પારદ ગંધક, વછનાગ, મરી, હરતાળ સમભાગે મેળવી ત્રણ દિવસ ખરલ કરવું. ૧ થી ૪ રતિ માત્રા આદુરસ અને મધ સાથે ઉપર ઉકાળો પાવો.

**ચક્રી રસ**—પારદ, ગંધક, વછનાગ, મરી, ધતુરાનાં બી, હરતાળ, સુવર્ણમાક્ષિક,

સમભાગે લઇ દંતીમૂળના ઉકાળાની ભાવના આપી સુકાવી દેવું. માત્રા ૨ થી ૪ રતિભાર અરડુસીના પાનના રસ સાથે આપી માથે ઉકાળો પાવો.

**સન્નિપાત ભૈરવ**—પારદ, ગંધક, હરતાળ, શુદ્ધ સોમલ, સર્પવિષ પ્રત્યેક એક તોલો, વચ્છનાગ ત્રણ તોલા, હિંગુળ ૮ તોલા સાથે વાટી પાણીમાં મગ જેવડી ગોળી વાળવી. ગોળી વાળનારની આંગળીયે છોલાયેલું કે લોહી નીકળેલું ન હોવું જોઇએ. આદુરસ અને મધમાં ૧ થી ૨ ગોળી આપી માથે ઉકાળો પાવો.

ઉપર કહેલા રસો વૈદ્ય નહીં એવા માણસો ધારે તો બનાવી શકે છે અથવા કોઇ ફાર્મસીમાંથી મંગાવી શકે છે. તે શિવાયના કેટલાક રસો તાત્કાળિક કામ આવે છે પણ તે વૈદ્ય કે કારખાનાવાળા શિવાય બની શકે એવા નથી એટલે આપ્યા નથી. ઉપર કહેલા રસો મેં તથા આ શાળામાંથી દવા મંગાવનારા ઘણા વૈદ્યોએ અનુભવ્યા છે. ઉપરના રસોની જણાવેલી માત્રા પ્લેગના દરદી માટેજ જેટલી સમજવી.

પ્લેગના દરદીની સારવાર ચાલુ કર્યા પછી પરસેવો લાવવા માટે એન્ટીપાયરીન કે એન્ટીફેબ્રીન જેવી દવા આપવી નહીં. તેથી હૃદય એકદમ નબળું પડી દરદીની સ્થિતિ બગડે છે. તાવ ૧૦૩ ડીગ્રી સુધી વધે તો ખડસલીયો, ધાણા, અરડુસીનાં પાન, કાળી દ્રાક્ષ એનું પાણી થોડું થોડું દેવું અથવા તે પાણી સાથે રત્નગિરિની માત્રા વખતોવખત ૧ થી ૨ રતિ આપવી. મહાસુદર્શન કે ઉપર બતાવેલા ઉકાળા પૈકી એકાદો ઉકાળો તુરત ચાલુ કર્યો હશે તો તાવ ચડશે નહીં; મળાવરોધ કે પેશાબનો અવરોધ અટકાયત થશે નહીં; ગાંઠ પાકી ન હોય ત્યાંસુધી કાપવી નહીં. દારૂ આપવો નહીં; પણ હૃદય બંધ પડવા માંડે તોજ દારૂ આપવો. હાથ પગ ઠંડા પડવા માંડે તો ઉના પાણીની બાટલીનો શેક કરવો, અથવા ઉપર કહેલા સન્નિપાતભૈરવની ગોળી ૧ થી ૬ આપવી, અને આદુનો રસ ગરમ કરી ચોપડવો. દેશી ઔષધ નહીં ચાલતું હોય અને મળાવરોધ થાય તો દીવેલ તોલો ૦॥, ગરમાળાનો ગોળ તોલા ૨ ને ગરમ કરી ૪-૫ તોલા પાણી પાવું. ઉલટી થતી હોય તો મોરના પીછાની રાખ ૨ રતિ અને કાથો ૧૦ રતિ મધમાં ૬ ગોળી વાળી દર ૦ કલાકે બબ્બે ગોળી આપવી અથવા ખેરસારાદિ કે અરીઠા વાળી દવા અથવા કડાછાલ તો. ૦ મધમાં ચટાડવી. ગાંઠ ઉપર.

**લેપ ૧**, ઇંદ્રામણાનાં ડોડવાં, લીંબડાનાં પાન, કરંજનાં પાન, કાંકચનાં પાન, ધતુરાનાં પાન, ખાખરાનાં બીજ, નિર્વિષીનાં બી સરખે ભાગે લુગદી કરવી. **લેપ ૨**, રાસ્ના, નિર્વિષીનાં બી, આસોંધ, શતાવરી, ગાયસુકડાંનાં ફળ, ચીત્રો, અરણીનાં પાન, લીંબડાનાં પાન, વાવડીંગ સરખે ભાગે લઇ લુગદી કરવી. **લેપ ૩**, મનશીલ તોલો ૦॥, હરતાળ તો. ૦॥, કળીચુનો તોલા ૪, ધતુરાનાં પાન તો. ૪, નિર્વિષીનાં બી તો. ૫, ગોળ તો. ૫, ખાખરાનાં બી તો. ૫ સાથે ખાંડવાં; બારીક મેંદા જેવું કરી લુગદી બાંધી ઉપર શેક કરવો.

લેપ ૪ કડવી તુંબડીનાં ફળનો ભુકો તોલા ૧૦, કડવી નઇના ફળનો ભુકો તોલા ૧૦, આમોંધ તોલા ૨૦, પારદ ગધકની કજ્જળી તો. ૧, ઇંદ્રામણાંના મૂળનો ભુકો તો. ૧૫, નિર્વિષીનાં બી તો. ૫, આંબાહળદર તો. ૫, સાથે ખાંડી રાખવાં; જોઇએ તેટલા ભુકાને બારીક કરી ગરમ કરી લેપકી મુકવી. લેપ ૫ નિર્વિષીનાં બીનો ભુકો તોલા ૫, સરગવાનાં બી તો ૧૦, ઇંદ્રામણાંનાં ફળ સુકાં તોલા ૧૦ (લીલાં હોય તો બમણાં લેવાં), ઝેરકોચલાં તો. ૫, હળદર તો ૫, સાથે ખાંડી ભુકો કરી રાખવો પોટીસ મુકવી. ઉપરનો લેપમાંનો હરકોઇ લેપ મેંદા જેવો પાણીમાં વાટી લુગદી કરી જરા ગરમ કરી ગાંઠપર મુકી દરદીને સારૂં લાગે ત્યાંસુધી ઇંટનો શેક કરવો

- પ્લેગના દરદમાં જાહેરખબરીયા ઔષધ કે દવા ઉપર આધાર રાખવો નહી પ્લેગના ઉપદ્રવ વખતે 'પ્લેગની રામબાણ દવા' ની ઘણી જાહેરખબરો ઉભરાઇ આવે છે; પણ તેવી એકે દવા કામ કરતી નથી, કારણ આ દરદ એવું છે કે પ્રારંભથી દરદી સાજો થતાં સુધીમાં અનેક ઉપદ્રવો થઇ આવે છે. જુદી જુદી પ્રકૃતિ અને શરીરના લોકોને જુદાં જુદાં ચિન્હો દેખાય છે. હમેશાં કાંઇને કાંઇ ઉપદ્રવ થઇ આવે છે તે વખતે અમુક એકપેટંટ દવા કામ કરતી નથી તેવી પેટંટ દવાના ઉપર આધાર રાખી તેજ વાપરવા .એમીએ તો દરદીની સ્થિતિ ભયકર થઇ જાય તે વખતે બાજી હાથમાં રહેતી નથી. એટલે પ્રથમથીજ દરદની સ્થિતિ તપાસીને યોગ્ય તે ઉપચાર કરી શકાય ઉપર જણાવેલી દવાઓ-માંની બધી દવાઓ હોયતોજ પ્લેગના દરદીની સારવાર થાય એમ સમજવું નહીં. સામાન્ય ઉકાળા, ચૂર્ણ રસમાનુ હરકોઇ એક અથવા વધુ ઔષધ હોય તોપણ સારવાર ચાલી શકે છે મુખ્ય તો ખાવા પીવા માટે સંભાળ અને સ્વચ્છતા રખાવવી એજ જરૂરની વાત છે. કસ્તુરાભૈરવીની ગોળી હાજર ન હોય તો નસોતરનો ભુકો તોલા ૧ાા ડોઢને ૨૦ તોલા પાણીમાં ઉકાળી ૫ તોલા રહે એટલે તેમાં બેઆનીભાર સીંધાલુણ નાખી ગરમ પાઇ દેવું સુદર્શનચૂર્ણ હાજર ન હોય તો લીંબડાના પાન, લીંબડાની અંતરછાલ, લીંબડાના મૂળની છાલ, કાકચની છાલ, કરંજના બી, બકાનનાં પાન, કરીયાતુ, કાંકચીયા, વાવડીંગ એટલાં ઓસડીયાં સરખે ભાગે ખાંડી રાખવાં તેમાંથી ાા થી ૧ તોલો ભુકો ઉકાળી પાવું.

જીવરામ કાળીદાસ વૈદ્ય,

—ooo—

## ધાવણાં બાળકોનાં વહેતાં આંસુ કોણ લુશે ?

धावणा वाळकोनां वहेतां आंसु कोण लुशे ?

આપણા સુધરેલા અને ભણેલગણેલ ભાઇઓ જુનાજમાનાના કાઠી ગરાસીયા અને તેના સહવાસમાં રહેનારાઓને જોઇ હાંસી કરે છે અને કહે છે કે અફીણ, ગાંજો, હોકા આદિના વ્યસને દેશને પાયમાલ કર્યો. પર-દેશી રાજ્ય અમલ થવાનું એ એક મોટું કારણ તેઓ માને છે. પણ તેઓના ખ્યાલમાં એ વાત નથી આવતી કે અફીણના કસુંબા પીનારા અને હોકા ગડગડાવનારા પુરૂષોમાં જે વીર્ય પરાક્રમ હતું, માથા વિનાનાં ધડ પણ પાંચ પચીસ શત્રુનો નાશ કરી શકતા અને હજી પણ એવા શૂરવીરો હયાત છે એ શૌર્યનો સોમો ભાગ પણ તેઓમાં નથી. એ જુના વ્યસનમાં પડેલા નાના મોટા રાજાઓની પ્રજા પણ શારીરિક સંપત્તિવાળી અને ખાવે પીવે કેટલી સુખી હતી ? એ વાત બાજુએ રાખીએ તોપણ એ જુના વ્યસનીઓને નિંદનારા પોતે કેવા વ્યસનમાં સપડાયેલા છે અને એ ચેપી વ્યસનથી દેશની કેટલી પાયમાલી થઇ છે તે જોઇ શકતા નથી. બીજાં બધાં અનેક વ્યસનોમાં માત્ર ચાયે દેશનાં બચ્ચાંઓનો અને દરદીઓનો કેટલો ધાણ કાઢી નાખ્યો છે એ વિચાર કરતાં કંપારી છુટે છે. ઘણેભાગે હિંદમાં ચામાં ૩૦ થી ૩૫ કરોડ રૂપીયાની ખાંડ ૧૫ થી ૨૦ કરોડ રૂા. નું દુધ અને ૮ થી ૧૦ કરોડ રૂપીઆનો ચા દરવર્ષે વપરાય, છે એ ૫૦ થી ૬૦ કરોડનો બોજો દેશ ઉપર કયા લાભ માટે રહે છે ? અને તે માટે કોણ જોખમદાર છે ? ભણેલા ગણેલા કે અભણ ? આર્થિક દૃષ્ટિએ વિચાર કરતાં દેશને મોટી પાયમાલી કરનારો ચાના વ્યસનરૂપી સર્વભક્ષી કૃતાંત દેશને ગિળંકૃત કરવા માટે જાણે કેમ મો ફાડી બેઠો હોય! ચા પીનારાના ક્ષણિક સુખના બદલામાં લાખો બાળકો અને લાખો દરદીઓ દુધ દુધ કરતાં મરણ પામે છે. ચાપાનની વધતી પ્રવૃત્તિમાં, નિકળી ચુકેલી અને દિવસ ઉગ્યે નવી નવી ઉઘડતી હોટલો અને ભદ્યાશ્રમો અપૂર્ણતાની પૂર્તિ કરે છે. ઇંગ્રેજ સરકારનું રાજ્ય એ કાયદાનું રાજ્ય છે દરેક માણસ પોતે પોતા માટે સ્વતંત્ર હોય છે; અમુક વ્યક્તિ કેસમષ્ટિનું કાર્ય સમસ્ત જનપદનો આડકતરી રીતે વિધ્વંસ કરનારૂં માનવામાં આવે છતાં તેના ઉપર કાયદો કાબુ ધરાવી શકતો નથી એ તેની વિચિત્રતા છે. ચાપાનને રાજકીય દૃષ્ટિથી નહીં પણ વૈદ્યકીય દૃષ્ટિથીજ હું ચર્ચું છું; તેથી મારે જણાવવું જોઇએ કે કે ચા પાનથી અનેક રોગો ઉદ્‌ભવવા સાથે બાળકો અને દરદીઓ દુધ વિનાના રહે છે. દુધનો મોટો ઉપાડ ચામાં થતો હોવાથી ઘી પણ મોંઘું થઇ જાય છે. એંશી રૂપીયે મણ ઘી અને પંદર રૂપીએ મણ દુધ એ હાલના જમાનાની અજાયબીઓમાંની એક ગણવી જોઇએ. દસ વિશ રૂપીઆના પગારદાર કે સામાન્ય ધંધો કરી ગુજરાન કરનારા ગરીબ અને મધ્યમ વર્ગના માણસો (હિંદમાં તેવી સ્થિતિના ૨૦ થી ૨૨ કરોડ માણસો છે તેઓ) ની સ્ત્રીઓને દુધ ઘીના દર્શનજ ક્યાંથી થાય ? દુધ ઘીના અભાવે તેના ગર્ભ પોષણ ક્યાંથી મેળવે ? એજ કારણ છે કે દેશમાં હજારો સ્ત્રીઓને ગર્ભછોડ, અકાળ-પ્રસવ થઇ જાય છે; અને પ્રસવ પછી ઘણો વખત સ્ત્રી બીમાર રહી આખી ઉમર નિર્માલ્ય જેવા શરીરને ટકાવી રાખે છે. જન્મેલું બાળક ગર્ભાવસ્થામાં દુધ ઘીનું પોષણ

મેળવી શક્યું હોતું નથી; તેમ જન્મા પછી માતાનું ધાવણુ ભાગ્યેજ દિવસના ચોવિસ કલાકમાંથી બે ચાર કલાક પણુ પુરતું આવતું હોય; અને જગદ્ધાત્રી માતાઓ (ગાય ભેંસો)નું દુધ પણુ તે બિચારા બાળકને દુર્મિળજ હોય છે બાળકનો પિતા જુજ આવકમાં શિશુ-પ્રેમને લઇ કદાચ મહીનામાં એક બે રૂપીયા દુધમાં બગાડે છે તે કેવળ નકામજ ગયેલા હોય છે. કારણુ તે બકરાનું અને તેમા પણુ વિશેષ પાણીમિશ્રિત (છાસ જેવું) જ દુધ મેળવી શકે છે. એટલે નિરૂપાયે ભુખનુ માર્યું બાળક બે ચાર મહીનાનું થતાંજ જાર બાજરાના રોટલા ખાવા મંડી જાય છે અને સંતાનવત્સલ માબાપો બચ્ચાને ભુખ્યું દેખી નહીં શકવાથી નિરૂપાયે રોટલા ખવરાવવા માડે છે. ગરીબ અને મધ્યમવર્ગના વ્યાધિપીડિત લોકો કે જેઓએ આખા દિવસમાં ૪૦ થી ૮૦ તોલા દુધ ખાવુંજ જોઇએ તેઓ સ્વચ્છ ૧૦ તોલા દુધ પણુ કેમ મેળવી શકે ? અન્નના મિથ્યાહારથી બગડેલી હોજરીને તેઓ રોગીદશામાં પણુ મનાઇ છતાં અન્નથી પુરે છે. એ પસવિત્રી માતાઓ, પ્રસૂત બચ્ચાંઓ અને એ વ્યાધિગ્રસ્ત રોગીઓ કેમ જીવી શકે ? જીવીને આરોગ્ય સાથે જીંદગી કેમ ગાળી શકે ? મારા દેશની લાખો માતાઓ અને લાખો દરદીઓ પ્રજા તરફ આશાની દૃષ્ટિએ જોઇ રહ્યા છે. લાખો બાળકો આપણી સરકારને, આપણા દેશી રાજાઓને, તેના દિવાનોને અને સમસ્ત હિન્દી પ્રજાને ગદ્ગદ્ કંઠે હાથજોડી પ્રાંજળપણે આંખોમાં આંસુંઓની ધારાઓ વહેવરાવી અનન્ય દીનતાથી અરજ કરે છે કે " અમો ગરીબ માબાપોનાં ગરીબ બાળકો છીએ. અમારાં શરીરો તરફ અમૃત દૃષ્ટિથી જુઓ! અમારાં માબાપો આવા વિષમ કલિકાળમાં પેટપૂર્ણ રોટલો પણુ નથી મેળવી શકતા. તેઓ મૂલ્યની પરાકાષ્ટાએ પોચેલાં દુધ ઘીના તો દર્શન પણુ ક્યાંથી કરી શકે? ગોમાતાના પવિત્ર જીવનીય શુદ્ધ દુધનો સુસ્વાદ અમારા ભાગ્યમાં ક્યાંથી લખાયો હોય ? પ્રસવ પછી માતાના શુષ્ક શરીરોમાંથી ભાગ્યેજ એકાદ ટંક પણુ અમે ધાવણુથી સંતુષ્ટ થયાં હોઇએ; તેથી એક બે મહીનાની ઉમરેજ અમારા ભાગ્યમાં રોટલાનો ગાભલો નિર્માયેલો હોય છે કે જેનાથી દુનીયાની ભવિષ્યની પ્રજા થવા માટે અમો ઉછેરાઇએ છીએ. દુધ ઘીને અભાવે અમે માંદાં પડીયે છીએ. તાવ, ઝાડા, મરડા, આમણુ નીકળવી, ઉધરસ વગેરે દરદોથી હમેશાં પીડાતાજ હોઇએ છીએ. પેટ વધી જાય છે. શરીર ગળી જાય છે. અમ બાળકોના પોષક પિતા તરિકેનો જે રાજ્ય કે પ્રજા હક ધરાવતી હોય તેના તરફ લાંબા હાથ કરી અમારી અરજ છે કે અમારો ઉદ્ધાર કરો અમને બચાવો અમે તમારા ઋણી થઇશું " પ્રજાનાં મુંગાં બચ્ચાંઓ આપણુને ઉપર પ્રમાણેની અરજ કરે છે, એ રૂદન પ્રત્યક્ષ સાંભળવા ઇચ્છનારાઓએ બે પાંચ ગામડાંના કે પાંચ પચીસ ગરીબ કુટુંબના સહવાસમાં આવવું. પંદર વિશ હજારની વસ્તીવાળા આવા એક ગામમાં પણુ હમેશાં ૭૫ થી ૧૦૦ મણુ દુધ હોટેલોજ વાપરે, ૨૫-૩૦ મણુ ઘી કંદોઇ લોકો વાપરે, દરવર્ષે સો બસો ગાયો પરદેશ ચડે ત્યાં દુધ ઘી સોંઘા થવાની આશાજ ક્યાંથી હોય. હોટેલુંમાં તો દારે દિવસે ઉમેરોજ થવાનો. હોટેલો આપણી કઇ શારીરિક

સગવડ સાચવી શરીરને સુખી રાખેછે ? ઉલટું હોટલો એ રોગોને ગામમાં દાખલ કરનારૂં મોટું કારણ છે. લોકોને ધર્મભ્રષ્ટ કરનારી, રોગિષ્ટ બનાવનારી તથા દેશના પૈસાનો દુરુપયોગ કરનારી કોઇ વસ્તુ હોય તો ગામો ગામ ઉભરી નીકળેલી હોટલો અને ટી કંપની એજ છે કે જેઓ લાખો બાળકોના પોષણની ઉત્તમ ચીજને ખુંચવી લે છે. પ્રજાની ફરજ છે કે જેમ બને તેમ ચાના વ્યસનથી દુર જવું અને હોટલોનો સદંતર ત્યાગ કરવો. કાઠીઆવાડમાંનાં કેટલાંક દેશી રાજ્યોએ પોતાના રાજ્યમાં હોટેલો બંધ કરાવી કે તુરતજ દુધના ભાવમાં ફેર પડી ગયો છે. તેમ દરેક દેશી રાજ્યે અને સરકારે કરવું જરૂરનું છે. પ્રજાની શારીરિક સમ્પત્તિને બગાડનારી તથા ભવિષ્યની પ્રજા-(બાળકો) નાં શરીરોને અધોગતિએ પહોંચાડનારી એ દુકાનો ગુન્હેગારજ ગણાવી જોઇએ. યુરોપમાં એવાં ખાતાંઓ લોકોની સગવડ સાચવવા માટે હોયછે ત્યારે આપણા દેશમાં માત્ર અવળે રસ્તે ચડાવનારાંજ જણાયાં છે.

આ સાથે દુધ ઘીના અભાવનું બીજું મોટું કારણ એ છે કે આપણી ગાયો ભેંસો પરદેશ ચડે છે. કાઠીઆવાડમાંથી દરવર્ષે સેંકડો પશુઓ પરદેશ જાયછે. હિંદ ખેતી પ્રધાન દેશ છે; પશુઓની આબાદી ઉપરજ દેશની આબાદીનો અત્યારે આધાર છે. દેશના ધાતુરૂપી ધન સાથે પશુધન પણ વિદેશ ચાલ્યું જાય ત્યારે તેની કેવી અવદશા ? દરેક દેશી રાજ્યે કે સરકારી જીલ્લાએ પોતાની હદમાંથી ગમે તેટલી મોટી કીમતે કે મફત એક પણ ઢોર બહારગામ કે પરદેશ મોકલવાની બંધી કરવી જોઇએ, અને તે માટે સખત શિક્ષા રાખવી જોઇએ. પરદેશ માટે ઢોર લઇ જનારાઓ લોકોને છેતરે છે; દુધ પીવા માટે લઇ જવાની સમજણ આપેછે પણ ઘણે ભાગે તો તે ઢોરો હિંદના કતલખાનામાં, ગ્લાસગો કે ચીકાગોના કારખાનામાંજ પહોંચે છે. પ્રત્યક્ષ એક પણ ગાયની હત્યાથી આખો દેશ ખળભળી ઉઠેછે અને હજારોનાં પ્રાણ જતાં હોય તો આપવાં તૈયાર થાયછે; અનેક દેશી રાજાઓ "ગોબ્રાહ્મણ પ્રતિપાળ" તરીકે પોતાને ઓળખાવે છે. ત્યારે પરોક્ષ ( આડકતરી ) રીતે દર વર્ષે હજારો ગાયો અને પશુઓ માટે બેદરકાર રહે છે. આ વાત પ્રજા અને રાજા સમજી શકતા નથી એ ખેદક ખેદની વાત છે. દરેક ખેડુતે, દરેક પ્રજાજને પોતાનું ઢોર ગમે તેટલી ઉંચી કીમત મળવા છતાં નહી વેચવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. તેમ પોતાના તાબાના ઘાસ કે ધાન્ય માટે પણ તેવી ટેક રાખવી જોઇએ. અને દરેક રાજ્યે પોતાની હદમાંથી પશુ કે ખડ બહાર જવાની સખત મનાઇ કરવી જોઇએ. તથા હોટલો તથા આરામગૃહોને બંધ કરવાં જોઇએ, તો થોડાજ સમયમાં બચ્ચાંઓની હાય શમી જશે; પણ તેમ નહીં થશે તો બાળકોનાં એ ઉષ્ણ અશ્રુઓની જવાળા કેવું વિપરીત પરિણામ લાવશે તે તો ઇશ્વર જાણે.

જીવરામ કાળીદાસ વૈદ્ય.

ઠંડી, માધુર્યસ્વાદવાળી હોય તો તે જમીનમાંનું પાણી પણ તે તે ગુણ ધર્મવાળું સમજવું. તેવું પાણી થાકી ગયેલા, ભુખ્યા, વિષમ ભોજન કર્યું હોય તેવા માણસના પીવામાં આવે તો પીડાકારક થાય.

વર્ષાઋતુમાં આકાશમાંથી–અધરથી કાચના વાસણમાં ઝીલી લીધેલું પાણી આંતરીક્ષ જળ કહેવાય છે. તે જળ ગુણમાં અમૃતસરખું અને બધા વિકારનું શમન કરનારૂં છે પણ ચોમાસા શિવાય બીજી ઋતુમાં માવઠું થયું હોય ત્યારે ઝીલેલું નહી હોવું જોઇએ.

જે કુવાનું પાણી દિવસે સૂર્યથી તપતું હોય અને રાત્રે ચંદ્રથી શીતળ થતું હોય તે **હંસોદક** કહેવાય અને તે પાણી આંતરીક્ષ જળના જેવું ગુણકારી ગણાય છે. બધીઋતુમાં માણસોને હિકતારક ગણાય છે. કોઇપણ જાતનો વિકાર કરતુ નથી.

ભમરા સર્પ વિગેરે જીવજંતુ જેમાં રહેલા હોય, ઉનાળાના તડકા પડવાથી લીલું કે આસમાની રંગનું થઇ ગયું હોય, કે સ્વાભાવિક રીતેજ તેવા રંગનું હોય, સેંકડો કમળો જેમાં ઉગ્યાં હોય, ઝાડવાંના મૂળમાંથી આવતું હોય એવું પાણી ન્હાવા ધોવા કે પીવામાં માણસોને માટે કે ઢોર માટે વાપરવું નહીં. તેવા પાણીથી કફ વાયુના શરદીના વિકાર હરસ મંદાગ્નિ જેવા રોગ થાય છે. અને કેટલીક વખત મરણ પણ નિપજે છે. વર્ષાઋતુ શિવાય બીજી ઋતુમાં પડેલા વરસાદના જળમાં પણ એવાજ અવગુણ સમજવા. વિશેષે કરી આવા પાણીથી કફનાં, ગળાંનાં, છાતીનાં અને શરદીનાં દરદ વધુ થાય છે.

**પાણીનું અજીર્ણ** થયું હોય તો પાણી પીવાની ઇચ્છા ન થાય, પેટ જાણે ભર્યું હોય એમ લાગે, છાતીમાં બેચેની થાય, મોઢામાંથી લાળું અથવા પાણી પડે, માથું ભારે થઇ જાય, છીંકુ બહુ આવે, પેશાબ સ્ફેદ પાણી જેવો ઠંડો ઉતરે અને વખતો વખત આવે, ઉંઘ બહુ આવે, આખા શરીરમાં તૃપ્તિ જણાય, (જાણે જમીને બેઠા હોઇએ ભુખ તરસ કાંઇ જણાય નહી) દરેકે દરેક અવયવમાં દુખાવો કે ઢીલાપણું લાગે, સાદ ઘોઘરો થઇ જાય.

પાણીનું અજીર્ણ થાય ત્યારે પાણી બીલકુલ પીવું નહી. પાણી પીવાની બહુ ઇચ્છા થાય તો ઘણુંજ થોડું અને ગરમીની ઋતુ હોય તો નવશેકું પીવું. અને ઠંડીઋતુ હોય તો ઠંડું પીવું. બાવળનાં ફુલ તોલા ૧ માં ૪૦ તોલા પાણી ઉકાળી ૨૦ તોલા રહે એટલે ગાળી લઇ થોડું થોડું પીવું. છાસ ૪૦ તોલામાં સુંઠ, પીપર, મરી, સીંધાલુણ ૦। તોલો અને સાકર ૧ તોલો નાખી ગરમ કરી જીરેથી વધારી તે છાસ થોડી થોડી પીવી. કસરત કરવી. એક બે માઇલ ચાલવું. તડકે ફરવું. વાસુદેવનું અને અગસ્ત્યઋષિનું ધ્યાન કરવું. અડાયા છાણાની કપડે ચાળેલી ૦। તોલો રાખ મધ સાથે ચાટવી. શેકેલી ભાંગનો ૬ રતિ ભુકો

મધમાં ચાટવો. ક્ષારવાળા તીખાં ઉષ્ણ પદાર્થ ખાવો. ઉકરડી અને સુંઠનો આપવો. ૫-૭ ખી ધતુરાનાં વાટી તેમાં કાકડાસીંગીનો ભુકો બેઆનીભાર મેળવી મધમાં ચટાડવો એટલે પાણીનું અજીર્ણ મટશે (૧૫-૪૩).

## दुग्धगुणाः—દુધના ગુણ.

रसायन जीवनीय बलद रक्तवातनुत् । श्रेष्ठं सर्वेषु पाविश्याद्धेनुदुग्ध क्षये हितम् ॥
निद्राकर पित्तहर गस्नेह माहिष पय. । स्रोतसां क्लेदजनन वन्हिमान्द्यकरं परम् ॥
रक्तपित्तमर्नामार हन्ति सर्वमजापय । लघु शीन कषायं च ज्वरघ्न क्षयकासनुत् ॥
आविकं क्षयकृद् दुग्ध रक्तवातनिवर्तनम् । कषायमुष्णं मधुर गुरु श्लेष्मकर स्मृतम् ॥
बल्यमेकशफ क्षीर रूक्ष शोषानिलापहम् । कफघ्नमुष्ण वृष्य च क्षाराम्लं मधुर स्मृतम् ॥
अबलाया हित स्तन्य बालानामग्निदीपनम् । नस्याञ्जनयोर्दिष्टं रक्तं कषाय मधुर लघु ॥
दन्तिन्या बलद शीत शीतपित्तहर गुरु । जराविनाशन वृष्य क्षिप्र लोचनरोगहृत् ॥
उष्ट्रीणा च पयो रूक्षमष्टोदरनिवर्तनम् । अर्शोविलामरोगघ्नमुष्ण सलवण सरम् ॥
निशाया चन्द्रिकायोगात्प्रातर्दुग्ध हित गुरु । भानो करैर्दिवा तप्तं पथ्य चैवापराह्णिकम् ॥
गतेरभावात्तत्प्रातर्गरिष्ठ मन्दवन्हिनाम् । गत्यापराह्णिक रम्य सर्वदोषैर्विवर्जितम् ॥
गुनानि सर्वदुग्धानि कीर्तितानि हितानि वै । अबलाया हित स्तन्यमामनेव दिवानिशम् ॥
क्षाराम्लभावैर्विरस विवर्ण वर्ज्यं सदा रागचयानुबन्धि ।
जीर्णज्वरे क्षीणरसातेगते हित पय स्यात्प्रकृतिस्थमेव ॥ ४४-५४ ॥

**ગાયનું દુધ**—રસાયન સરખું ગુણકારી, આયુષ્ય વધારનાર, બળ વધારનારૂં, બધાં દુધમાં ઉત્તમ, લોહીદોષ, વાતદોષ મટાડનારૂં, ક્ષયરોગમાં ફાયદાકારક અને પવિત્ર છે. **ભેંસનું** દુધ ઉંઘ લાવનાર, પિત્ત મટાડનારૂં, સ્નિગ્ધ, શરીરના અંદરના સ્રોત-રસમાર્ગોને ભિંજવનારૂં અને જઠરાગ્નિને મંદ કરનારૂં છે. **બકરીનું** દુધ પતું લોહી, ઝાડા, ક્ષય, તાવ, ઉધરસ, વિગેરે દરદનો નાશ કરનારૂં, હળવું, શીતવીર્ય, તુરા સ્વાદવાળું અને પથ્ય છે. ઘેટીનું દુધ ક્ષયરોગ કરનારૂં, શીળસ મટાડનારૂં, તુરૂં, ઉષ્ણવીર્ય, મધુર, ભારે અને કફકારક છે. ઘોડીનું દુધ બળ વધારનારૂં, રક્ષ, ક્ષય વાયુ અને કફ મટાડનારૂં પૌષ્ટિક, ખારૂં અમ્લ અને મધુર સ્વાદવાળું અને પચવામા હળવું છે. સ્ત્રીનું ધાવણ, બચ્ચાંઓને નીરોગી ગખનારૂ, બાળકોને ભુખ લગાડનારૂં, નસ્યમાં, આંજવામાં ઉપયોગી, સ્હેજ તુરા મધુર સ્વાદનું અને હળવું છે. હાથણીનું દુધ બળ વધારે, શીતવીર્ય, મીળસ મટાડે, પચવામાં ભારે, હમેશાં ખાવાથી ગઢપણ આવવા ન દીએ, પૌષ્ટિક અને આંખોને ફાયદાકારક છે, ઉંટણીનું દુધ રક્ષ, મળબંધ, ઠબજીયત, જળોદર, બરલ, લીવર, હરસ, કરમકોપ વિગેરે પેટના બધા દરદ મટાડે. ઉષ્ણવીર્ય, ખારા સ્વાદનું અને ઝાડો લાવે છે. રાત્રે ચાંદનીની ઠંડક અને રાત્રીના શીતળપણાથી તેમજ રાત્રે ઢોરને હાલચાલ સ્તી નથી અને બેસી રહે છે તેથી સવારે દોહેલું દુધ પચવામાં ભારે હોય છે. મંદાગ્નિવાળા માણસો ઢોરું

પચાવી શકે છે. દિવસે ઢોર જંગલમાં ફરે છે મધ્યે સૂર્યનો તડકો વેઠે છે તેથી સાંજે દોવેલું દુધ ઉષ્ણતાવાળું, પચવામાં હલકું તથા દરેક રીતે ગુણમાં ઉતમ ગણાય છે. હરકોઇ જનાવરનું દુધ ગરમ કર્યા વિનાં વાપરવું નહિ; કારણ પશુમાં વખતે કોઇપણ રોગના જંતુ હોય અથવા દોનારના હાથ પગ શરીરે કે દોવાના ઠામમાં ન દેખી શકાય એવા સૂક્ષ્મ જંતુ હોય તો ગરમ કરવાથી મરી જાય છે અને ગરમ કર્યા પછી પીવાથી કાંઇપણ ભય રહેતો નથી. માત્ર સ્ત્રીનું દુધ કદી પણ ગરમ કરવું નહીં ઘણેભાગે તો સ્ત્રીનું ધાવણ બહાર કાઢીને બાળકોને પાવું નહીં. પરબારૂં બાળકને ધવરાવવું એટલે તેમાં જોઇએ તેટલી ઉષ્ણતા હોય છે તેવી અસર બાળકની પાચનશક્તિને મદદરૂપ થઇ પડે છે. કોઇપણ ઢોરનું દુધ ખાટું કે ખારૂં થઇ ગયું હોય, સ્વાદ બગડી ગયો હોય, રંગ ફરી ગયો હોય એવું દુધ વાપરવું નહીં. તેમાંથી અનેક રોગ પેદા થાય છે. જીર્ણજ્વર, ક્ષય, કફરોગ વિગેરે દરદોમાં તુરત દોવાયેલું મળે તો વધુ સારૂં ૬-૮ કલાકથી વધુ વખતનું દોએલું તો વાપરવુંજ નહીં અને રાતનું વાસી દુધ સવારે તો નુકસાનજ કરે ४४-५४.

---

## दधिगुणाः--દહીંના ગુણ.

मधुरं गोदधि स्निग्धं वातकोपहरं लघु । बलदं दीपनं पाके मध्ये रुचिकरं परम् ॥
बलासनिद्राजननं स्निग्धं स्थैर्यकरं गुरु । पित्तानिलहरं स्वादु मधुरं माहिषं दधि ॥
वातपित्तबलासघ्नं दध्याजं लघु दीपनम् । कासे श्वासे हितं प्रोक्तं दुर्नामक्षयनाशनम् ॥
आविकं दध्यपथ्यं स्यात्कफवातोदरार्शसाम् । पित्तोपशमनं चैव दोषलं मधुरं स्मृतम् ॥
दुर्नामक्रिमिगुल्मानि हन्यात्प्लीहोदराणि च । वातघ्नमम्लं सक्षारमुष्ट्रीणां च मरं दधि ॥
नेत्राणामहितं बल्यं वालभ्रममिदीपनम् । बलामपित्तजननं वाडवं हृमनाशनम् ॥
शिशूनां सर्वदोषघ्नं विज्ञेयं बलदं दधि । गुणोत्तरं तु नारीणां चक्षुष्यं मधुरं लघु ॥
उष्णं लघु कषायं तु . कफघ्नं हस्तिनीदधि । वातपित्तप्रशमनं बलदं पुष्टिवर्धनम् ॥
पुरीषोत्सर्जनं दाहि मंदं जातं विनिर्दिशेत् । वातपित्तकफकरं वत्सहस्त्यम्लतां गतम् ॥
सर्वेषां पयसां मध्ये धेनुदुग्धं गुणोत्तरम् । तादृशं गोदधि ज्ञेयं मन्दजं पथ्यसत्तमम् ॥
घृतमधुगुडहीनं शर्कराहीनमयाम शरदि न वसंते ग्रीष्मकाले न नक्तम् ।
दधि हरति च गुल्मश्वासकासातिसारान् श्वयथुकमलपित्तासृग्ज्वरादींस्तनोति॥५५-६५॥

ગાયનું દહીં સ્નિગ્ધ, વાયુ મટાડનારૂં, પચવામાં હળવું, મધુર, બળવર્ધક, દીપન, જમતાં વચમાં ખાવાથી રૂચિ વધારનારૂં છે. ભેંસનું દહીં કફ વધારનારૂં, ઉંઘ લાવનારૂં, સ્નિગ્ધ, પચવામાં ભારે, મજબુતાઇ લાવનારૂં, પિત્તવાયુશામક, સ્વાદિષ્ટ અને મધુર છે. બકરીનું દહીં વાયુ પિત કફ નાશક, હળવું, દીપન, ખાંસી શ્વાસ હરસ અને ક્ષયવાળા દર-

મધમાં ચાટવો. ક્ષારવાળા તીખાં ઉષ્ણુ ૧
૫-૭ ખી ધતુરાનાં ચાટી તેમાં કાકડાસીંગીનો ભુકો
એટલે પાણીનું અજીર્ણ મટશે (૧૫-૪૩).

## दुग्धगुणाः—દુધના ગુણ.

रसायन जीवनीय बलद रक्तवातनुत् । श्रेष्ठं सर्वेषु पाविध्याद्धेनुदुग्धं क्षयं [illegible]
निद्राकरं पित्तहर सस्नेहं माहिषं पयः । स्रोतसां क्लेदजनन वन्हिमान्द्यकरं पर [illegible]
रक्तपित्तमतीसार हन्ति सर्वमजापयः । लघु शीतं कषायं च ज्वरघ्न क्षयकासनुत् ॥ [illegible]
आविकं क्षयकृद् दुग्ध रक्तवाननिवर्तनम् । कषायमुष्ण मधुरं गुरु श्लेष्मकरं स्मृतम् ॥
बल्यमेकशफ क्षीरं रूक्ष शोषानिलापहम् । कफघ्नमुष्णं हृद्यं च क्षाराम्लं मधुरं स्मृतम् ॥
अबलाया हित स्तन्य बालानामग्निदीपनम् । नस्याञ्जनविधौ शस्तं कषाय मधुरं लघु ॥
दन्तिन्या बलदं शीत शीतपित्तहर गुरु । जराविनाशन वृष्यं क्षिप्रं लोचनरोगहृत् ॥
उष्ट्रीणा च पयो रूक्षमष्टोदरनिवर्तनम् । अर्शोविलासरोगघ्नमुष्ण सलवणं सरम् ॥
निशाया चन्द्रिकायोगात्प्रातर्दुग्ध हित गुरु । भानोः करैर्दिवा तप्तं पथ्यं चैवापराह्निकम् ॥
गतेरभावात्सन्धानर्गरिष्ठ मन्दवन्हिनाम् । गव्यापराह्णिक रम्यं सर्वदोषैर्विवर्जितम् ॥
शृतानि सर्वदुग्धानि शीतलितानि हितानि वै । अबलाया हित स्तन्यमाममेव दिवानिशम् ॥
क्षाराम्लभावैर्विगम विरण्यं वर्ज्यं सदा रागचयानुबन्धि ।
जीर्णज्वरे क्षीणबलासरोगे हित पयः स्यात्प्रकृतिस्थमेव ॥ ४४-५४ ॥

ગાયનું દુધ—રસાયન સરખુ ગુણુકારી, આયુષ્ય વધારનારૂ, બળ વધારનારૂં, બધાં દુધમાં ઉત્તમ, લોહીદોષ, વાતદોષ મટાડનારૂં, ક્ષયરોગમાં ફાયદાકારક અને પવિત્ર છે. ભેંસનું દુધ ઉંઘ લાવનારૂં, પિત્ત મટાડનારૂં, સ્નિગ્ધ, શરીરના અંદરના સ્રોત–રસમાર્ગોને ભિંજવનારૂં અને જઠરાગ્નિને મંદ કરનારૂં છે. બકરીનું દુધ પતુ ઉં સેરી, ઝાડા, ક્ષય, તાવ, ઉધરસ, વિગેરે દરદનો નાશ કરનારૂ, હળવું, શીતવીર્ય, તુરા સ્વાદવાળું અને પથ્ય છે. ઘેટીનું દુધ ક્ષયરોગ કરનારૂં, લોહીના રસ મટાડનારૂં, તુરૂં, ઉષ્ણુવીર્ય, મધુર, ભારે અને કફ-કારક છે. ઘોડીનું દુધ બળ વધારનારૂં, રૂક્ષ, ક્ષય વાયુ અને કફ મટાડનારૂં પૌષ્ટિક, ખારૂં અમ્લ અને મધુર સ્વાદવાળું અને પચવામાં હળવું છે. સ્ત્રીનું ધાવણ, બચ્ચાંઓને નીરોગી રાખનારૂં, બાળકોને ભુખ લગાડનારૂં, નસ્યમાં, આંજવામાં ઉપયોગી, સ્હેજ તુરા મધુર સ્વાદનું અને હળવું છે. હાથણીનું દુધ બળ વધારે, શીતવીર્ય, શીળસ મટાડે, પચવામાં ભારે, હમેશાં ખાવાથી ઘડપણ આવવા ન દીએ, પૌષ્ટિક અને આંખોને ફાયદાકારક છે, ઉંટણીનું દુધ રૂક્ષ, મળબંધ, કબજીયત, જળોદર, બરલ, લીવર, હરસ, કફપ્રકોપ વિગેરે પેટના બધા દરદ મટાડે. ઉષ્ણુવીર્ય, ખારા સ્વાદનું અને ઝાડો લાવે છે. રાત્રે ચાંદનીની ઠંડક અને રાત્રીના શીતળપણાથી તેમજ રાત્રે ઢોરને હાલચાલ રતી નથી અને ફેરી રહે છે તેથી સવારે દોહેલુ દુધ પચવામાં ભારે હોય છે. મદાગ્નિવાળા માણસો ઘોડું

## नवनीतघृतगुणाः--માખણ ઘીના ગુણ.

नवनीतं कषायाम्लं शीतलं वह्निदीपनम्। वातपित्तप्रशमनं वृष्यं क्षयविनाशनम्।
शीतं मृदु स्निग्धतरं बलिष्ठं मेधाग्निकांतिस्मृतिपुष्टिदायि।
पित्तानिलध्वंसि बलासकारि प्रह्लादि लक्ष्मीप्रदमेव सर्पिः॥
जीर्णं सर्पिस्त्रिदोषघ्नं ज्वरापस्मारनाशनम्। नस्ये नेत्रगदे श्रेष्ठं मूर्च्छोन्मादालकामनुत्॥
तिमिरघ्नं कफहरं विषदोषहरं परम्। भूतबाधाप्रशमनं पवित्रं जन्तुनाशनम्॥
यथागुणं गवादीनां दुग्धाद्युक्तं तथागुणम्। नवनीतं घृतं तक्रं दध्यादिकं समासतः॥६९-७३॥

માખણ, તુરા ખાટા સ્વાદનું, ઠંડું, જઠરાગ્નિને દીપન કરનારૂં, વાત પિત્ત શમાવનારૂં, પૌષ્ટિક, ક્ષયરોગનાશક છે.

ઘી, શીતવીર્ય, સ્નિગ્ધ, શરીરને સુંવાળું રાખનારૂં, બળવર્ધક, બુદ્ધિ કાંતિ યાદશક્તિ અને પુષ્ટિને વધારે. વાયુ પિત્તનું શમન કરે. કફ વધારે. આનંદ ઉપજાવે. લક્ષ્મી વધારે.

જુનું ઘી વાત પિત્ત કફનું શમન કરે. તાવ અપસ્માર મટાડે મૂર્છા, ગાંડપણ, નાકમાંથી લોહી પડવું વિગેરેમાં ગરમ કરી નાક વાટે સુંઘાડાય. આંખનાં દરેકાંઇ દરદમાં અંજાય. ઉધરસ કફ મટાડે રૂપ વિષનાશક, બાળકોના દરદમાં ભુતબાધામાં હિતકારક, જંતુઘ્ન અને પવિત્ર ગણાય છે. ગાય ભેંસ વિગેરે પશુનાં દુધમાં જેવા ગુણ કહ્યા છે. તેવાજ ગુણ તે તે પશુના દહી છાસ માખણ ઘી વિગેરેમાં સમજવા. ૬૯-૭૩.

---

## तैलगुणाः--તેલના ગુણ.

तिलानां मधुरं तैलं बृंहणं वातरोगनुत्। मेधाग्निजननं वृष्यं त्वक्प्रसादकरं परम्॥
कफमेदोकृमिहरं तैलं सर्षपसम्भवम्। दीपनं लेखनं कण्डूकुष्ठानिलहरं लघु॥
उरुणमेरण्डजं तैलं पित्तकृत्कफवातनुत्। दीपनं मधुरं स्निग्धं मेधाकान्तिविवर्धनम्॥
आमवातोदरहरमन्त्रशोधनलेखनम्। शोफोदरे वर्धगुदे गुदकीलेषु पूजितम्॥
बहुदोषकरं तीक्ष्णं तैलं कुसुम्भसम्भवम्। पित्तासृक्जननं नेत्रमस्तिष्कोपघ्यमीरितम्॥
किराततिक्तजीवन्तीनारिकेरातिमुक्तकम्। मूर्वावर्तस्तथा लाक्षाकुष्माण्डत्रपुमाक्षकम्॥
अमीषां शीतवीर्याणि तैलानि मधुराणि च। कोपातकीदेवदालीपालाशकृष्णजीरकम्॥
पिचुमन्दस्तथा पीलुशिग्रुकम्पिल्ल एव च। ज्योतिष्मतीविडंगानि चैषामुक्तानि कोविदैः॥
तैलानि समवीर्याणि कुष्ठमेहहराणि च। कफानिलशिरोरोगान् घ्नन्ति तीक्ष्णग्रहनि च॥
॥ ७४-८२ ॥

લેહીને અટકાવે ખાવામાં રૂચિ ઉપજાવે. મનને પ્રસન્ન રાખે. રૂચિ વધારે. શરીર પુષ્ટ કરે. વીર્ય વધારે. બેચેની, ભ્રમ, મૂર્ચ્છા, દાહ, પ્રમેહ વિગેરે વાત પિત્તજન્ય દરદોને શમાવે તથા ઠંડી છે. (૮૩-૮૮).

---

## लवणक्षारगुणाः—મીઠું, ક્ષારના ગુણ.

सामुद्रं सिन्धुलवणं रुचकं रोमकं बिडम्। क्षाराण्युष्णानि सर्वाणि शूलानिलहराणि च ॥
द्वौ क्षारौ शूलकृच्छ्रघ्नौ स्वर्जिकायावशूकजौ। तृड्दाहपित्तजननौ वाताध्मानहरौ स्मृतौ ॥ ८९-९०॥

મીઠું, સીંધાલુણ, સંચળ, સાંભર, વડાગરૂં, સુરોખાર અને જવખાર વિગેરે લવણ અને બધા ક્ષાર શળ ચુંક મટાડે છે અને વાયુનાશક છે. સુરોખાર અને જવખાર ચસકા મટાડે. અટકી ગયેલા અથવા મુશ્કેલીથી ઉતરતા પેશાબને લાવે. ગળે શોષ પાડે. બળતરા કરે. પિત્ત વધારે. પેટનો વાયુ અને આફરો મટાડે (૮૯-૯૦).

---

## धान्यगुणाः--દાણાના ગુણ.

यावनालस्विदोषघ्नो गुरुपित्तास्रवृद्धली। षष्ठिका मधुरा ज्ञेयः सर्वदोषहरो लघुः ॥
गोधूमा वीर्यदा वृष्या ईषत्पित्तकरा मताः। वातपित्तकफहरा कृच्छ्रमेहविनाशनाः ॥
मुद्गो बलासरोगघ्नः किञ्चिन्मारुतकोपनः। मेहहृच्च लघुः स्वादुर्ज्वरघ्नो रुचिकारकः ॥
रक्तपित्तकरा माषा वातघ्ना बलवर्धनाः। मधुरोष्णाश्च गुरवो मदनोत्पत्तिहेतवः ॥
आमवातहरो राजमाषो मूत्रबलापहः। विड्बंधार्शोगदकरो पित्तमेहप्रणाशनः ॥
कुलत्थो मूत्रकृच्छ्रघ्नो मारुतश्वासशूलजित्। पित्तघ्नी तुवरी ज्ञेया वातला शोफनाशिनी ॥
रक्तपित्तकफहरा मकुष्ठा कुष्ठनाशनाः। चणकाः कफपित्तघ्ना रूक्षा वातप्रकोपनाः ॥
कफपित्तकरा ज्ञेयाः जठराग्निप्रवर्धनाः। तिला बलकरा घ्नन्ति वातं च बहुमूत्रताम् ॥
वल्ला बलकरा ज्ञेया वातपित्तप्रकोपनाः। रक्तपित्तं तथाध्मानं कुर्वन्ति रक्तदूषणम् ॥
अस्नेहो वातजननः श्यामाकः पित्तनाशनः। वातलौ कंगुनीवारौ दाहपित्तकफापहौ ॥
कोद्रवः कफपित्तघ्नः वाताध्मानमदप्रदः। दीपनो मेहजननस्त्वतीसारादिकान् जयेत् ॥
बर्जरी दुर्जरी ज्ञेया पित्तवातकफापहा। रुचिदाग्नेय जननी रक्तविड्बंधकारिणी ॥
रक्तशालिर्महाशालिः कलमा शालयस्तथा। बलं शुक्रं प्रभां पुष्टिं कुर्वंति मधुरा परम् ॥
सर्वे तु शालयः शीता बलारोग्यविवर्धनाः। राजिका कृमिवातघ्नी पित्तलोदरनाशिनी ॥

॥ ९१-१०४ ॥

पित्तश्लेष्महराः स्निग्धाः श्वासहृद्रोगनाशनाः । दुर्नामोदरशोफघ्नाश्चक्षुष्या वह्निदीपनाः ॥
कुरंगो मधुरो पाके चक्षुष्यः स्मृतिबुद्धिदः । रक्तपित्तश्लेष्महरो बलदो ज्वरनुद्गुरुः ॥
कृष्णैणो मदकृद्ग्राही स्वादुर्माही सुखप्रियः । शीतवीर्यो लघुर्ज्ञेयो महातीसारनाशनः ॥
हरिणो गौरवर्णो यस्त्रिदोषघ्नोऽङ्गवर्धनः । मधुरः पाकरम्यो विषमज्वरिणे हितः ॥

लावः कषायो मधुरोऽग्निदीप्तिं तनोति रोगान्विनिहन्ति शीघ्रम् ।
ग्राही लघुः स्निग्धतरोऽतिपथ्यो रुच्यो विपाके कटुतामुपैति ॥
छागं त्रिदोषघ्नमुशन्ति मांसं क्षये हितं पीनसरोगहारि ।
मेषं बलिष्ठं कफवातहारि शीतं गुरु स्निग्धमपथ्यमेव ॥
संतर्पणं दीपनमुष्णवीर्यं स्निग्धं कषायं मधुरं बलिष्ठम् ।
निद्राकरं स्थैर्यबृहत्त्वकारि मांसं मदा माहिषमप्रशस्तम् ॥

गव्यं मांसं गुरु स्निग्धं विषमज्वरनाशनम् । शुष्ककासश्रमहरं पवित्रं पावनं स्मृतम् ॥
अतिव्यवायिनो मत्स्या बृंहणा बलवर्धनाः । तृड्दाहकफपित्तासृग्ज्वरवातविनाशनाः ॥
सामान्यतो गुणा एवं जातिस्थानादिभेदतः । भिद्यन्ते विविधा प्रायो गुणदोषानुकीर्तनैः ॥
सिंहव्याघ्रादयो जीवा ये केचन गुहाशयाः । वातघ्ना बलदाः सर्वे चक्षुष्याः स्निग्धदीपनाः ॥
ये जीवास्त्वण्डसंभूताः सस्नेहा वातनाशनाः । स्वल्पे जले च बलिनो ह्रदे जातास्तथाविधाः ॥
सस्नेहाः सिन्धुजा ज्ञेया वातघ्नाः पुष्टिवीर्यदाः । श्लेष्मघ्नो मधुरश्चैव गुरुर्नैवातिपित्तलः ॥ ૧૧૧-૧૨૭ ॥

સૂકું માંસ ભારે તથા મરણ નીપજાવે છે. ઝેરથી કે દરદથી મરેલા જનાવરનું માંસ ઉલટી ચકર ઉપજાવે છે. વાયુ, પિત્ત, કફથી મરેલાનું કે ગલકા દુબળાં જનાવરનું માંસ તથા કચકચી ગયેલું સડેલું અને બીજા દીનું વાસી માંસ શ્વાસ, ઉધરસ અને ક્ષયરોગ ઉપજાવે; તથા બળ, વીર્યનો નાશ કરે. સિંહ, વાઘ અને કાગડાની જાતનાં પંખીનાં માંસ દમ, ઉધરસ, હૃદરોગ, ક્ષયરોગવાળા દરદીને હિતકર છે. ગુફામાં રહેનારાં સુવર, બિલાડાં, સસલાં જેવાં જનાવરોનાં માંસ પિત્તકફનાશક, સ્નિગ્ધ તથા દમ, છાતીનાં દરદ, હરસ, સોજા અને અપચાના દરદીઓને ફાયદાકારક તથા આંખને માટે સારાં ગણાય છે. કુરંગ

નામના હરણનું માંસ, પચવામાં મધુર, આંખને હિતકારક, વાદશક્તિ, બુદ્ધિ, બળ, વધારે; પડતા લોહીને અટકાવે, કફ ઓછો કરે, તાવ ઉતારે, પચવામાં ભારે. કાળીયાતરૂમૃગનું માંસ ચરબી વધારે, છાતીને સારૂં, મળને બાંધે, સ્વાદિષ્ટ, રૂચિ ઉપજાવે, ઠંડા સ્વભાવનું હળવું પ્રમેહ ઝાડા મટાડે છે. રાતા હરણનું માંસ વાયુ ગરમી શરદીને મટાડે, લોહી માંસ વધારે, પાક રસમાં મીઠું, એકાંતરા તરીયા તાવવાળાને ફાયદાકારક છે. લાર (Lark) નામ પક્ષીનું માંસ સ્વાદમાં જરા તુરૂં, વધુ ભુખ લગાડે, બધા રોગમાં ફાયદાકારક, મળ બાંધે, હળવું સ્નિગ્ધ પૌષ્ટિક છે. બકરાનું માંસ ત્રિદોષશામક, ક્ષયમાં, સળખમમાં હિતકારક છે. ઘેટાંનું માંસ બળ વધારે, કફવાયુને મટાડે, ઠંડું, ભારે, સ્નિગ્ધ તથા નુકશાન કરનારૂં છે. ભેંસનું માંસ તૃપ્તિ ઉપજાવે, ભુખ લગાડે, ગરમ, સ્નિગ્ધ, તુરા મીઠા સ્વાદનું, બળવર્ધક, ઉંઘ લાવે, શરીરને પુષ્ટ કરે, સારૂં ગણાતું નથી. બળદનું માંસ પચવામાં ભારે, સ્નિગ્ધ, સુકી ખાંસી, વિષમજ્વરમાં હિતકર છે. બહુ વિષયી માણસને માછલાં બળ પુષ્ટિ વધારનારાં તથા તરસ, દાહ, કફ, પિત્ત, લોહી પડવું, તાવ, વાયુ વિગેરેને મટાડનારાં ગણાય છે. પશુ પંખીઓની જાતિ, રહેવાનાં ઠેકાણા વગેરેથી તેના ગુણ દોષનું અનુમાન કરવું. સિંહ, વાઘ જેવા ગુફામાં રહેનારા જનાવરનું માંસ વાયુનાશક, બળવર્ધક, સ્નિગ્ધ અને નેત્રને હિતકારક ગણાય છે. ઇડાથી થનારા, થોડા પાણીમાં કે ઘુનામાં રહેનારા અને એવી જાતના જંતુઓનાં માંસ સ્નિગ્ધ અને વાયુનાશક છે. સમુદ્રના જનાવરોનું માંસ સ્નિગ્ધ, વાયુનાશક, પુષ્ટિવીર્યવર્ધક, કફદ્મ, મધુર, પચવામાં ભારે અને જરા પિત્ત કરનારૂં છે. (૧૧૧-૧૨૭)

## शाकफलादिगुणाः--શાક ફળ વગેરેના ગુણ.

पित्तघ्नं श्लेष्मदृत्किंचित्कूष्माण्डं वह्निदीपनम । मूर्च्छापस्मारोगघ्नं सर्वदोषहरं गुरु ॥
कालिंगं नेत्ररोगघ्नं वातश्लेष्मकरं गुरु । कफानिलकरं स्वादु पित्तघ्नं त्रपुसं सरम् ॥

लघु रेतोबलहरं गुल्मघ्नं च रुचिप्रदम् । अम्लपित्तकरं पक्वं मधुरं करमर्दकम् ॥

चिंचायास्तु फलं हृद्यं मधुराम्लं च दीपनम् । नारंगं दुर्जरं ज्ञेयं पित्तकृच्चानिलापहम् ॥

कफानिलहरं ज्ञेयं जम्बीरं पित्तलं शुभम् । प्रियालमज्जा रुचिरा सुस्निग्धानिलनाशना ॥

पूगं कषायमग्निघ्नं पित्तश्लेष्महरं सरम् । वातघ्नं मधुरं कण्ठ्यं स्मृतं चैवास्यशोधनम् ॥

हिमवालुका हिमतरा सुतरां द्विजबन्धमूलशिथिलत्वकरी ।

नयने हिता दवथुसंशमनी कमनीयतां वपुषि संदधते ॥

वमितृड्भ्रमखेदास्यशोषदाहाहरुचिक्रमान् । हन्ति नेत्रविकारं च गंधाढ्यो हारिणो मदः ॥

दोषत्रयं शमयते खदिरस्य सारस्तिक्तो रसे हिमगुणः कृमिरोगहन्ता ।

हृद्यः कषायमधुरो मुखरोगहारी ताम्बूलमध्यनिहितो मुखरागकारी ॥

जातीफलं मदकरं मदनप्रबोधि प्रह्लादनं प्रबलकान्तिहृदास्यशोधि ।

श्लेष्मानिलामयहरं सुसुगन्धि तीक्ष्णं स्निग्धं बलिष्ठमनलोदयकार्यभीक्ष्णम् ॥

लवंगं वातलं रूक्षं रोचिष्णु वन्हिदीपनम् । व्यवायि कफहृद्धृद्यं किंचित्पित्तकरं परम् ॥

वमितृड्दाहवैरस्यमूत्रकृच्छ्रामयाञ्जयेत् । सूक्ष्मैला कफहृत्कट्वी सुगन्धिद्रव्यवासिनी ॥

कफानिलघ्नं स्मरकृत्सुगंधि तीक्ष्णं सरं पद्मयुक्तमुष्णम् ।

ताम्बूलपत्रं न च नेत्ररोगे शोषे मुखार्तौ मदिरामयेषु ॥

शीतं खर्जूरयुगमं तु पित्तघ्नं मधुरं गुरु । रुचनी गोस्तनी शीता पिपासाक्षयनाशिनी ॥

बल्यं नारिकेराख्यं सस्नेहं पित्तजुत्सरम् । पथ्या कण्ठ्या कषाया तु त्रिदोषशमनी सरा ॥

कदलीसंभवं पक्वं श्लेष्मकृन्मधुरं गुरु । अर्शोग्रहणिकारोगनाशनं बलवर्धनम् ॥

पित्तश्लेष्महरं स्वादु नेत्ररोगनिवर्तनम् । कंठ्यं कृमिघ्नं सुस्निग्धं लघूष्णं तु बिभीतकम् ॥

मधुराम्लकषायं तु जाम्बवं स्यात्कपित्थवत् । अस्वर्यं ग्राहकं रूक्षं रोचनं हृत्क्रमापहम् ॥

पीलोः फलं गुल्मविकारकासश्वासोदरार्शो ग्रहणीगदघ्नम् ।

विदाहि तीक्ष्णं लघु भेदि रक्तपित्तप्रदं प्लीहविकारहारि ॥

फलं दधित्थस्य तरोर्विषघ्नं संग्राहि हिध्माकफवातहारि ।

कषायमम्लं मधुरं च रूक्षं स्वरस्य रागे न हितं विबन्धे ॥

વામાં ભારે છે. દ્રાક્ષ ઝાડો સાફ લાવે. ઠંડી, તરશ મટાડે. સર્વમાં હિતકર છે. ન[illegible]
બળવર્ધક. સ્નિગ્ધ, પિત્તનાશક, ઝાડો લાવનાર છે. દાડમ ઠંડાં ભારી, તુરી ઝાડો બાંધનારી.
વાયુ પિત્ત કફનાશક છે. કેળાં કફકારક મધુર ભારે દરેક મરડામાં ફાયદાકારક બળ-
વર્ધક છે. બોરાં પિત્તકફનાશક, આંખનાં દરદને મટાડે, બળાંને સારાં, જંતુઘ્ન દરજાં, જાં
જાંબુના ફળ મીઠાં, ખાટાં, તુરાં સ્વરને નુકસાન કરે, છાતીના ગભરાટને મટાડે. ખિરણી
ફળ ગુલ્મ ખાંસી શ્વાસ પેટનાં દરદ હરસ સંગ્રહણી ભરમનાશક. દાહ કરે, ઉલટી, રસ
લાવે, પડતા સેટીના દરદવાળાને નુકસાનકારક છે. ટીંબરનાં ફળ ઠંડાં, પિત્તનાશક, એ
ખાટાં, તુરાં વાયુનાશક કફકારક છે. રસ અને જાતિના ભેદથી ફળ અનેક
પ્રકારનાં થાય છે તે પ્રમાણે તેના ગુણ સમજી લેવા. દરેકનું જુદું વર્ણન કરવાં
ગ્રન્થ મોટો થઇ જાય. જે ફળ જીવડા કે પંખીએ ખાધેલું હોય, ઋતુ વિનાં થયું હોય
તે ખાવું નહીં. તેમ ઘણેભાગે કોઇપણ ફળ કાચું પણ ખાવું નહીં. કપૂર સ્વભાવે શીતળ
દાંતના મૂળને નબળાં પાડે, આંખને હિતકર, દાહશામક, શરીરમાં સુંદરતા વધારે. કસ્તુરી
ઉલટી, તૃષા, ક્લમ, શ્રમ, મોનો શોષ, દાહ, અરૂચિ, બેચેની અને આંખના દરદને મટાડે.
ખેરસાર અથવા કાથો કડવો, ઠંડો, જંતુઘ્ન, વાયુ ગરમી શરદીનાશક. છાતીને [illegible]
મોંના દરદ મટાડે. તાંબુલ સાથે ખાવાથી મોની સુંદરતા વધે. જાયફળ જરા તીખું છે
કામ જાગ્રત કરે, ભયંકર ઉલટી મટાડે, છાતી મોંને સાફ કરે, મનને પ્રસન્ન રાખે, [illegible]
વાયુને મટાડે, બળ વધારે, ભૂખ લગાડે. લવીંગ જરા વાયુ કરે, રસ રૂચિ, વાયે ભૂખ લગાડે,
કફનાશક, હૃદયને સારૂં, જરા પિત્ત કરે. ઝીણી એલચી ઉલટી, તરસ, દાહ, મોનો ખરાબ
સ્વાદ, મૂત્રકૃચ્છ્ર અને કફને મટાડે તથા સુગંધી દ્રવ્યોમાં ઉત્તમ ગણાય છે. નાગરવેલનું પાન
કામોત્તેજક, સુગંધિ, તીખું દસ્ત લાવે, ૭ રસના સ્વાદવાળું સ્વભાવે ગરમ: આંખનાં
રોગ શોષ મોનાં દરદ અને મદિરાથી થએલા રોગોવાળા માણસોએ તાંબુલ ખાવું નહીં.

લસણ વાયુ, લોહીબગાડ, હરસ, દમ, ઉપદંશ, જંતુ મોળ પેટનાં દરદને મટાડે
ભૂખ લગાડે, ખોરાક પચાવે, સાદને સાફ. સફેદ ડુંગળી વાયુનાશક, અગ્નિ આપનાર. [illegible]
નેજક તથા વાયુકારીરોગનાશક છે. રાતી ડુંગળી ઝાડો કબજ કરે, બળ વધારે, [illegible]
પિત્તકારક, વીર્યસ્તંભક. ઘણેભાગે સફેદ ડુંગળીને બગના ગુણવાળી તથા લોહીને મટાડે છે.
સુરણ ભૂખ લગાડે, ખાવાપર રૂચિ ઉપજાવે, મરડો હરસ ગુલ્મને મટાડે. ઝાડો લાવે. [illegible]
મટાડે, વાયુનું અનુલોમન કરે. (૧૨૮-૧૩૧).

જૈન ધર્મનું હિન્દી માસિક.

# ખંડેલવાલ જૈન.

હિંદની જુદી જુદી જ્ઞાતિઓ દેશનાં જુદાં જુદાં અંગ છે. તે અંગ ઉપાંગોને તોડી ભાંગી નાખવા કરતાં સબળ બનાવવાં એજ વધુ લાભદાયક છે. ખંડેલવાલ જૈનનો જન્મ એજ મહત્ ઉદ્દેશની પૂર્તિને માટે થયો છે આ માસિક દરેક પક્ષના જૈન ભાઈઓએ ખાસ વાંચવા લાયક છે જૈન સિવાય બીજાઓએ પણ પોતપોતાની જ્ઞાતિમાં વિશુદ્ધ વિચારો ફેલાવવા; જાતીય અને રાષ્ટ્રીય ભાવોની વૃદ્ધિ કરવા; પરસ્પર પ્રેમ અને ઐક્ય વધારવા એ આ માસિકનું લક્ષબિંદુ છે. સામાજીક દોષોની આ પત્ર ઘણી નિર્ભયતાથી સ્પષ્ટપણે આલોચના કરે છે. દેશના ઉદ્યોગ વ્યાપારની પણ ચર્ચા કરે છે. જો આપ જ્ઞાતિઓને સુરક્ષિત રાખી ઉન્નત કરવા ઇચ્છતા હો તો આ માસિકને હમેશાં વાંચશો અને આપના બીજા મિત્રોને પણ ભલામણ કરશો આર્થિક નુકશાન પામીને જ્ઞાતિ સંસ્થાઓના લાભ માટે આ પત્ર પ્રકટ કરવામાં આવે છે વાર્ષિક લવાજમ ૧-૮-૦. [illegible] રૂપિયો.

મેનેજર--ખંડેલવાલ જૈન મુ. પો. ગંજમપુરા (માળવા). Ganjampura

## ઉદરરોગ અને જળોદર.

**બિંદુઘૃત** ( ભૈષજ્યરત્નાવલી ૨૦૧ ) આકડાનું દૂધ તોલા ૮, બુગળીના ( ? ) થોરનું દૂધ **તોલા ૨૪ લેવાં,** હરડે, કબીલો, કાળી નસોતર, ગરમાળાનો ગોળ, ગરણીનાં મૂળ, ગળી, ધોળી **નસોતર, નેપાળાનાં** બી, શંખાવળી, ચિત્રો પ્રત્યેક ૪ તોલા ખાંડી એ ઓસડીયાંનો ઉકાળો, ૧૬ગણા પાણીમાં કરવો ; ચતુર્થાંશ પાણી રહે ત્યારે ગાળી તેમાં ઉપરનાં બેઉ દૂધ તથા ૬૪ તોલા ઘી નાખી પકાવવું પાણીનો ભાગ બળી જાય એટલે ઘી ગાળી લેવું માત્રા ૨ થી ૬ ટીપાં આપવાથી ઝાડા થઇ દરદ મટે

**વૈદ્યનાથવટી** ( સિદ્ધગુટી ભૈષજ્યરત્નાવલી ૨૦૩ ) સુંઠ, પીપર, મરી, હીંગળો, **હરડે,** પ્રત્યેક એક તોલો શુદ્ધ જમાલગોટા તોલા ૧૦ સાથે વાટી ખાંડી લુણીના રસ **માં ઘુંટી** અડદ જેવડી ગોળી વાળવી માત્રા ૨ થી ૬ ગોળી ઉના પાણી સાથે આપવી **ભયંકર** જળોદર, ગુલ્મ, તાવ, પાડુ, ઉદાવર્ત, અષ્ઠીલા, શળ, ઝાડા, પાકતાળ વગેરેમાં અપાય

**ઇચ્છાભેદી** ( ભૈષજ્યરત્નાવલી ૨૦૪ ) સુંઠ, મરી, પારદ, ગંધક, ટંકણ, પ્રત્યેક એક તોલો જમાલગોટા તોલા ૩ પાણીમાં ચણોઠી જેવડી ગોળી વાળવી માત્રા ૨ થી ૪ ગોળી ઉના પાણીથી દેવી પેટના બધા દરદ તથા જળોદરમાં

**અભયાવટી** ( ભૈષજ્યરત્નાવલી ૨૦૪ ) હરડે, મરી, પીપર, ટંકણ પ્રત્યેક તોલો ૧, **નેપાળો** તોલા ૪ સાથે ઘુંટી ડાંડલીયા થોરના દૂધમાં એક ગ્રેન વજનની ગોળી વાળવી ૦ થી ૬ ગોળી ઉના પાણીથી આપવી

**જળોદરારિ રસ** ( ભૈષજ્યરત્નાવલી ૨૦૭) પારદ તોલા ૪, ગંધક તોલા ૮, **મનશીળ,** હળદર, જમાલગોટા, સુંઠ પીપર, મરી, પ્રત્યેક બબે તોલા સાથે મેળવી **દંતીમૂળ, સ્નુહીદૂધ,** ભાંગરો પ્રત્યેકના રસની સાત સાત વખત ભાવના આપવી માત્રા **૨ થી ૪** રતી રાસ સાથે આપવી

**શોથોદરારિ લોહ** ( ભૈષજ્યરત્નાવલી ૨૦૬ ) માગેડીના મૂળ, ગળો ચિત્રો, દંતીમૂળ, **ભોંયાં,** ડાંડલીયા થોરનું દૂધ, અરજભખી, આકડાના મૂળની છાલ, પ્રત્યેક ૩૨ બત્રીસ તોલા **લેવાં** ક્રચી ગ્લોગણ પાણી મૂકી ઉકાળવા ચતુર્થાંશ પાણી રહે ત્યારે ગાળી તે ઉકાળામાં ૩૨ [illegible] ૭૦ મૂકી, ૩૨ તોલા ઘી આકડાનું દૂધ ૮ તોલા, [illegible] ગંધક ૪ તોલા, પારદ, જમાલગોટા

કરવો. દરેક એક એક ઔષધ અથવા બે ચાર સાથે મેળવીને પણ અપાય છે. નીચે લખેલાં ઔષધો જળોદર શિવાય ઉદાવર્તવાયુ, અજીર્ણ, બરલ, લીવર ગાંઠ વગેરે પેટનાં બધાં દરદો ઉપર પણ ઘણું કામ કરે છે.

**સામુદ્રાદ્ય ચૂર્ણ** (બૃહત્ યોગતરંગિણી ૬૮૪) મીઠું, સંચળ, સીંધાલુણ, જવખાર, બોડીઅજમોદ, લીંડીપીપર, ચીત્રો, શુંઠ, શેકેલી હીંગ, વાવડીંગ સરખે ભાગે ખાંડવાં. માત્રા ૦। તોલાથી ૧ તોલા સુધી ઘીમાં કાલવી ચટાડવું. વાતોદર, ગુલ્મ, અજીર્ણ, મરડો, હરસ, પાંડુરોગમાં.

**નારાયણ ચૂર્ણ** (બૃ. યોગતરંગિણી ૬૮૮) બોડી અજમોદ, અજમા, પળાંસવી, ધાણા, આંબલી, કલોંજીજીરૂં, સુવાદાણા, પીપરીમૂળ, રાણતુળશી, કચુરો, વજ, શતાવરી, જીરૂં, શાજીરૂં, સુંઠ, પીપર, મરી, દારૂડીનાં મૂળ, ચિત્રો, જવખાર, સાજીખાર, પુષ્કરમૂળ, કુઠ, સંચળ, સીંધાલુણ, મીઠું, વડાગરૂં, બંગડખાર, વાવડીંગ, દરેક એકેક તોલો, દંતીમૂળ ૩ તોલા, નસોતર ૨ તોલા, ઇદ્રમણાંનાં મૂળ ૨ તોલા, ચમારદુધલી ૪ તોલા સાથે ખાંડવાં; માત્રા ૦। થી ૦॥ તોલો નવશેકા પાણીથી પેટનાં બધાં દરદમાં અપાય.

**વજ્રક્ષાર ચૂર્ણ** ( બૃ. યોગતરંગિણી ૬૯૫ ) સંચળ, જવખાર, મીઠું, બંગડખાર ટંકણખાર, સાજીખાર દરેક ૧૦ દસ તોલા લઇ આકડાના દુધની અને થોરના દુધની ૩ દિવસ ભાવના દેવી; પછી તેનું જેટલું વજન હોય તેટલાં આકડાનાં પાન લઇ એક હાંડલીમાં ઉપર નીચે પાન અને વચમાં ઉપલો ક્ષારનો ભુકો નાખી હાંડલીનું મો છાંદી સાંજે ગજપુટની ભઠ્ઠી આપી, સવારે કાઢી ખરલમાં ઘુંટવું પછી તેની બરોબર વજને નીચેનાં ઓસડીયાંનું સરખે ભાગે ખાંડી કરેલું ચુર્ણ મેળવવું; માત્રા ૦। થી ૦॥ તોલો નવશેકા પાણીથી આપવું. સુંઠ, પીપર, મરી, વાવડીંગ, રાઇ, હરડે, બેડાં, આમળાં, ચંવક, શેકેલી હીંગ, સરખે ભાગે ખાંડવાં. પેટનાં બધાં દરદ, સોજા, ગુલ્મ, ગાંઠ, મંદાગ્નિ, અરૂચિ, બરલ, લીવર વગેરેમાં અપાય.

**વૈશ્વાનર ચૂર્ણ** ( ગદનિગ્રહ પ્રથમ ખંડ પૃ ૯૩ શ્લો. ૧૪૧ ( સીંધાલુણ ૨ તોલા; અજમા ૩ તોલા, લીંડીપીપર ૪ તોલા, સુંઠ ૫ તોલા, મોટી હરડેની છાલ ૧૨ તોલા સાથે ખાંડવાં. માત્રા ૦। થી ૦॥ તોલો આસવ, ઉનું પાણી, સુરો, છાશ અથવા ઘી સાથે આપવું.

તામ્રભસ્મ, અભ્રકભસ્મ પ્રત્યેક બે ૨ તોલા, પીળીયો, ચિત્રો, સુરણ, શરપંખો, કાળો ચિત્રો, ખાખરાનાં બી, દુધેલી, મુશળી, ત્રિફળા, વાવડીંગ, નસોતર, દંતીમૂળ, સુરજમુખી, ઇંદ્રામણાં, સાટોડી, હાડસાંકળ, પ્રત્યેક તોલા ૩૨ બત્રીશ લઇ ખાંડી કપડછાન ચૂર્ણ કરી પકાવી ચણોઠી જેવડી ગોળી વાળવી. માત્રા ૮ થી ૧૬ ગોળી છાસ, સુરકો, ઉનું પાણી, કે ઘી સાથે અથવા યોગ્ય વિચાર કરી અનુપાનની યોજના કરી આપવાથી જળોદર, બધાં પેટનાં દરદ, અસાધ્ય સોજા, પાંડુરોગ, કમળો, હરસ, ભગંદર, કુષ્ટ, તાવ, ગુલ્મ વગેરેમાં ઉત્તમ છે.

**અગ્નિકુમાર** ( રસ રત્નાકર ૨૯૩ ) –પારદ, વછનાગ, ગંધક, બોડીઅજમોદ, હરડે, બેડા, આમળાં, સાજીખાર, જવખાર, ચિત્રો, સીંધાલુણ, જીરૂં, સંચળ, વાવડીંગ, મીઠું, સુંઠ, પીપર, મરી, ઝેરકોચલાં સમભાગે લઇ ખાંડી લીંબુરસમાં ચણોઠી જેવડી ગોળી વાળવી. ૨ થી ૧૨ ગોળી ઉના પાણીથી આપવી બધાં પેટનાં દરદ મટે ભુખ લાગે.

**ત્રૈલોક્યસુંદર રસ** ( રસરત્નાકર ૫૦૭ ) પારદ તોલા ૨, ગંધક તોલા ૪, અભ્રકભસ્મ, સીંધાલુણ, વછનાગ, કાળીજીરી, વાવડીંગ, ગળોનો ઘન, વજ, જવખાર, પ્રત્યેક તોલો ૧ લઇ સાથે મેળવી નગોડના રસની અને બાજોરાના રસની એક એક દિવસ ભાવના આપી ચણોઠી જેવડી ગોળી વાળવી. ૨ થી ૪ ગોળી ઘીમાં ચાટી ઉપર દુધ પાવું અથવા ચિત્રકઘૃત તોલા ૪ ચટાડવું. તેની બનાવટ–ચીત્રાનો ભુકો તોલા ૪ ગૌમૂત્ર તોલા ૮, ગાયના છાણનો રસ તોલા ૮, ઘી તોલા ૬૪, જવખાર તોલા ૪ પાણીનો ભાગ બળી જાય ત્યાંસુધી પકાવી ગાળી લેવું.

**વન્હિવીર્ય રસ** ( રસરત્નાકર ૫૧૦ ) શુદ્ધ પારદ, ગંધક, સુંઠ, પીપર, મરી, જીરૂં, શાહજીરૂં, કચુરો, કાકડાશીંગી, અજમા, પુષ્કરમૂળ, હીંગ, સીંધાલુણ, જવખાર, ટંકણખાર, ગજપીપર, જાયફળ, બોડીઅજમોદ, વજ, લવીંગ, ધતુરાનાં બી, નેપાળાનાં બી, કાયફળ, ચવક, પ્રત્યેક એક ૧ તોલો લઇ સાથે ખાંડવાં. પછી બીલીમૂળની છાલ, આકડાનાં મૂળ, ચિત્રો, દંતીમૂળ, અઘેડો, ભાંગ, અરડુસી, નગોડ, ભરણીમૂળ, ધતુરો, કાળીજીરી, લીંબડો, પીપર, ભોરીંગણી મૂળ, આદુ, દરેક બબે તોલા લઇ પાણીમાં મેંદા જેવાં વાટી પાણી નાખી ગાળી તેની ભાવના આપવી. ચણા જેવડી ગોળી વાળવી ૩ થી ૪ ગોળી ખાય ઉપર આદુ અર્ધો તોલો ખાવું. તેના ઉપર નવશેકું પાણી પીવું. જળોદર, બધા કફના રોગ, બરલ, લીવર, ગુલ્મ, હરસ, સંધીવા, પાંડુરોગ, કૃમિ, વધેલી ચરબી, મંદાગ્નિ, એટલાં દરદોમાં અપાય.

લેપ ૧ સારોડી, દારૂહળદર, આંબાહળદર, સરસવ, સરગવાની છાલ, સમ ભાગે લઇ સુરકામાં વાટી ગરમ કરી ચોપડવું. લેપ ૨ લીંડીપીપર, ખોળ, સરગવાની છાલ, અજાસી, ભોંરીંગણીનાં મૂળ સમ ભાગે લઇ પાણીમાં વાટી ચોપડવાં લેપ ૩ દેવદાર, ગુગળ, સુંઠ, જવાસાનાં મૂળ સમ ભાગે ગૌમૂત્રમાં વાટી ગરમ કરી ચોપડવું. લેપ ૪ આકડાના મૂળની છાલ, અરણીના મૂળની છાલ, સારોડીનાં મૂળ, લીંબડાનાં પાન. સરખે ભાગે ગૌમૂત્રમાં વાટી ગરમ કરી લેપ કરવો. લેપ ૫ નગોડનાં પાન, સારોડીનાં પાન, એરંડાનાં પાન, માલકાંકણું, અશેળીયાનાં પાન સમ ભાગે વાટી ગરમ કરી ચોપડવું.

**પથ્યાપથ્ય** જળોદરવાળા, તથા પેટનાં બીજાં દરદવાળા માણસે મહેનત, પંથ, દિવસે નિદ્રા. વિશેષ જળપાન તથા ખાટાં, ખારાં, અતિ ઉષ્ણ, દાહ કરનારાં, ભારે અન્નપાન છોડવાં બને ત્યાંસુધી પાણી ઓછું પાવું. વખતો વખત મળમૂત્ર વધુ ઉતરે તેવું શોધન ઔષધ આપવું. બે ત્રણ દિવસે એરંડીયું તેલ ગૌમૂત્ર સાથે આપ્યા કરવું માલકાંકણીનું તેલ તોલો અરધો દુધ સાથે હમેશાં પાવું ચોખા, ઘઉં, જવ, બાંટી, મગ, કળથી, તાંદળજો, મેથીદાણા, સરગવાની શીંગ, મેથીભાજી, એવાં અન્નપાન આપવાં. પરસેવાની દવા આપવી. મૂત્ર વધારવું. બનતાં સુધી અન્ન ઓછું આપવું દુધ ગાયનું કે બકરીનું વધુ આપવું. લાંઘણ કરાવવી જાંગલ માંસ આપવું. લસણ, છાસ, આદુ એવાં પદાર્થ હિતકારક છે

જીવરામ કાળીદાસ વૈદ્ય.

---

# સિદ્ધ આરોગ્ય રક્ષણશાસ્ત્ર.

લેખક---આર્યવૈદ્ય મયારામ સુંદરજી જેતપુરવાળા.

( લેખાંક ૧, આવતા અંકમા ચાલુ. )

**ઉદ્દેશ.** આ વૈદ્યલેખ મનુષ્યની આરોગ્યતા સાચવવા માટે ગુજરાતી ભાષામાં તૈયાર કર્યો છે. આવા પ્રકારના લેખની ગુજરાતીઓને મોટી જરૂર છે. અને તેથી દેશી, સંસ્કૃત, મરાઠી અને ઇંગ્રેજી ભાષામાં આરોગ્ય સંબંધી વૈદક ગ્રંથો છે તે આધારે આ તૈયાર કરવામાં આવ્યો છે. ડાકતર એગ્લીન સાહેબનો જે આ બાબત ઉપર મોટા સમુદ્રનો ને અતિ ઉત્તમ રચેલો ગ્રંથ છે, તેમાંથી પણ કાંઇ વિચાર આવેલ છે. આ લેખ ઉક્ત સાહેબના ગ્રંથનું કેવળ ભાષાંતર છે એમ નથી તથાપિ તે ગ્રંથનો આધાર ઘણું કરીને સર્વ ઠેકાણે આવેલો છે. આ લેખ જે

ઉપરથી તૈયાર કરવામાં આવેલ છે તે શીતને સમશીતોષ્ણ દેશની હવાને અનુસરીને લખાયેલા હોવાથી તેમાંના જે વિષય આ ઉષ્ણદેશને અનુકુળ ન પડે તેમ જણાયા છે તે તે સર્વમાં ફેરફાર કરી ઘટતા વિચારે આ ઉષ્ણદેશને લાયક પડે તેમ ગોઠવવા છુટ લીધી છે. અને વિવિધ વિષયનો આ લેખમાં સંગ્રહ કરેલ છે. સર્વ (ગુજરાતીઓ) ને સમજવામાં સુગમ પડે, એટલા માટે જેટલો સહેલો સમજાય તેમ કરવા તરફ લક્ષ દીધેલું છે. કોઇ બાબત દેશી ભાષામાં ન સમજાય તેવા શબ્દો ઇંગ્રેજીમાંજ રાખ્યા છે; છતાં પણ બની શકયા તેટલા સમજી શકાય તેમ સંસ્કૃત ને દેશી નામો આપ્યાં છે; અને તેમાંના ઘણા માટે તો દેશી વૈદ્યકમાં વપરાતાંજ પસંદ કરેલાં છે કે જે લોકોને ઝટ સમજાય. જે જે ઠેકાણે એવાં નામો મળ્યાં નથી ત્યાં અર્થના ધોરણથી સંસ્કૃત કે પ્રાકૃત તૈયાર કરેલા તે દાખલ કરેલ છે. કઠણ અને ઇંગ્રેજી ભાષાનાજ રાખેલા શબ્દો તેનો છેવટ ખુલાસાવાર શબ્દાર્થકોશ મુકેલો છે. તોપણ પ્રાચીન આર્યવૈદ્યક પરિભાષાને અનુસરીને બન્યું તેટલું તેમ લખેલું છે. આ લેખ વિદ્વાનજનોને નજરે કર્યો છે તેમાં તેના અનુભવથી જે ન્યુનાધિક થયેલું હોય તે વિષે તેણે ક્ષમા કરીને ગુણલેશનુંજ ગ્રહણ કરવું એવી વિનંતિ છે. જે હેતુથી આ લેખ તૈયાર કરેલો છે તે હેતુ અંશતઃ સાધ્ય થયો તો લેખકને આનંદ થશે અને પ્રાકૃત ભાષામાં વૈદ્યવિદ્યાની મુખ્ય મતલબ જે આરોગ્યતા, તેના નવીન શકની શરૂઆત કરવાના કામમાં જરા પણ સહાય કરવાથી તેને સંતોષ જણાશે.

आरोग्य संरक्षण એટલે શું? એ ટુંકામાં કહીએ તો, જે ઉપાયથી રોગનો પ્રતિબંધ ને રોગોપશમ થાય એવા ઉપાયની શોધ તે. રોગ એટલે શરીરમાંનો દ્રવ, કે કઠણ બનેલા અવયવમાં ફેરફાર થઇને, તેના સર્વ વ્યાપારનો કે એકાદ વ્યાપારનો બીગાડ થવો તે. જો એકાદ ઇંદ્રિયનો વ્યાપાર કાંઇ વધ્યો અથવા કમી થયો તો આરોગ્યનો સદા બગાડ થાય છે, એમ નથી; અથવા ઇંદ્રિય અવયવની રચનામાં બહુજ ફેર થયો તોપણ તેનો વ્યાપાર આરોગ્ય હાલતમાં જેમ થાય છે તેમજ થતો હોય છે; એટલા માટે ઇંદ્રિય વ્યાપારનો બગાડ થવાથી; આરોગ્ય અને સુખનો નાશ થઇને શરીર રચનામાં બીગાડ થાય છે, તે જો ઉપાયથી સુધારવામાં આવે નહીં, તો તેથી છેવટ જે ખરાબ પરિણામ થાય છે, તેનેજ 'રોગ' કહેવાય છે.

રોગાવસ્થામાં નિરંતર શરીરમાં કાંઇ નવીન પદાર્થ આવી મળે છે એમજ નથી,

પણ જે સ્વભાવિક ઇંદ્રિયવ્યાપાર ચાલે છે, તેજ કાંઇ અસ્વભાવિક અને બાહેરની વાતના અનુસંધાનથી બને છે. ઉદાહરણ, આંતરડામાં કૃમી થવાથી જે અપસ્માર (વાઇ) થાય છે, તેમાં જે સ્નાયુનું ખેચાવું જોરથી થાય છે, તે અતિ ઉત્તેજીત કાર્યથી થનારૂં સ્નાયુતંતુનું સ્વાભાવિક કાર્ય છે એજ પ્રમાણે તાવમાં અંગની ગર્મી ને પરશેવો થાય છે તે રક્તને કાંઇ વિપસંયોગ થવાથી શરીરનાં જે સ્વાભાવિક કાર્યો તેજ વધીને કેવળ થાય છે. એ ઉપરથી ખુલ્લું જણાય છે કે, કેટલીક રોગી અવસ્થામાં, જે કાર્ય થાય છે, તે તંતુરચના ને ઇંદ્રિયોના જીવનધર્મની આરોગ્ય સ્થિતિનાં સૂચક, અને તે માટે થનાર હોય છે, તે સમજ શિવાય ઉપાય વડે બંધ કરવાં એ કેવળ મૂર્ખપણું કહેવાય.

એકાદ અવયવ રચનામાં ફેરફાર થવાથી તેના વ્યાપારમાં કેટલો બીગાડ થાય છે, એ નકીપણે કહી શકાતું નથી ; કોઇકોઇ વાર તંતુરચના એટલી બદલાય છે કે, તે, જાતેજ પોતાનો વ્યાપાર કરવામાં નાકાવત થાય છે; જેમ, ફેફસાંનાં છીદ્રો બગડેલ પદાર્થથી ભરાણાં તો, અથવા હૃદયના પડદા જાડા થયા હોય તો, તેની ક્રિયા ચાલુ રહેવાનો અટ-ાવ થાય છે. બીજું કોઇ કોઇ વાર રચનામાં કહેવા જોગો ફેરફાર ન જણાતાં વિરૂદ્ધ ્યાપાર થાય છે, એમ જોવામાં આવે છે ; જેમ, હડકાયાના રોગમાં અને ધનુર્વાયુમાં એ ્માણે ઇંદ્રિય રચનાના, અને તેની ક્રિયાના ફેરફારમાં ઐકયને સંબંધ ન હોવાથી રચના-ાકારી, અને વ્યાપારવિકારી, એમ રોગના બે વર્ગ કરેલ છે ; એમ છે તોય ઇંદ્રિય રચનામાં ફેરફાર થયા સિવાય ક્રીયાનો બીગાડ થાય છે, કે નહીં, એ માટે હજુસુધી સંશયજ છે હાલના જે શોધ કરવાના ઉપાય છે તેના યોગથી અસંત જીણા જે ફેરફાર થાય છે તે સમજાતા નથી. તોપણ હવા, પાણી, પ્રકાશ, અન્ન, અને તે મધ્યેનાં રોગકારી સુક્ષ્મ જંતુનાં ને વનસ્પતીનાં બીજકો ઇત્યાદિ જે જીવનને ઉત્તેજક પદાર્થ છે, તેમાં ફેરફાર થવાથી રચનાનો બીગાડ થવા સિવાય વ્યાપારમાં ફેરફાર થઇ શકે એમ અનુમાન કરી શકાય. શારીર વ્યાપારવિકારી રોગ હો, અથવા ન હો, પણ તે વ્યાપારનો બગાડ ઘણા દિવસ હોવાથી રચનાનો પણ બીગાડ તે સાથે નિઃસંશય થાય છે. આપણી હાલની સ્થિતિ ઉપરથી એ વિશે આપણાથી એટલુંજ કહી શકાય કે, વ્યાપારવિકારી રોગ થાય છે પણ રચનાનાજ ફેરફારથી થાય છે, એમ સિદ્ધ કરી શકાતું નથી.

પ્રાણિમાત્રના શરીરમાં રોગ ઉત્પન્ન કરનારાં કારણોને, પ્રતિબંધ કરવાની થોડી ઘણી કુદરતી શક્તિ હોય છે, અને રોગ થયા પછી તે દુર થવાની કુદરતી મદદ હોય છે, એ

વાત આપણે નિરંતર ધ્યાનમાં રાખવી જોઇએ. કારણ એ વાતનું જ્ઞાન થયા વિના આપણને રોગનું જ્ઞાન થવાનું નહી. પ્રાણિના શરીરમાં એ સંરક્ષક શક્તિ છે એમ પ્રાચીન વખતથીજ લોક માનતાં આવેલાં છે. તેને "સ્વાભાવિક ઔષધ શક્તિ" કહે છે. પુરાતની મનુષ્યોને, એ શક્તિ શરીરથી કાંઇ જુદી છે, અને તે શરીર વ્યાપાર ઉપર પોતાની રક્ષક શક્તિ ચલાવે છે, એમ જણાતું હતું; પરંતુ વાસ્તવિક કહીએ તો તે મૂળબીજની અંશભૂત છે, તેના યોગથી વિપાક થાય છે, અને મૂળપિંડ બનીને તેની રચના પલટાવાથી છેવટ શરીરત્વચા, ને ઇંદ્રિયો ( અવયવ ) ઉત્પન્ન થાય છે. પ્રાણિમાત્રના શરીરમાં જોકે એ શક્તિ સાધારણ છે તોય તે ભિન્ન ભિન્ન બાબતમાં નોખનોખા પ્રમાણથી હોય છે. ઉદાહરણ, કાંઇ મનુષ્યો એવાં નજરે પડે છે કે તેને જન્મથીજ કાંઇ ને કાંઇપણ રોગ હોય છે, અને તેને જો એકાદો મોટો રોગ થયો, તો તે મટવાનો સંભવ બહુજ કમ હોય છે. કેટલાંએક મનુષ્યો એવાં જોવામાં આવે છે કે, તેના અંગે ઘણાંએક રોગોત્પાદક કારણોનો પ્રતિબંધ કરવાનું સામર્થ્ય હોય છે, ને જો એકાદી વાર તે કારણો બળદાર થઇને, રોગ ઉત્પન્ન થયો તો, તે રોગ સુખસાધ્ય થાય છે. વૈદ્યને અને બીજાને એ બે વર્ગનો ભેદ ધ્યાનમાં રાખવાની જરૂર છે. કારણ, જે ઉપાયથી એક વર્ગમાંના પ્રાણિ સાજા થાય છે, તેજ ઉપાયથી બીજા વર્ગમાંનાં પ્રાણિને દરદ મટવું એક તરફ રહીને ઉલટી ઇજા થાય છે.

શરીરમાં કાંઇ રોગ થયો તો, રોગીને પ્રશ્ન કરીને તે તેના અનુભવ ઉપરથી જે કહે તે ઉપરથી અને મુખ્યત્વે કરી શરીરમાં જે કાંઇ વ્યાપાર (ક્રિયા)નો બિગાડ થએલો હોય તે ઉપરથી રોગ થયો છે એમ આપણે જાણીએ છીએ. અમુક રોગમાં જે ઇંદ્રિયમાં રોગ થયેલો છે તેની પરીક્ષા સ્પર્શાદિથી કરીને તેની આકૃતિમાં અથવા તેની જાડાઇ જીણાઇમાં અથવા બીજી વાતમાં જે ફેરફાર થયેલ હોય છે તે શોધી કાઢવામાં આવે છે અમુક રોગમાં જે ઇંદ્રિયરચનામાં ફેરફાર થયેલ હોય છે તે નાદન અને શ્રવણના યોગથી માહીત થઇએ છીએ.

જે રૂપ ઉપરથી રોગનું જ્ઞાન થાય છે તેને સાધારણ ભાષામાં રોગનાં લક્ષણ કહે છે પરંતુ પરિભાષાની રીતિમાં તેના બે પ્રકાર કરેલા છે. એટલે ચિન્હો અને લક્ષણો. જે રૂપો વૈદ ડાકટરોની નજરે પડે છે તેને ચિન્હો અને રોગી જે કહે છે તેને લક્ષણો એ સંજ્ઞા દીધેલ છે ઉદાહરણ સોજો એ રોગનું ચિન્હ છે, શૂલ એ રોગનું લક્ષણ છે. એવો જો કે આ બે શબ્દનો ભેદ દેખાડેલ છે, તોય તે વારંવાર ઉપયોગમાં આવતો નથી.

રોગી જીવતો છતાં જે લક્ષણોને ચિન્હો સમજાય છે, તેનો સંબંધ ઇંદ્રિઓની રચનામાં જે ફેરફાર થાય છે તે સાથે કેવો છે એ રોગી મરવા પછી સમજાય છે. એવા પ્રકારની પરિક્ષાથી વિકૃત શારીરનું જ્ઞાન થાય છે તે જ્ઞાન અને તે પ્રાણી જીવતું છતા જે રૂપો નજરે પડે છે તેનુ જ્ઞાન એને નિદાનશાસ્ત્ર કહે છે.

એ ઉપરથી નિદાનશાસ્ત્રનો ઉપદેશ શરીર વેપારમાં અને ઇંદ્રિય રચનામા જે ફેરફારમાં થવાથી રોગ ઉત્પન્ન થાય છે તે ફેરફાર જાણવો તે છે પણ નિદાનમાં એટલીજ વાત છે એમ નથી. એ ફેરફાર થવામાં ક્યાં કારણો થયા તેનો વિચાર અને જેણે કરીને તેનુ નિવારણ થાય એવા જે ઉપાય તેનો પણ વિચાર એમાં છે.

આપણે રોગની સ્થિતિ વિષે ચોકસી કરવા લાગીએ છીએ એટલે આપણને તે સ્થિતિનુ બે રીતથી જ્ઞાન થાય છે.

**૧ લી**—શરીરના કોઇપણ ભાગમાં રોગ ઉત્પન્ન થએલો હોય, તે ભાગનો વિચાર ન કરતાં કેવળ રોગનીજ આપણે માહીતી કરી લઇએ છીએ.

**૨ જી**—અમુકજ ભાગમાં અથવા અમુક ઇંદ્રિયમાં રોગ ઉત્પન્ન થયો તો તે ભાગના સંબંધથી રોગનો વિચાર કરીએ છીએ. ઉદાહરણ, દાહ ( વરમ ) ફેફસામાં, યકૃતમાં, મગજમાં અથવા કોઇપણ અવયવ અથવા રચનામા થયો, તે તરફ લક્ષ ન દેતાં કેવળ દાહ (વરમ) વિષેજ આપણે જાણુ મેળવી લઇએ છીએ અથવા એકાદ ઇંદ્રિયમાં કે રચનામાં દાહ થયો તો, તેથી તે ઇંદ્રિય ઉપર અગર રચનામાં જે ક્રિયા બને છે, ને તેથી જે પરિણામ થાય છે તેનું જ્ઞાન કરી લઇએ છીએ. એ ઉપરથી નિદાનના **સાધારણ** અને **વિશિષ્ટ**, એવા બે ભાગ કરેલા છે. તે પ્રમાણે ઔષધ યોજનાના પણ બે ભાગ કરેલા છે

**સાધારણ નિદાન** અને **સાધારણ ઔષધ યોજના** એટલે રોગ વિષે, ને તેના ઔષધ ઉપચાર વિષે જે સાધારણ બાબતો સિદ્ધ થએલી છે, અને જે મતો ચાલે છે, તેનો વિચાર એટલે જે બાબત એકજ રોગને લાગુ હોય છે એમ નહિં, તોપણ રોગના વર્ગને લાગુ હોય છે. અને **વિશિષ્ટ નિદાન**, ને **વિશિષ્ટ ચિકિત્સા**, એટલે પૃથક્ પૃથક્ રોગનો ને તેની ચિકિત્સાનો વિચાર.

આ ગ્રંથના પેહેલા ભાગમા **સાધારણ આરોગ્ય રક્ષણ વિધિ** ; અને બીજામા **વિશિષ્ટ આરોગ્ય રક્ષણ વિધિ** ; તેનું ઘટતું વર્ણન વિસ્તારપૂર્વક કરવામાં આવશે

આપણા આરોગ્યમાં ખામી પડવાથી જે રોગ થઈ આવે છે તે વિષે સારરૂપે ઉપર સમજાશ; પણ **આરોગ્ય એ શું?** તથા તેનાં લક્ષણો કયાં મુખ્ય છે, તે સમજવું બાકી રહ્યું તે હવે ટુંકમાં પ્રથમ કહી પછી તે મેળવવાના રસ્તા વિષે આગળ ચાલીએ.

**આરોગ્ય** એટલે આપણા મનુષ્યના શરીરમાં પ્રત્યેક ઈંદ્રિય તથા અંગ નિર્વિકારી હોય છે અને પોત પોતાના નિયમિત વ્યાપાર વગર અડચણે કર્યા જાય છે, એવી જે શરીરની સ્થિતિ, તેને આરોગ્ય કહે છે. જો અન્નાશય ( હોજરી ) તથા આંતરડામાં પોતાનું સઘળું સ્વાભાવિક સામર્થ્ય હોય અને તેમનો વ્યાપાર અન્ન ઉપર સારી રીતે ચાલતો હોય, હૃદય અને તેમની નળીઓ સારી સ્થિતિમાં હોય, તેમાંથી લોહીનું વહેવું બરોબર ચાલતું હોય, ફેફસાં આખાં હોય, અને લોહીને જોઈએ તેટલો વાયુ ગ્રહણ કરવા દેતાં હોય, ભેજું નિર્વિકાર હોય, અને તેથી સર્વ મનોવ્યાપાર યોગ્ય રીતિએ ચાલતા હોય, તથા જો પસીનો કાઢી નાખવાને ત્વચામાં સામર્થ્ય હોય, તો આરોગ્યનાં મુખ્ય લક્ષણ મળ્યાં એમ જાણવું. ત્યારે કાંઇપણ નઠારી તેમજ દુઃખ ભરેલી નિશાનીનો આપણને ભાસ થતો નથી; અને આપણાં નિમેલાં કામ ઉપર લક્ષ દેવાને આપણને સામર્થ્ય રહે છે. એ અવસ્થામાં રહેવું એ મોટામાં મોટું આરોગ્યનું સુખ-ફળ છે. અને એથી વિરૂદ્ધ અવસ્થામાં રહેવું એ એક ભારે વિપત્તિરૂપ દુઃખદ રોગસ્થિતિ છે. પરમ કૃપાળુ જગત્કર્તાએ એવો નિયમ બાંધ્યો છે કે જો આપણે આપણા શરીરની ઈંદ્રિઓ તેમજ અવયવોને કાંઇ નુકશાન ન પોહોચે એમ સંભાળ લઇએ તો તેઓ પોતાના મૂળ નીરોગિપણામાં અચળ રહે, અને તેવું બન્યાથી આપણે આયુષ્યની મુદત સુધી આરોગ્ય રહીએ, પણ જો આપણે તેમને નિર્વિકારી રાખવાને સંભાળ ન લઇએ, તો આપણે આરોગ્ય રહેવું મુસ્કેલ છે. ઉદાહરણ, અતિશય ઉપરાઉપર અને વખત વીસા પછી, તેમજ નુકશાન ભરેલો ટાઢો ખોરાક ખાવાની ટેવ રાખ્યાથી, અન્નાશયને મુકરર નુકશાન પહોચે છે. તેમજ મળમૂત્રની ખણુશ થઇ છતાં તેને દબાવી રાખવાથી તેના ભાગોને નુકશાન પોહોચે છે, ને તેમાંથી આપણને મુત્રાશય કે સફરાં ( ત્રિવળી ) તેમજ આંતરડાં આદિ શરીરનાં અવયવના-ભાગોમાં નુકશાન પહોંચે છે. ઘણા વિચાર, અભ્યાસ ને ફીકરથી મગજને, હૃદયને, તથા તેના ભાગોને નુકશાન પહોંચે છે. અને જ્યારે ત્વચા ગર્મ હોય અને તે ઉપર ટાઢો પવન લાગે ત્યારે તેનાં છિદ્રો પૂરાય જાય છે, માટે તેમાંથી પસીનો નીકળી શકતો નથી. એ પ્રમાણે આપણામાં ત્રુટ પડવાથી અથવા કાંઇ સંજોગે કોઇ ફેરફાર થવાથી પેમ્પક-

ઇંદ્રિય અવયવ વિકાર પામવા યોગ્ય અથવા તેની ક્રિયામાં અવ્યવસ્થા થવા યોગ્ય થાય છે અને તેનું પરિણામ તેજ રોગ. અને તે રોગ ઘણો વધી પડે છે એટલે ઘણીખરી વાર મૃત્યુ પણ આવે છે; માટે ખુલ્લું દીસે છે કે, આરોગ્યનું સંરક્ષણ કરવાને આપણે કેટલાએક ધારા પ્રમાણે ચાલવું જોઇએ એટલે આરોગ્ય વિષેના નિયમોને માનવા જોઇએ. આપણું સ્વાભાવિક બળ તેમજ આરોગ્ય આપણા શરીરમાં રહે એવી રીતે ચાલવાની ટેવ આપણે રાખવી એ એક માણસ માત્રની ફરજ છે.

કેટલાએક રોગો ઓધે ઉતરે છે. વળી કેટલાએક ઉડવાથી તેમજ સ્પર્શથી થાય છે, એટલે વાયુ મચ્છર, મક્ષિકા વિગેરે તેમને એક મનુષ્ય કે પ્રાણી પાસેથી બીજા મનુષ્ય કે પ્રાણી પાસે લઇ જાય છે, અથવા એકબીજા અડવાથી થાય છે. માટે પરિણામ એવું થાય છે કે આ જાતના રોગનાં મૂળ સાથે જેઓને કાંઇજ સંબંધ નથી એવા ઘણા મનુષ્યોને એ રોગ થાય છે, તથાપિ એવે સર્વ પ્રસંગે વ્યાધિવાળાં મનુષ્યો ગમે તેવાં નિર્દોષ હોય તોપણ તે મનુષ્યની ભુલચુકથીજ થાય છે એમ જાણવું. માબાપ અથવા વડવાઓને અથવા બીજા પૂર્વજોને એ રોગ અધિકરે થયા હશે. અને પછી તેમને લીધે તેમનાં છોકરાંને પ્રાપ્ત થાય છે. જે લોકો ગીરદી અથવા મોટા શહેરોની સાંકડી અને ખરાબ જગાએ રહે છે, તેમજ નિરોગી અને પુરતો ખોરાક ખાતા નથી, પોતે સ્વચ્છ ને સુઘડ રહેતા નથી, તથા પોતાના ઘર ને સાફ રાખતા નથી, તેઓમાંથી એ જાતના રોગ પેદા થાય છે. માટે સ્પષ્ટ દીસેછે કે આપણે સરૂ તથા આપણી મનુષ્યજાતિને સારૂં આરોગ્યનું સંરક્ષણ કરવાનાં યોગ્ય સાધનો યોજવાં એ આપણો ધર્મ છે. જે માણસ જન્મથી નિરોગી હોય તેની તેવી સ્થિતિ જારી રાખવા નીચે લખેલી બાબતો યાદ રાખી તે પ્રમાણે વર્તવાની ઘણી અગત્ય છે

ઘરની જગ્યા સુકી તથા સ્વચ્છ જોઇએ, તથા તેમાંથી ચોખી હવા રાત્રિ દિવસ વહેવી જોઇએ, ઘણુંકરી એકવાર તેણે આખે શરીરે નહાવું જોઇએ, દરરોજ સાફ તોવાથી ઓઢો, કોરો ખોરાક ન લેવો; અને જો ઉષ્ણ કટીબંધની હદ બહાર રહેતો હોય તો તેમાં ઓછામાં ઓછા આઠ દશ તોલા જીવરૂપ (પ્રાણિજ) ખોરાક જોઇએ, વળી દરરોજ બે ટાણાં એકજ જાતનો ખોરાક ન ખાવો, તેમજ એક ટંક ઘણી જાતનો પણ ન ખાવો, ને કોઇ કડી વસ્તુનો ઔષધ વિના ઉપયોગ ન કરવો, કેમકે તે આમાશયમાં તેમજ આંતરડામાં અન્નરસનું બરોબર આસપાસ થતું નથી, શરીરનાં

પ્રત્યેક ભાગ ઢીલા, જડ ને નિર્બળ થાય છે, મગજમાં ઝીણા વિચાર કરવાનું સામર્થ્ય નથી રહેતું, નિર્બળ થાય છે, ને આપણી સ્વતંત્ર કાયા પરતંત્ર જેવી થાય છે, શરીર નબળું થઇ અનેક રોગનાં બીજ રોપાય છે, તેમજ પ્રાણનાશ થાય છે. ઓછામાં ઓછી અર્ધી ઘડી અને બને તો વધારે વાર ખુલ્લી હવામાં ફરવું શરીર સંબંધી ને મન સંબંધી કસરત રાખવાને કાંઇપણ ઉદ્યોગ જોઇએ; અને તેમાં દરરોજ ત્રણ પ્રહર ગુજરવા જોઇએ. એ પ્રમાણે માણુસ કામે વળગ્યો હોય તો તેણે પોતાની ફુરસદના વખતમાંથી કાંઇક કાળ દરરોજ આનંદકારક ગમનમાં કાઢવો ; ભીનાં લુગડાં પહેરીને કદી એક ક્ષણપણ બેસવું નહીં અથવા જે ઓરડામાં ટાઢો વાયુ આવતો હોય ત્યાંપણ બેસવું નહીં આઠ પહોરમાંથી પાછલા બે પહોર નિદ્રા લેવી. મનમાં ઘણી ફીકર ન રાખવાને સંભાળ લેવી જોઇએ, તથા ખોટા ભાગ્યથી જે દુઃખ ને દીલગીરી ઉપજે તે ધીરજથી મહન કરવાને યત્ન કરવો જોઇએ. જો એ ધારા પ્રમાણે સઘળાં મનુષ્યો પોતાનો નિર્વાહ કરે તો કેટલેક કાળે રોગોનું નામ પૃથ્વી ઉપર થોડુંજ રહે. અને મનુષ્ય જાતિનું સુખ એટલું બધું વધી જાય કે હમણાં તે વિષે આપણાથી કાંઇજ કલ્પના થતી નથી.

"અરે ધન્ય આરોગ્ય ? તારી કિંમત સુવર્ણ તથા સંપતિથી ઘણીજ વધતી છે, છવને તું મોટો કરે છે અને જ્ઞાન મેળવવાને તથા સદ્ગુણની રૂચિ તારાથીજ વધે છે. જે મનુષ્ય પાસે તું છે, તેને બીજા કશાની થોડીજ ગરજ છે અને જે માણુસ એવું અભાગ્યું છે કે તેની પાસે તું નથી, તે તારા માટે ને બીજી સર્વ વસ્તુઓને માટે મોહમાંજ રહે છે. આરોગ્ય તથા આયુષ્ય વૃદ્ધિ કરવાનાં મુખ્ય સાધનોમાં મુખ્યત્વે કરીને મિતાહાર, ખુલ્લો વાયુ, સહેલી મહેનત ને થોડી ચિંતા, એ ચાર વસ્તુઓ છે." અને સ્વચ્છતા એ એનું મુખ્ય સાધન છે.

આવી રીતે આરોગ્ય તથા રોગની, ટુંક મૂળતત્વ રૂપે ઉપોદ્ઘાતથી સમજણ આપી એથી તે વિષે કાંઇ સમજ પડી ચુકી હશેજ, તેથી તે, ને માટે આગળ ચાલવામાં સુજ પાડવાને સામર્થ્યવાન્ કરશેજ.

**आरोग्यविनाशक कारण विचार.**

જે વાત આરોગ્ય નાશ પામવાની પેહલાં હોય ને પ્રત્યક્ષ અથવા પરંપરા સંબંધથી આરોગ્યનો નાશ કરે છે તેને **આરોગ્ય વિનાશક કારણો** એમ કહે છે. તેમાં અનેક પ્રકારનાં પદાર્થો અને કાંઇ શક્તિ અથવા ધર્મ હોય

છે; જેમ—અશુદ્ધ હવા, સૌહદ્મીકો ન્યૂનાધિક આહાર, મળમૂત્રાવરોધાદિ, ઉષ્ણતા, શીતતા, અને વિજળી. આરોગ્યનો નાશ અને તેનાં કારણમાં જે સંબંધ છે, તે કયારેક કયારેક તદ્દન ઉઘાડો હોય છે; જેમ,—કાંઇ બાહેરના અણુરૂપ વિગેરે પદાર્થ શરીરમાં પેશીને દાહ (રોગ-વરમ) થાય છે. તે કારણ દુર કર્યાં તો આરોગ્ય સંપાદન કર્યા પ્રમાણે, કે રાખ્યા પ્રમાણેજ થાય છે. બીજા ઉદાહરણમાં તેનો સંબંધ એટલો સ્પષ્ટ નથી હોતો, પણ તે વારંવાર અનેક ઉદાહરણમાં જોવાથી માત્ર ધ્યાનમાં આવે છે, અને કયારેક કયારેક કારણની ક્રિયા એટલી ક્ષણિક હોય છે કે, તે ઉપર નજર પોહોચતી નથી, અને વાસ્તવિક જે કારણો હોય છે તે બીજી વિયોજીત બાબતોમાં મળેલાં હોય છે, (જે વાતની ક્રિયા બનતી નથી) ને તે વાતથી તે કારણો જુદાં કરવાં કઠણ પડે છે, અને કોઇ કોઇવાર અશક્ય થાય છે.

આરોગ્ય વિનાશક કારણો **અંતરંગ** અને **બહિરંગ** એ ભેદે કરીને બે પ્રકારનાં છે; એટલે તે શરીરમાંજ કાંઇ કારણોથી ઉત્પન્ન થાય છે અથવા પ્રગટ થાય છે, કિંવા શરીરની બાહેર હોય છે. રક્તમાં કાંઇ અપકારક પદાર્થ (જેનું વિયોજન થવાનું) તેનો ચય (જમાવ) થવો એ **અંતરંગ** છે, અને ઉષ્ણતા, શીતતા, અશુદ્ધ હવા, વિરૂદ્ધ આહાર, અભિઘાતાદિક, અને રસાયન વ્યાપારક, ને સુક્ષ્મરૂપ જંતુ આદિ એ સરખાં કાંઇ બીજાં, એ **બહિરંગ** કારણોનાં ઉદાહરણો છે. આરોગ્યવિનાશક સર્વ કારણો કહેવા એસવુ એ કંટાળો ઉપજાવનારી વાત છે. સામાન્યપણે **આરોગ્ય વિનાશક કારણો** આ પ્રમાણેઃ—જે યોગથી જીવિત ઉત્તેજનમાં (જેમ,—આહાર, હવા, ઉષ્ણમાન, પ્રકાશ ઇત્યાદિ) ફેરફાર થાય છે, અથવા મનોવિકાર અને મનોદોષ, એના ઘટતા નિયમોમાં વિઘ્ન થાયછે; જે પદાર્થથી કે સૂક્ષ્મ જંતુવિષથી શરીરને પીડા થાય છે; શરીરના બનતા અવયવ સાથે સંયોગ પામનાર રાસાયનિક પદાર્થ; ઘન, દ્રવ, અથવા સૂક્ષ્મ રોગબીજ અને વાયુરૂપી પદાર્થ જે બાહેરથી શરીરમાં પેશીને અથવા સ્વાભાવિક ક્રિયાથી શરીરમાં ઉત્પન્ન થઇને સવિષ (ઝેહેરી) કાર્ય કરેછે તે, ઇત્યાદિ.

**આરોગ્યવિનાશક કારણો**ની ક્રિયા સર્વ મનુષ્ય ઉપર અથવા એક રીત ઉપર નિરંતર સરખી લાગુ થતી નથી, એ વાત ઘણા દિવસથી જાણમાં છે ઉદાહરણ; કાંઇ મનુષ્યો ઠંડીમાં ફર્યાં તો તેમાંથી મુખ્ય એકાદનેજ શરદી—સળેખમ થઇ આવે છે, બીજાને

અંતર ઇંદ્રિય અવયવોમાં દાહ ( વરમ ) થાયછે, અને બાકીનાંને કાંઇજ થતું નથી. એ ઉપરથી એવું ઉઘાડું દેખાય છે કે, જેને ટાઢ ( ઠંડી ) ની અસર થઇ તે, જેને કાંઇજ થયું નહીં તે કરતાં કાંઇ જુદીજ અવસ્થામાં હોવાં જોઇએ. જે કારણોથી એવો ભેદ થયો અથવા ઠંડીની અસર થવાને લાયક થવાયું, તે આરોગ્યવિનાશક કારણો સમજવાં, અને ઠંડીથી પ્રત્યક્ષ રોગ ઉત્પન્ન થયો એટલે ઠંડી એ રોગ ઉત્પન્ન કરવાનું ઉત્તેજક કારણ સમજવું. ઠંડીથી જેને વિકાર થયો તેને એક સરખો થયો નહીં ને રોગ પણ એકજ ઉત્પન્ન થઇ આવ્યો નહીં એ ઉપરથી રોગને પાત્ર થવાને મનુષ્યમાં જુદી જુદી લાયકાત હોય છે; એટલુંજ નહીં, પણ જે ઇંદ્રિય અવયવોમાં વિકાર થાય છે તેમાંપણ કાંઇ સ્થાનવિશેષી લાયકાત રોગ લાગુ પડવા જોગ હોય છે, એમ ખુલ્લું જણાઇ આવે છે.

આરોગ્યવિનાશક કારણોની ક્રિયા સમજવા સારૂ શરીરની સ્વાભાવિક રોગપ્રતિબંધક શક્તિ, જે પેલાં કહેલી છે, તે ધ્યાનમાં રાખવી જોઇએ. સર્વ પ્રાણિના ઇંદ્રિય અવયવોની **રક્ષક શક્તિ** જેને "**સ્વાભાવિક ઔષધી શક્તિ**" એ પરિભાષામાં સંજ્ઞા આપેલી છે, તે સર્વ પ્રાણિમાત્રના અંગે રોગનો પ્રતિબંધ કરવાનું જે સામર્થ્ય છે તે ઉપરથી સિદ્ધ થાય છે. એનાં ઉદાહરણો:—પ્રાણિદેહજન્ય ઉષ્ણતા વધીને તેના યોગથી ઠંડીનું અવગુણ કરનાર પરિણામ થતું નથી; આંખમાં રેતીનો કણ ગયો તો તે ખુંચીને આંસુ આવે છે, તે સાથે તે બહાર નીકળી જાય છે; ઝાડા અને ઉલટીના યોગથી અન્નમાર્ગના ક્ષોભકારી પદાર્થ નીકળી જાય છે. એ શક્તિ કેટલાંક મનુષ્યોમાં જન્મથીજ કમી હોય છે. એમ હોવાનું કારણ જોતા રહ્યા તો તે તે જાતના માબાપ તરફ હોય છે, અગવા તેના પૂર્વજો તરફ દેખીતું લાગુ પડે છે. જે મનુષ્યમાં એ શક્તિ કમી અથવા વધારે પ્રમાણથી ક્ષીણ થએલી નથી હોતી એવાં મનુષ્યો થોડાંજ જન્મે છે, એમ માનવાને સારો પુરાવો છે. જન્મકાળે કોઇ બાબત બનવાથી એ શક્તિ ક્ષીણ થાય છે એવાં મુખ્ય કોઇપણ ઉદાહરણમાં જે કારણોથી એ શક્તિ ક્ષીણ થાય છે, તે રોગ કરવાનાં અને આરોગ્યવિનાશક કારણો છે, તે એકમાં વંશપરંપરા હોય છે. બીજામાં જન્મ પછી થાય છે. વંશપરંપરા જે આરોગ્ય વિનાશક કારણો છે, તે બે પ્રકારે કાર્ય કરે છે એમ જણાયું છે:—૧ લું, રોગ પ્રતિબંધક શક્તિ સર્વાંગે ક્ષીણ થાય છે. અને એમ થવાથી તે મનુષ્ય બીજા કરતાં રોગ કરનાર કારણોને વધારે લાયક થાય છે. ૨ જું, મૂળ શરીર શરીરપિંડ ઉપરજ કાંઇ કાર્ય બનવાથી, અવિકૃત પોષણ ક્રિયાથી નોખનોખી ત્વચા અને

ઇંદ્રિય અવયવો થવાની જેવી શક્તિ હોય છે, તેવી વિકૃત પોષણ ક્રિયાથી કોઇ અમુકજ રોગ થવાની શક્તિ આવે છે.

૧. જે કારણોથી સાધારણ આરોગ્ય રક્ષક શક્તિ ક્ષીણ થાય છે, તે આ પ્રમાણેઃ— રોગને લીધે, ઘડપણથી, સાધારણ ક્ષીણ હોવાને લીધે, બીજ (ધાતુ)ની ક્ષીણતાવડે, મા અથવા બાપ અગર બેઉની શક્તિ અને જેમ કમી થઇને સંતતીમા રોગપ્રતિબંધક શક્તિ કમી થાય છે, વખતે એકજ કુળમાં માંહોમાહી લગ્ન કરવાથી જે સંતતિ થાય છે તેપણ રોગિષ્ટ થાય છે જાનવરોમાં નવીન અને નાહાની જાતિ ઉત્પન્ન કરવાની ક્રિયામાં જેમ થાય છે, તેમ મનુષ્યમાં થવાનો સંભવ છે, પરંતુ એ બાબતની બીજી ખાતરી કરવાની છે. એવી કાઇ જાતિ છે (જેમ,--હિંદુસ્થાનમાં મુસલમાન કે પારસી) તેમાં માંહોમાંહી લગ્ન કરે છે, તોય તેથી જે ખરાબ પરિણામ થવાનું કહેલુ છે તે થતું હોય એમ બહુ જોવામાં આવતુ નથી

૨. કોઇ અમુકજ રોગની જેને વંશપરંપરા લાયકાત હોય છે, તે ઘણું કરીને મા અથવા બાપથી થનારા હોય છે, ઉદાહરણ, પાંડુરોગ, ગાઉટ અને રક્તજ મૂર્છા, ઇત્યાદિ. એવા રોગ જે મનુષ્યને આગે પેદા થઇ આવે છે તે તેના પેદા કરનારાનેજ હોવા જોઇએ એમ નથી, વચમાં એક પેઢી જઇને ત્રીજી પેઢીએ પણ એ રોગ થાય છે

વંશપરંપરાના રોગ જન્મથીજ અથવા જન્મ પછી તર્તજ થાય છે એમ નથી. તેમાંના થોડા રોગ વર્જ્ય કરીને બાકીના મધ્ય વયમાં અથવા ઘડપણમા ઉત્પન્ન થાય છે. આ રોગને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાને કાંઇ નિયમો છે એમ નથી. સાર્વદેહિક વિકારનું એકથી બીજે જવું એ સ્થાનિક વિકાર કરતાં વધારે હોય છે, અને આઘાતાદિક વિકાર હોય છે તેનું મુદ્દલ એકથી બીજે જવું થતુ નથી.

એ ઉપરથી આરોગ્યવિનાશક કારણોના બે વર્ગ થાય છે. એક વર્ગમાંનાં કારણો પ્રત્યક્ષ રોગોત્પાદક થતાં નથી, પરંતુ શરીરમાંના એક, અનેક, અથવા સર્વ વ્યાપાર (ક્રિયા) એવી રીતે બદલાય છે કે, તેણે કરીને શરીર પ્રત્યક્ષ રોગ ઉત્પન્ન કરવાને લાયક કારણોની ક્રિયાને પાત્ર થાય છે. બીજા વર્ગમાંના કારણો રોગને પ્રત્યક્ષ ઉત્પન્ન કરે છે, પરંતુ ઘણું કરીને શરીરની ત્વચા અને ઇંદ્રિય અવયવના ધર્મમાં અને જીવિતસૂચક વ્યાપારમાં, બીજાં કાંઇ કારણોની અવ્યવસ્થા થઇને તેની ક્રિયામા અટકાવ કરવાની શક્તિ કમી થયા શિવાય અથવા તેના વ્યાપારમાં લાયકાત કર્યા શિવાય, એનામાં પ્રત્યક્ષ રોગ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય આવતુ નથી.

[ અપૂર્ણ. ]

ઉપલસરી, ગરમાળાનો ઉકાળો, ગોળ નાખી પાવાથી વાયુનો તાવ મટે. **કારવીસપ્તક** કલોંજીજીરૂં, લીંડીપીપર, ધરાખ, નગોડનાં બી, ગરણીનાં મૂળ, અતિવિષની કળી, ગોળ સાથે વાયુજ્વરમાં આપવો. **નાગરસપ્તક** સુંઠ, સુખડ, ખડસલીયો, મોથ, વાળો, કાળો વાળો, એનો ઉકાળો ઠંડો પાડી પાવાથી પિત્ત-ગરમીનો તાવ ઉતારે. **નિમ્બપલ્લવરજ**— લીંબડાનાં કુંપળીયાંને છાંયે સુકાવી ભુકો કરી રાખવો. અર્ધો તોલો ભુકો મધમાં ચટાડ-વાથી કફજ્વર મટે. **ત્રિફળાશૃત** મોટી હરડે, બેડાં, આમળાનો ઉકાળો, સાકર નાંખી પાવાથી તાવની બળતરા મટે. **માલતીયોગ** રતાંજળી ઓરસીયાપર ઘસીને ૦ાા તોલો કલ્ક લઇ તેમાં ચમેલીનાં પાનનો રસ તોલા ૨ નાખી પાવાથી તરીયો તાવ અટકે. **ગુડુચીયોગ** ગળો તોલો ૧, વાળો તોલો ૧ પાણીમાં બારીક વાટી લુગદી કરી તેમાં ૧૦ તોલા પાણી અને ચમેલીનાં પાનનો રસ ૨ાા તોલા મેળવી કપડે ગાળી પાવાથી ગરમીનો તાવ અને તરીયો તાવ મટે. **કર્કન્ધુફેન યોગ** અણીયાં બોરની બોરડીનાં ૪૦ તોલા પાનને કચરી તેમાં ૮૦ તોલા પાણી નાખી નાની રવાઇયે વલોવવાથી ફીણ વળે તે બળતરા સાથેના તાવ-દાહજ્વરમાં ચોપડવું આરામ થાય. **મહાર્હ યોગ** ઘસેલી સુખડમાં ચમારદુધલીનાં પાનનાં ઉપર પ્રમાણે ફીણ કાઢી સાથે ચોપડવાથી દાહજ્વર મટે. **ફળત્રિકાદિ ક્વાથ** ત્રિફળા, ગળો, પડવળ, અરડૂસી, નગોડ, કપુરી મધુરી આ ઉકાળો મધ સાથે પાવાથી કફ-શરદીનો તાવ ઉતરે. **દશમૂળ**નો ક્વાથ મધ સાથે પાવાથી કફજ્વર મટે. **કૃષ્ણાજટાપંચક** પીપરીમૂળ, કરીયાતું, ગરમાળાનો ગોળ, હરડે, મોથ એનો ઉકાળો ચળ નીકળતું હોય તેવા કફ વાયુનાં બે દોષના તાવને મટાડે તથા ભુખ લગાડે ખોરાક પચાવે. **પુનર્નવાયોગ** સાંટોડીનું મૂળ ધાવણા બાળકના મૂત્રમાં ઘસી મધ સાકર મેળવી પાવાથી વાયુ અને લોહીના ઉપદ્રવવાળો ગરમીનો તાવ ઉતરે. **આરગ્વધસપ્તક** ગરમાળો, હળદર, દારૂહળદર, મોથ, કરિયાતું, જેઠીમધનું મૂળ, પડવળનો કાઢો વાત પિત્તના તાવને ઉતારે. **પટોલચતુષ્ક** પડવળ, કડુ, લીંબડાની અંતરછાલ, હરડે એનો કાઢો કફપિત્ત જ્વરને ઉતારે. **આટરૂષાદિ કષાય** અરડૂસો, સુંઠ, પડવળ, ત્રિફળાનો ઉકાળો મધ નાખી પાવાથી કફ પિત્ત જ્વર મટે. **કટુત્રિકાદિ યોગ** સુંઠ, પીપર, મરી, ગળો, વાળો, જીરૂં, એનો કાઢો મધ સાકર સાથે આપવાથી ટાઢીયો તાવ ઉતરે. સાકર સાથે વાળાનું પાણી પાવાથી અથવા કડવી ગલકીનું ફુળ પાવલીભાર વાટી પાવાથી બધા તાવ ઉતરે. **શીતજ્વરહરરસ** અઘેડાનાં પાન, સીંધાલુણ, તીખાં, કાયફળ, જેઠીમધનું મૂળ સરખે ભાગે લઇ ખાંડી કપડે ચાળી, ઘોડીનું મૂત્ર અને કુંવારી કન્યાના મૂત્રમાં એકેક વાર પલાળી સુકાવી કપડે

ચાળી રાખવું. ટાઢીયા તાવમાં તથા બીજા તાવમાં બજરની પેઠે સુંઘાડવાથી તે તાવ ઉતરે. એ નસ્ય અધેડાના પાનના રસમાં મેળવી નાકમાં ટીપાં નાખ્યાં હોય તો ટાઢીયો તાવ અને આંખનાં દરદ મટે. **પુનર્નવાપંચક** સાટોડીનાં મૂળ, ગળો, મોથ, ગરમાળો, સુગળી એનો કવાથ તરીયા તાવને ઉતારે **તૃતીયહર યોગ** બે આની ભાર મીઠું, એકવિશ તીખાના દાણા, એકવીશ અઘેડાનાં પાન ખધાં ચાવી જવાથી તરીયો તાવ ઉતરે. **ભૃંગરાજયોગ** ભાંગરાનુ મૂળ શનિવારે નોતરી રવિવારે લઇ આવવું સુતરના દોરાથી હાથે બાંધવાથી તરીયો તાવ ઉતરે. **શ્રીપુંખયોગ** ધોળા ફુલના શરપંખાનું મૂળ રવિવારે લઇ આવી ડાબે હાથે બાંધવું રાતે આવતો તાવ ઉતરે. **ઉષ્ટ્રકંટક યોગ** ઉંટકંટાનું મૂળ ચોખાના ધોણ સાથે વાટી પાવાથી લોહીના વિકારથી થયેલો તાવ ઉતરે **સર્વજ્વરનિબર્હિણી ગોળી** હરડે, બેડાં, આમળાં, સુંઠ, પીપર, મરી, ચિત્રો, લીંડીપીપર, વાળો, પંચલવણ, મોથ, ભારંગી, ખડસલીયો, પ્રત્યેક ચાર ચાર તોલા, વછનાગ ૨ તોલા સાથે ખાંડી કપડે ચાળી ૩ ત્રણ રતિભારની ગોળી પાણીથી કરવી. એકાંતરો, જીર્ણજ્વર, વિષમજ્વર, રાત્રિજ્વર તથા બીજા તાવમા સવાર સાંજ બબે કે ત્રણ ત્રણ ગોળી દુધ સાથે આપવી. **રસભૈરવ** પારદ ૪ તોલા, ગંધક ૮ તોલા, ઉપલસરી, સુંઠ, પીપર, મરી, ઉપલેટ, ધોળા વાળાના મૂળ, વજ, એળીયો, પ્રત્યેક ૪ ચાર તોલા લઇ કપડછાન ચૂર્ણ કરી અરણીના પાન, નાગરવેલના પાન અને આદુ પ્રત્યેકના રસમાં એક એક દિવસ સુધી સુકાવી કપડે ચાળી શીશીમાં ભરવો. માત્રા ૩ થી ૬ રતિ ભાર સવારે તથા સાંજે દશ મરીના દાણા સાથે પાણીથી આપવો. મુદતીયા, ટાઢીયા તથા નહીં દેખી શકાય એવા ઝીણા જંતુઓથી થનારા તાવ મટે. **ગૃહધૂમવટી** રસોડામાં વળી સાથે કે ભીતુ ઉપર જે ધુંવાડો જામેલો હોય છે તે લઇ કપડ ચાળી પછી તે પલળે એટલુ આકડાનું દુધ ભેળવી મગ જેવડી ગોળી કરવી. સવાર સાજ બબે ગોળી ઠંડા પાણીથી ખવરાવવી મગનું ઓસમણ વગેરે હળવો ખોરાક આપવો તો હાડીતાવ મટે. **અગ્નિદીપન ચૂર્ણ** ચવક, પીપરીમૂળ, લીંડીપીપર, ચીત્રો, સુઠ સરખે ભાગે ખાંડવાં ૪ થી ૮ વાલ ચૂર્ણ પાણી સાથે આપવું અથવા એકલુ પંચકોળ પણ પાણી સાથે આપવું. તાવને લીધે ભુખ મંદ પડી ગઇ હોય તે જાગૃત થાય. **સન્નિપાત જ્વરઘ્ન કવાથ** ધમાસો, દેવદાંરી, કડુ, પડવળ, મરડાશીંગી, કચુરો, પુષ્કરમૂળ અને દશમૂળ સરખે ભાગે ખાંડવાં. કોઇ પણ પ્રકારના સન્નિપાતમાં પાવો. **સન્નિપાતકુલાન્તક રસ** પારદ તોલા ૪, ગધક તોલા ૮, ચિત્રો, વાવડીંગ, સિંધાલુણ, સુંઠ, પ્રત્યેક બબે તોલા, વછનાગ ૮ તોલા નગોડના

પાનના રસમાં પલાળી એક માટીની હાંડલીમાં નાખી ચુલે ચડાવવું. બધું પ્રવાહી બળી જાય એટલે નગોડના રસની ભાવના દઇ તડકે સુકાવી બારીક ભુકો કરવો. માત્રા ૪ થી ૬ રતિ નવશેકા પાણી સાથે આપવો. બધા સન્નિપાત, ન્યુમોનિયા મટે. **કૃષ્ણભૈરવ રસ** પારદ ૮ તોલા, ગંધક ૮ તોલા, કળીયારી, અરીઠુ, કાસોંદરાની છાલ પ્રત્યેક સોળ સોળ તોલા લઇ સાથે મેળવી કાળા ધતુરાના રસમાં ૩ દિવસ ઘુંટવો. ૩ રતિ ભારની ગોળી વાળી સુકાવી શીશી ભરવી ભયંકર સન્નિપાત, ન્યુમોનિયા, શરીર ટાઢું પડી ગયું હોય, બકવાદ હોય, ગળામાં કફ ઘરઘર બોલતો હોય તેમાં ઘણું સારૂં કામ કરે છે. માત્રા ૪ થી ૬ ગોળી આદુ રસ અને મધ સાથે અથવા એકલા ઉના પાણી સાથે આપવી **સર્વો-જ્વરક્ષી ગુટી** પારદ, ગંધક, પ્રત્યેક ૮ આઠ તોલા, ગળોનો કડવો ઘન, મનશીલ, વછનાગ, ગરણીનાં મૂળનું ચૂર્ણ, પ્રત્યેક ૧૬ સોળ તોલા, ત્રિકટુ, આંકોલ, કુકડવેલ પ્રત્યેક ૨૪ ચોવીશ તોલા ખાંડી બારીક કરી સરગવાનાં પાનનાં રસમાં પલાળી ૩ રતિભારની ગોળી વાળવી. ૪ થી ૮ ગોળીનો ભુકો કરી તેમાં વાલ ૧ કપુર મેળવી પાણી સાથે આપવાથી. એકાંતરા વગેરે તાવને ઉતાવળે ઉતારે છે. **સન્નિપાતાશનિ વટી** પારદ, ગંધક, મંડૂર ભસ્મ પ્રત્યેક ૪ ચાર તોલા, વછનાગ ૧૨ તોલા બધાં ખાંડી આદુ, ભાંગરો, બીજોરૂ, અરણી, નગોડ, પ્રત્યેકના રસની એકેક ભાવના આપી ૭ રતિભારની ગોળી વાળવી. બધા સન્નિપાત—ન્યુમોનિયામાં અપાય. ગરમી જણાય તો ટાઢા પાણીમાં થોડું કપુર નાખી પાવું. પથ્યમાં સાકરવાળું દુધ આપવું. સન્નિપાત મટે તે વખતે ઘણાને કાનના મૂળમાં સોજો થાય છે તે કર્ણક કહેવાય છે. **છિન્નાદિ કષાય** ગળો, ગોળ, બેડી ભોંરીંગણીનું પંચાંગ, અંદરજવ, કાળીપાઠ, વાળો, અરડુશી આનો ઉકાળો પાવાથી સન્નિપાત જ્વરનો કર્ણશોથ મટે છે. **શિગ્રુલેપ** સરગવાના મૂળની છાલ તોલા ૧૦માં એક તો.લો સાજીખાર નાખી સુરકામાં વાટી ચોપડવાથી કર્ણશોથ મટે. તે ઠેકાણે જળોથી લોહી કઢાવવાથી પણ આરામ થાય. જળો મુકાવ્યા પછી ઉનું ઘી થોડું પીવરાવવું. **રાજીકાયોગ** રાઇનો ભુકો સવાર સાંજ બન્ને આની ભાર ટાઢા પાણી સાથે પાવાથી તાવને લઇ ભુખ મંદ હોય, બરલ વધી હોય, વાયુ ગોટાનો ઉપદ્રવ જણાતો હોય, પેટમાં ઝીવડા થયા હોય એ બધું મટી જાય. **કૃમિઘ્ન ચૂર્ણ** નસોતર, ત્રિફળા, ત્રિકટુ, કાથો, ઇંદ્રજવ, વજ સમભાગે ખાંડવું ગોમૂત્ર સાથે પાવાથી કૃમિ મટે. **વિડંગાદિ ચૂર્ણ** વાવડીંગ, સિંધાલુણ, જવખાર, હરડે સમભાગે ખાંડવાં; ૦। તોલો ચૂર્ણ છાશ કે ગોમૂત્ર સાથે આપવું ઝીવડા મટે. **અલાદ્રેષ** કાળા કે લાલ ડાઘા થઇ જાય, છાતીમાં ગાંઠ નિકળે, સંજ્ઞા જતી રહે, શ્વાસ પણ આવે,

वातारिमूलेन्द्रयवाभयाभिर्दुग्धेन तुल्यं सलिलं क्वथित्वा ।
पीतं सुगीतं मधुना विमिश्रं ज्वरातिसारस्य हरं वदन्ति ॥
भूनीरवल्लीस्वरसः सुतप्तः समापचूर्णः पलमात्रपीतः ।
हरत्यतीसारमतिप्रवृद्धं शुंठीसितापिप्पलियुक् समस्तम् ॥
बब्बूलपत्राणि जलेन पिष्ट्वा पिबेदतीसारविनाशनाय ।
मुस्ताकुटजत्यौषणनागराणि प्रसह्यतीसारनिवारणानि ॥
अंकोलमूलं परिपिष्य यत्नात्तुवांबुमात्रं रुधिरातिसारे ।

कासमर्दकजं मूलं पिष्ट्वा तंदुलवारिणा । अतिसारगदे देयं व्याघ्रीबिल्वप्रभायुतम् ॥
प्रपचेत्सर्पिषा पथ्या लेहपानेतियन्ननः । शिशिरा सा प्रदातव्या अतिसारिणि दुर्बले ॥
कुटजत्वक्कूवलाबिल्वं जलेन सह पेषयेत् । क्षिपत्वा चातिविषाचूर्णं पाययेदतिसारिणम् ॥
भृंगराजरसो दध्ना सहातीसारनाशनः । धत्तूररसः पीतो मधुना सर्वजं हरेत् ॥

अरलुवल्कलकल्कजपिण्डी वातनाशनसुपर्णनिबद्धा ।
मृत्स्नयोपरि सुलेपितपृष्ठाग्नौरवन्हिपरिपाचिता शुभा ॥
स्वरस आशुहरत्यतिसारं शीतलः समधुशर्करमिश्रः ।
सगुदशूलमुपद्रवयुक्तं सवमिदाहतृषारुधिरात्तम् ॥

कुटजत्वग्विषावासान्यमोधत्वग्लवंगकाः । सूक्ष्मचूर्णीकृतं सर्वं जठराग्निविवर्धनम् ॥
ग्रहणीं निग्रहेदाशु वातपित्तकफोद्भवाम् । मरिचस्य भाग एकश्चत्वारः कुटजस्य च ॥
द्विभागं नागरं ग्राह्यं सर्वमेकत्र चूर्णयेत् । द्विगुणेन गुडेनास्य वटिकाः कल्पयेद् बुधः ॥
दशगोल्यः प्रदातव्या ग्रहण्यां तक्रसंयुताः । पीतास्तंदुलतोयेन कर्कधूमूलसंयुताः ॥
अतिसारं हरन्त्याशु दुर्धरं ग्रहणीगदम् । रक्तार्शसां गदं घोरं रक्तपित्तं च सर्वजम् ॥

छिन्नोद्भवांबुधरभेषजभंगुराभिः क्वाथीकृतं च सलिलं ग्रहणीगदघ्नम् ।
धान्याजमोदजलभेषजबालबिल्वचूर्णं जयेद् ग्रहणिकामतिसारगणम् ॥

पारदं शुद्धगंधं च विजया सूतवादरात् । रसैः संमर्दयेद्यत्नात्ततः शंखोदरे क्षिपेत् ॥
शंखं तं सुधया लिप्त्वा शुष्कं भांडे विपाचयेत् । अजाजीयुगलेनाथ दद्यादौषधवल्लकम् ॥
शूलाग्निमांद्यगुल्मेषु ग्रहण्यामरुची भ्रमे । कुष्टकं चित्रकं त्रिकाब्धिपाब्धिगिरिमल्लिका ॥
चूर्णं तक्रयुतं हन्याद्ग्रहणीशोफकामलाः ।

वृद्धस्य शूनकरपादमुखस्य जंतोर्नष्टानलस्य विविधग्रहणीयुतस्य ।
सश्लेष्मणो गतबलस्य हतस्वरस्य कार्या क्रिया न विबुधैः सुयशोर्थिभिश्च ॥

सिन्धूत्थदृग्गाधवधानसीना सम्यक्कृजोभिर्विपचद्दि तावद् । लेहत्वमागच्छति यावदेव ॥

मुशीतल क्षौद्रयुतानिमार लेहो हरत्यामसया विपक्षम् ।

सवदन वा यत्तृष्णमय प्रवाहिका च ग्रहणीं चिरोत्थाम् ॥

अर्शांसि सम्यग्विलय प्रयाति पापानि विष्णोरिव चिन्तनेन ॥

चतुर्गुणा घृतरङ् समिश्वा तीक्ष्ण तदर्धेन रसोर्धमस्य ।

कपित्थतोयैश्चणकप्रमाणा गुटी ग्रहण्या सलिलेन युक्ता ॥

शृगबेरप्रतिविषाविश्चमोचरसेन च । भुजगवल्या गुटिका सर्वातीसारनाशिनी ॥

शिशु चन्द्रयश शुक्ा पथ्यैषा चूर्णमाचित् । पयमा या नर सम्यग् वातोत्था ग्रहणीं जयेत् ॥

तिक्तन्द्रबीजघनकोटजभगुराभि पथ्यारसाजनमहौषधधातकीभि ।

क्वाथा हरेत्सगुदशूलमतिप्रवृद्ध पित्तोद्भव बहुविध ग्रहणीगद च ॥

हरीतकीपिप्पलिवन्हिहिंगुश्चाचूर्ण जयेत्तक्रनिपीतमेरम् ।

तक्रेण मिश्रा सिल केवला वा सश्लेष्मशला ग्रहणीं निहन्ति ॥

मूत्रग्रहाय शिशिर वपुरप्रसादो हिक्कापि च श्वसनमनरतीव दाह ।

एतानि यस्य युगपद्गुपाश्रयन्ति नून प्रयाति यमसद्मनि सोतिमारी ॥

विना पुरीष पवनप्रवृत्ति प्रवर्तते मूत्रमकृच्छ्वारम् ।

अग्न पटुत्व मृदुतोदरस्य स्यायस्य तस्यैव गतोतिमार ॥

वन्हिसादोरुचिस्त्राणा शोपालस्यबलक्षय । शकृत्सपृथ्य सरुच ग्रहणीं त विदुर्बुधा ॥

गुदमध्ये वहिर्वापि भवति चर्मकीलका । अर्शास्युक्तानि तान्येव सक्षेपेणयन विस्तर ॥

वाताद्रोघ स्वरान्जोपा पित्ताद्रक्त कफेद्गुरु । सन्निपाते सनिपात सर्वदोषकराणि च ॥

पलगनीनानि विमर्द सम्यक् सुधापयोभिर्गुटिका विधेया ।

समेविना सा विनिहन्ति नूनमर्शांसि वातोत्थवणमभवानि ।

क्वाथ पुनर्नवनिगालितश्च सोवर्चलक्षारविडेन्द्रजैव ॥

धान्याजमोदादाडीमलोध्रकृष्णास्तु पालिका । त्रिपला शर्करा दया कपित्थ तुचतुष्पलम् ॥

हैयगवीयेन सम तिलाना चूर्ण युतं शर्करया निहन्यात् ।

अर्शांसि दुष्टान्यपि पित्तजानि दिनैरनल्पैश्च चिरतनानि ॥

अश्वगन्धं सघृत्य सिद्धसौर्पसमुद्भवम् । मूल पीत जयेदर्शोगदमाशु सुदुस्तरम् ॥

केवलाब्राजमाषाश्च भुक्ते य सर्पिषाम्बुना । तस्यार्शांसि क्षय याति यथापान्यर्थमादरे ॥

शुध्ध रस समवलिं सुख्द विमर्द्य सपिप्पलक द्विगुणलोहरजोभिमिश्रम् ।

तावत्पचेद्द्रवति लोहमये च यावच्छाणे क्षिपेच्च कदलीदलयुग्ममध्ये ॥
जातो रसः पर्पटिकाभिधानः समस्तदुर्नामकरोगहारी ।
संसेवितो वल्लचतुष्कमात्रमार्तस्य पुंसस्तनुवृद्धिकारी ॥
रसगगनकतुल्यं लोहगंधौ च सर्वं क्रमविधिपरिवृध्धे लोहपात्रे क्षणैकम् ।
धवलकुसुमवल्ल्याः पाचयित्वा द्रवैस्तद्द्विपजलसहितं तन्मर्दयेद्यामपादम् ॥
सितवसुवसुपथ्यान्यूषणाक्षामलानां दिवसयुगलमेतद्भावयेच्चातियत्नात् ।
स जयति किल पुंसश्चार्शसां रोगमुग्रं दिवसयुगलयुगलमेतत्सेवतो वल्लमात्रम् ॥
तिलाभयारुष्करनागरेण गुडेन युक्तेन निसेवते यः ।
दुर्नामपांडूदरकासगुल्मज्वरादिरोगा न भवति तस्य ॥
तिलाग्निकव्योपविडंगपथ्याचूर्णं गुडेनाथ जयेत्समस्तान् ।
दुर्नामकान्पाण्डुगदान् कृमींश्च कासाग्निसादज्वरगुल्मरोगान् ॥
ज्वरातिसारौ वमिरंगसादो गुदप्रपाकः श्वयथुः शरीरे ।
हृच्छूलतृष्णा ह्यरुचिश्च यस्य सोऽर्शोविकारी विजहाति जीवम् ॥ ( ३३३–३९० )



પાણીમાં બહુ ન્હાવાથી, ભયથી, ક્રોધથી, શોકથી, વાયુ, પિત્ત, કફના ઉપદ્રવથી, પ્રકૃતિ, દેશ, કાળ અને ઋતુને અનુસરતો ખોરાક નહી લેવાથી, જીવડાના ઉપદ્રવથી, અજીર્ણથી ઝાડાનુ દરદ થાય. ગરમીના ઝાડા હોય તો ગરમ લોહીવાળો હોય, શરદીના હોયતો કફ અને આમ સાથે ઝાડો ઉતરે, વાયુના કોપથી રૂક્ષ અને શબ્દ સાથે ઉતરે. ત્રિદોષના કોપથી મિશ્ર લક્ષણ જણાય. ઝાડો સખત થતો હોય છતાં પક્વ ન થયો હોય ત્યાંસુધી સ્તંભક-અફીણ, જેવી દવા આપવી નહી. પણ ઝાડાનો દરદી દુબળો હોય, સગર્ભા સ્ત્રી હોય, બાળક હોય તો સ્તંભનની દવા આપવી. બળવાન માણસને ઝાડો અપક્વ હોય અને અટકાવે તો અનેક ઉપદ્રવ થાય છે અને નબળા માણસને નહી અટકાવવાથી મરણ નિપજે છે.

[1]શુંઠીષષ્ઠક કષાય સુંઠ, અતિવિષની કળી, અરડુસીનાં પાન, કરીયાતું, ગળો, કડાછાલ, સમભાગે ખાંડવાં આનો ઉકાળો તાવ સાથેના કે તાવ વિનાના ઝાડાને મટાડે.

---

૧ ઉકાળા માટે ભુકો ૧ તોલો, પાણી ૩૦ તોલા, ૭ાા તોલા રહે એટલે ગાળી શીશીમાં નાખી તેમાં મધ ૧ તોલો મેળવી દિવસમાં બે કે ત્રણ વખત એકલું અથવા બીજી કોઇ દવા સાથે આપવું. આ ક્રમ બધા ઉકાળામાં સમજવો. ભુકાથી ૩૦ ગણું પાણી મુકવું અને ચોથા ભાગનું રાખવું.

પ્રમેહમાં આપવી. **મેહનાશન ચૂર્ણ** રીંગણી, હળદર, દારૂહળદર, ભોંયઆમલી, બધાં તાજાં સમભાગે લઇ ખાંડવાં ૦। થી ૦॥ તોલો ચૂર્ણ પાણીથી આપવું. બધા પ્રમેહ મટે. **મેહહારિ ચૂર્ણ** ધાણા, જીરૂ, શાહજીરૂ, સમભાગે ખાંડવાં. ૦। થી ૦॥ તોલો ચૂર્ણ પાણી સાથે બધા પ્રમેહમાં, પિત્તના વિકારમાં, મોતીગંધમાં, અરૂચિમાં આપવું. **તિલયોગ** ૪ તોલા કાળા તલ સવારમાં ખાવાથી પેશાબ ઘણો થતો હોય તો અટકે. હળદર અને દારૂહળદરનું સરખે ભાગે કરેલું ચૂર્ણ ૦। તોલો તલના તેલમાં ચાટી ઉપર ટાઢું પાણી પાવાથી પ્રમેહ મટે. **પ્રમેહારી લોહ** હરડે, બેડાં, આમળાં, પીપરીમુળ, ચીત્રો, સુંઠ, પીપર, મરી, તમાલપત્ર, નાગકેશર, મોથ, તજ, એલચી, ચવક, અમરવેલ, વજ, કાથો, શાહજીરૂ, આમલીના કાતરા, ધોળી મુશળી, વાવડીંગ, મીઠું, દાડમ, અજમો, ચગ્ન, આસોંધ, સુવર્ણમાક્ષિકભસ્મ પ્રત્યેક ૪ ચાર તોલા, લોહભસ્મ ૨૦ તોલા બધાં સાથે મેળવી પછી ભાંગરો, સાકર, ધરાખ, આમળાં, સુંઠ પ્રત્યેકની અકેક ભાવના દઇ ૩ રતીભારની ગોળી વાળી છાંયે સુકાવવી. માત્રા ૨ થી ૪ ગોળી શીયાળામાં ૨થી ૪ વાલ ગળોનું સત્વ અને અર્ધા તોલા ઘી સાથે; ચોમાસામાં તુલસીના રસ સાથે અને ઉનાળામાં સાકર સાથે આપવી. પ્રમેહના દરદીએ ચિકાશ વિનાના પદાર્થો ચોખા વગેરે રૂક્ષ અન્નપાન ખાવું **જલયોગ**—સવારમાં ઉઠીને ટાઢું પાણી પ્રકૃતિ પ્રમાણે પીવે અને રાત્રે સુતી વખતે ૦। તોલો હરડે પાણીથી ફાકે તો પ્રમેહનો રોગ મટી જાય. વીર્યસ્રાવ (શુક્રમેહ) માં મધ સાથે, મધુમેહમાં મીંઢીઆવળના બેઆનીભાર ભુકા સાથે, રક્તમેહ-લોહીના તથા બળતરાવાળા પ્રમેહમાં ગુંદીની અંતરછાલના રસ સાથે અથવા હીરાબોળ વાલ ૧ મેળવેલા બીયાના ઉકાળા સાથે **બંગભસ્મ** આપવાથી તે તે પ્રમેહરોગ મટે. **કૃષ્ણાયોગ** લીંડીપીપર અને સાકરનું સમભાગે ચૂર્ણ કરવું તેને હરડેના સ્વરસની ભાવના આપી ગોળો વાળી ઉપર વડનાં પાન વીંટી દોરા બાંધી દાણાના ઢગલામાં ૧ મહીનો રાખી મુકવું; પછી ભુકી ૦। થી ૦॥ તોલો ૧ વર્ષ સુધી સવારમાં ટાઢા પાણી સાથે ખાવાથી બધા પ્રમેહ મટે કાંતિ, સ્મરણશક્તિ, બળ, બુદ્ધિ, આયુષ્ય વધે; વૃદ્ધ પણ જુવાન થાય; ગઠપણ મોડું આવે. **વાજીગંધાયોગ** આસોધનું ચૂર્ણ બેઆનીથી પાવલીભાર સવારમાં મધ ઘી સાથે ચાટવું ૨ મહીના પછી માત્રા વધારી ૧ તોલા સુધી કરવી; એવી રીતે ૧ વર્ષ આ પ્રયોગ સેવે તો વૃદ્ધ જુવાન થાય. **ત્રિકંટાદિ પ્રયોગ** ગોખરૂ, શતાવરી, મુશળી, કૌચાંનાં બીજ સમભાગે ચૂર્ણ કરવું. ૦। થી ૦॥ તોલો ચૂર્ણ મધ સાકરમાં ચટાડી ઉપર દુધ પાવું

વીર્ય વધે બેચેની સુસ્તી મટે કામ જાગ્રત થાય. **કામદેવ રસ**[1] પારદ તોલા ૮, ગંધક તોલા ૧૬, વછનાગ તોલો ૧॥ અળસીના તેલમાં કાલવી વાલુકાયંત્રમાં નાખી ચંદ્રોદયની પેઠે પકાવવો લાલ થઇ જશે તે રક્તવર્ણ ચંદ્રોદય તોલા ૮ આઠ, અકલકરો, એલચી, અફીણ, જાયફળ, પ્રત્યેકનું ચૂર્ણ તોલા ૨ બે લઇ બધાં સાથે મેળવી પાણીમાં કાલવી લુગદી કરી સપાટ તળીયાના તપેલાને તળીયે ચોપડવો પછી લવીંગની ધુંવાડી અર્ધો કલાક આપવી સુકાય જાય એટલે ઉખેડી ઘુંટી ૨ થી ૩ રતિ માત્રા, કસ્તૂરી, કપૂર અને કાળા મરીનું સમભાગે કરેલું ચૂર્ણ રતી ૧ મેળવી મોમાં નાખી ઉપર પાણી પાવું બધા પ્રમેહ મટે, વીર્ય વધે, ઘણો કામ જાગ્રત થાય, વીર્ય સ્તંભન થાય, બળ વધે, આ રસ ખાનારે ખાટું દહીં, ખાટાં આથણાં તથા બીજી ખાટી વસ્તુ રસ ચાલતો હોય ત્યાંસુધી ખાવાં નહીં મધુર અન્નપાન જમવા. **શરપુંખયોગ** શરપંખાનું મૂળ ગ્રહણને દીવસે ગ્રહણ વખતે લઇ આવવું તેની વીંટી કરી અંગુઠે પેરવાથી વીર્યસ્તંભન થાય. **જનનેંદ્રિયવર્ધકયોગ** બેઠી ભોરીંગણીનાં ડોડવાં, કનકબીજ, કમળનાં પાન, મરેઠી, ચિત્રક, સમદરફળ, સિંધાલુણ સમભાગે લઇ પાણીમાં વાટી ચોપડવું. જે પ્રમેહના દરદીને વીર્યનો ઘણો સ્રાવ થાય, તરસ લાગે, મૂર્ચ્છા, ચકરી, બેચેની વધે અને શરીરપર ફોડકીયું ફુટી નીકળે તે દરદી બચે નહીં. ( ૩૯૧–૪૧૮ )

---

## मूत्रकृच्छ्र अश्मरीचिकित्सा. મૂત્રકચ્છ્-પથરીના ઉપાય.

बस्तौ लिंगे कुक्षिदेशे च शूले मूत्रं स्वल्पं दुःसहं तन्मुहुः स्यात्
वातादेतल्लक्षणं वेदितव्यं पित्तादक्तं दाहयुक्तं च पीतम् ॥
बस्तौ लिंगे कुक्षिदेशे च शोफो मूत्रं शीतं श्लेष्मणः पिच्छलं च ।
सर्वैर्लिंगैः संवृतो दुःसहं तन्मूत्रं कृच्छ्रं जायते सन्निपातात् ॥
पूर्वं शूलं कुक्षिदेशे कटौ स्यात्पश्चाद्रोधो जायते मूत्रमुष्णम् ।
एते रोगैरश्मरीरोगचिन्हं ज्ञात्वा कुर्याद्भिषजान्वा चिकित्साम् ॥
पारदाद् द्विगुणं गंधं रसैरेषां विमर्दयेत् । श्वेतवसुभिषड्मातविशालानां भवे रसैः ॥

---

[1] પાઠમાં લખેલ બનાવટમાં થોડો ફેરફાર કર્યો છે.

गुडं मूषोदरे क्षिप्त्वा जलयंत्रेण पाचयेत् । वल्लयुग्मं ददीताम्यं पाषाणगदशुत्तये ॥
कषायं सघृतं दद्यान्मूत्रकृच्छ्रात्प्रमुच्यते । शकाख्या दुग्धिका चैव पिष्ट्वा कौलत्थवारिणा ॥

हरीतकीसैंधवकोलचूर्णं विभीतकं निर्मलिकापयुक्तम् ।
पिबत्त्ववाण्णेन जलेन चैनद्विमुच्यते मूत्रगदादि कृच्छ्रात् ॥
श्वेत खण्ड पत्रनिर्यूहवेण पीतं हन्यान्मूत्रकृच्छ्रं सदाहम् ।
भूकूष्माण्ड वन्धनाय निशायां गुर्वे क्षुण्णं सर्पिषा सम्प्लुतं च ॥

मूत्रप्रद तथान्मयां भक्षयदम्लेनतमम् । तुरगपुच्छकेशं वा लिंगे सचालयत्सुधीः ।
विश्वानिकटवरुणक्वथितं च जलं पिबेत् । यवक्षारगुडौ पीतावश्मरीगदशुत्तये ॥

पथ्याश्वगन्धे च समाल्यासा पाषाणभेदं क्वथितं कषायं ।
क्षारेण पीतं महजं सदाहं सद्यो विनश्येत्खिल मूत्रकृच्छ्रम् ॥

भागा गुडस्य चत्वारो द्वौ भागौ यावशूकया । पलार्धं भक्षयेन्मात्रा मूत्रकृच्छ्रं सुदारुणे ॥
नाद्ये मुहूर्त शीतं यो जलं पिबति नित्यशः । मूत्रकृच्छ्रं क्षयं याति कुलत्थादकभोजनात् ॥



મૂત્રકૃચ્છ્રમાં મૂત્રનળીમાં, બરતીમાં, પેડુમાં, શળ નીકળે, બ્રળતો ખત થોડું થોડુ ગતન સાથે મુશ્કેલીથી પેશાબ ઉતરે એ વાયુના મૂત્રકચ્છનું લક્ષણ છે પિત્ત-ગરમીના કૃચ્છમાં બળતરા થાય, લાલ પેશાબ ટીપે ટીપે ઉતરે શરદી-કફના મૂત્રકૃચ્છમાં બ તીમાં, લિંગમાં-પેડુમાં સોજો થાય, પેશાબ ઢો, કફનાળો, ચીકણો અને ટીપે ટીપે ઉતરે એ અથવા ત્રણ દોષના સંબંધમાં મિશ્રિત ચિન્હ જણાય **પથરી**ના દરદમાં પેડુમાં, કમરમાં પ્રથમ શૂળ નીકળે, પછી પેશાબ અટકી જાય, ગરમ ઉતરે. **અશ્મરીનાશન રસ** પારદ તોલો ૮, ગંધક તોલો ૧૬, સાથે ઘુટી ઘોળો આકડો, કુવાર, છડામણા, પ્રત્યેકના રસની એકેક ભાવના દઈ ગોળો વાળી મુસમાં મુકી જળયંત્રથી પકાવવુ માત્રા ૩ થી ૬ રતી ૧ તોલો છડામણાના મૂળને અથવા ૧ તોલો દુધીને કળથીનો ઉકાળો તોલા ૧૦ માં નાખી, ઉપરથી આત્રા ભેળવી તેમાં ૧ તોલો ઘી નાખી પાવાથી પથરી અને મૂત્રકૃચ્છ મટે **મૂત્રકૃચ્છ્ર નાશન ચૂર્ણ** હરડે, સીંધાલુણ, બોરનો ગર્ભ, બેડાની છાલ, નિરમળી સમભાગે ખાંડી ॥ થી ૧ તોલો નવશેકા પાણી સાથે આપવાથી મૂત્રકચ્છ મટે **નિગ્રહયોગ** પાકેલા ૧ લીંબુનો રસ નિચોવી તેમાં રા તોલા સાકર નાખી પાવાથી મૂત્રકૃચ્છ મટે **ભૂકુષ્માંડ યોગ** ભોંયકોળુ (દમવેલાની ગાંઠ) ને

Published under the patronage of—
H. H. the Maharaja Thakore Saheb Sir Bhagvat Sinhjee Bahadur,
G.C.I.E., M.D., LL.D., D.C.L., F.R.C.P., F.R.S.E., F.B.U. &c

# पारद

अने

# आयुर्वेद ग्रन्थमाला.

गुजराति अने संस्कृत मासिक.

Mercury & Ayurvedic Series monthly magazine
(Published Monthli in Gujarati & Sanskrit.)

વર્ષ ૨. વિક્રમ સંવત ૧૯૭૬; માઘ માસ. અંક ૨.

Vo. 2. February 1920. No 2.

Edited & Published by,
Rasavaidya Jivaram Kalidas
Gondal--Kathiawar. India

પ્રકાશક અને અધિપતિ રસવૈદ્ય જીવરામ કાળીદાસ.
રસશાળા, આયુર્વેદાશ્રમ; ગોંડળ—કાઠીઆવાડ.

વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે હિન્દમાં ૨-૦-૦; પરદેશમાં ૩-૦-૦.

માસિક સંબંધી પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો.
મેનેજર—રસશાળા, આયુર્વેદાશ્રમ; ગોંડળ—કાઠીઆવાડ.

॥ ॐ ॥

# पारद

अने

# आयुर्वेद ग्रन्थमाला

गुजराती अने संस्कृत मासिक.

Mercury & Ayurvedic Series;—Monthly.

(Published Monthli in Gujarati & Sanskrit).

२. विक्रम संवत् १९७६ माघ. इ. स. १९२० फेब्रुआरी. अंक २.

सुरगुरुगोद्विजहिंसापापकलापोद्भवं किलासाख्यम् ।
तदपि च शमयति यस्मात्कोन्यस्तस्मात्पवित्रतरः ॥
तस्य स्वयं हि स्फुरति प्रादुर्भावः स शांकरः कोपि ।
कथमन्यथा हि शमयति विलसन्मात्राच्च पापरुजम् ॥

## આયુર્વૈદિક ઔષધક્રિયા

### અને તેના ફેલાવાના અવરોધો.

આયુર્વેદિક ઔષધક્રિયા અને તેના ફેલાવાના અવરોધો.

પરદેશી દવાઓના હિંદુસ્તાનમાં વધતા ફેલાવાનું મુખ્ય કારણ તે તે દેશની સરકારની સહાયતા છે. ઇંગ્રેજી દવાઓની હિંદમાં દિવસે દિવસે વધતી ખપતીનું મુખ્ય કારણ ઇંગ્રેજ સરકારની સહાયતા સાથે અખિલ બ્રિટીશ સામ્રાજ્યમાં ઇંગ્રેજી વૈદક સાહિત્યનું એક સરખું શિક્ષણ અને એકજ પદ્ધતિથી બનતી દવાઓદ્વારા ઉપચાર એ મુખ્ય છે. તેમ દરેક દુનીયાનાં વૈદાંમાં પણ એકજ ધોરણે અને રાજ્યની સહાયતા સાથે કામ ચાલતું હોવાથી તે તે દેશની દવાઓ સુશોભિત વેશમાં અને ચિત્તાકર્ષકપણે પ્રજાની આગળ રજુ થાય છે. દરેક દેશના દવા બનાવનારાઓ દવાની બનાવટોમાં, પેક કરવામાં, મોકલવામાં નીચેનાં તત્વોનું પૂર્ણતયા પાલન કરે છે. એટલે એક દવા યા મિક્ષ્ચર તૈયાર કરવા વાસ્તે જે જે વસ્તુઓની

શાસ્ત્રમાં બતાવેલાં અને હાલના જમાનાને ધોરણે બનેલાં જુદાં જુદાં યંત્રો-સંચાઓથી આપણે કામ લઇ શકીએ એમ છીએ. અને જ્યાં પાશ્ચાત્ય યંત્ર ઉપયોગમાં આવી શકે ત્યાં તેની પુરી સહાયતા પણ લઇ શકાય. આપણાં પ્રત્યેક ઔષધ સંબંધે ઉચિત યંત્રનું સાહાય્ય મેળવી શકીએ, અને કેટલીક ક્રિયા હાથેથી પણ કરી પડે એટલે આયુર્વેદિક ઔષધો હાલના જમાના પ્રમાણે બનાવવા જતાં અને દરેક દેશ બંધુને પોચાડવાના કામમાં સફળતા મેળવવા યંત્ર અને માણસ બંનેની સહાયતા અપેક્ષિત છે. યંત્રોના વિશેષ ઉપયોગ માટે આપણે દરેક ઔષધ, યંત્રોની સહાયતાથી બનાવી, તેનો ઉપયોગ કરી તેને માટે યોગ્ય સિદ્ધાંતો બાંધી શકીએ એમ છીયે. પેકીંગ વગેરેમાં યુરોપનું અનુકરણ કરવામાં કાંઇ વાંધા ઉપસ્થિત થાય એમ નથી

**દેશીઔષધની મહત્તા** ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર અને રસાયન શાસ્ત્રની રીતિયે આપણાં ઔષધોને ધોરણસર મુકવામાં કાંઇપણ અડચણ પડે તેમ નથી. આપણા વૈદ્યોને પ્રત્યક્ષ શારીરનો અનુભવ નહી હોવાથીજ કયા ઔષધના, કયા અવયવપર, કયા તત્ત્વે શી અસર કરી તે તેઓ ઓછુ સમજી શકતા હશે પણ તેથી હેતુમાં કે ફલિતમાં ફેર પડતો નથી. દાખલા તરીકે પારદની રસકપુર જેવી બનાવટથી ઉપદંશનો વ્યાધિ શમે એ ઇંદ્રિયવિજ્ઞાન, કેમિસ્ટ્રી અને બીજા શાસ્ત્રોના સિદ્ધાંત પ્રમાણે કયા તત્વે શું કામ કર્યું એ જાણનારા ડાક્ટરો તે વ્યાધિનું શમન કરે છે તેમજ વૈદ્યો પણ રસકપુરના યોગવાળાં ઔષધોથીજ તે દરદ શમાવે છે જો કે વૈદ્યો ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે તત્ત્વનિશ્ચય અને કેમિસ્ટ્રીનું રહસ્ય નહી જાણતા છતાં ડાક્ટરોના જેવું બલ્કે તેથી વધુ સારૂં કામ કરી શકે છે એટલે આપણે માની શકીએ છીએ કે આપણા ત્રિકાળદર્શી અને પ્રત્યક્ષ શરીરના અનુભવવાળા પ્રાચીન મહર્ષિઓએ જે જે દરદ માટે જે જે ઔષધ નિર્માણ કરી રાખ્યાં છે તે રસાયનશાસ્ત્ર અને ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રને આધારેજ કરેલાં છે, અને આગળ વધીને કહીએ તો આપણા મહર્ષિ પ્રણીત ઔષધોમાં વિશેષતા એ છે કે હાલના જમાનાની બુદ્ધિ પ્રમાણે તૈયાર થતાં ઔષધો થોડાંજ વર્ષોમાં ફેરફારને પાત્ર બને છે, ભિન્ન ભિન્ન દેશના લોકોને એક સરખો ગુણ આપતાં નથી, ત્યારે એ પ્રાચીન મહર્ષિઓએ હજારો વર્ષ પહેલાં નિર્માણ કરેલાં સિદ્ધયોગો અને સિદ્ધ ઔષધો આજ દિવસ સુધી દુનીયાના દરેક ભાગમાં રહેનારા દરેક માણસને તે તે રોગમાં અચુક ફાયદો કરનારાં અને રોગ નાશ કરનારાં નિવડે છે આ વાત આપણીજ નથી પણ યુરોપ, અમેરિકાના મોટા મોટા વિદ્વાનોની અનુભવસિદ્ધ છે આયુર્વેદિક અને યુનાની ઔષધોની આ મહત્તા ઓછી છે? હજારો વર્ષો થયાં એ

આયુર્વેદિક ઔષધિઓજ આર્યાવર્તની પ્રજાનાં જીવન બચાવ્યાં છે અને ખરૂં કહીએ તો વિદેશી દવાનો પગપેસારો નોતો, આર્યોના શરીરમાં વિદેશી દવાએ પ્રવેશ નોતો કર્યો અને આયુર્વેદિક, પુરાની ઔષધ ઉપરજ હિન્દી પ્રજા નભતી હતી તેના કરતાં હાલ અનેક રીતે દેશની શારીરિક અધોગતિ છેલ્લા એકાદ સૈકાથી થતી ચાલી છે. તેમજ આયુર્વેદનું એ પણ એક મહત્વ તથા શાસ્ત્રીયત્વ સિદ્ધ થાય છે કે અંગ્રેજ સરકારના કે દેશી રાજાઓના આશ્રય કે મદદ વિના અને નાનાવિધ રાજ્ય પરિવર્તનમાંથી પસાર થવા છતાં આર્ય ઔષધની ઉત્તમતા જળવાઇ રહી છે. અને આ અમૃત સંજીવની વિદ્યા પુનઃ પલ્લવિત થયેલી હોય કે થવાની હોય તેમ જગત્ આગળ ઉભીજ છે.

**અનુભવસિદ્ધ કરો.** આપણે આ વિદ્યાને કે આ શાસ્ત્રનાં ઔષધોને જમાના પ્રમાણેના પોષાકથી વિભૂષિત કરી હષ્ટપુષ્ટ બનાવી દુનીયા આગળ મુકી શકીએ તો આપણા પૂર્વજો જેઓ જગત્ આખાના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ માનતા હતા તેઓનાં અંતરાત્માઓની વાંછના પૂર્ણ થાય અને કરોડો આર્યોના જીવન રક્ષણ કરવા ઉપરાંત દુનીયાનો પણ ઉપકાર આ શાસ્ત્ર કરી શકે. યુરોપનાં વૈદ્યકશાસ્ત્ર કે તેઓનાં ઔષધો ફ્નેહમંદ થવાનું કારણ તેમનું નિશ્ચિત બંધારણ, પ્રયોગો અને સત્ય ઉપર હોવાનું દુનીયાની નજરમાં તેઓએ આણ્યું છે; તેમ આપણે પણ એજ ગુણનું અવલંબન કરવું અપેક્ષિત છે. આપણાં વૈદ્યક શાસ્ત્રમાં કલ્પના, શ્રદ્ધા અને અતિશયોક્તિનાં તત્વો વધુ હોવાનો આ૦૦ણાં શાસ્ત્રોપર આક્ષેપ છે પણ આ અનુભવ લીધા વિના કરાતી વાતો છે. આપણે એક રીતે કબુલ કરીશું કે આપણાં શાસ્ત્રો પૈકી અર્વાચીન સમયમાં બીનજોખમદાર વિદ્વાનોએ કર્યા હોય તેમાં કદાચ અતિશયોક્તિનું તત્વ વધુ હોય પણ જે માન્યગણ્ય આયુર્વેદના દેવતરૂપ મહર્ષિઓએ વિરચિત સંહિતાઓ અને રસશાસ્ત્રો છે તેમાં કાંઇપણ અતિશયોક્તિ હોય એમ આપણે, અનુભવ લઇ ખાત્રી કર્યા વિના માની શકીએ નહી. કોઇપણ સામાન્ય બાબતને પણ ખાત્રી કર્યા વિના તુચ્છકારી નાખવી એ વિદ્વાનોનું લક્ષણ નથી. તેથી આપણે ખાત્રી રાખીએ છીએ કે વિદ્વાન્ પુરૂષો અનુભવ લીધા વિના કે સત્યાસત્યનું પરીક્ષણ કર્યા વિના કોઇપણ વાત બહાર મુકતાજ નથી એટલે એવી વાતો કરનાર બીનજોખમદાર માણસોજ છે હું એમ કહેવા નથી માગતો કે તેવી અતિશયોક્તિ ભરેલાં વર્ણનો અક્ષેપાર્હ હોય છતાં સ્વીકારી લેવાં; મારૂં હાર્દ એજ છે કે સત્યાસત્યની પરીક્ષા પછીજ સિદ્ધાંતવાદ સ્વીકારવો. યુરોપના વિદ્વાનોને પોતાના પૂર્વજોના વિચારો અને સિદ્ધાંતોને કર્વમાં મુકવાની દરેક પ્રકારની

શાસ્ત્રમાં બતાવેલાં અને હાલના જમાનાને ધોરણે બનેલાં જુદાં જુદાં યંત્રો-સંચાઓથી આપણે કામ લઇ શકીએ એમ છીએ. અને જ્યાં પાશ્ચાત્ય યંત્ર ઉપયોગમાં આવી શકે ત્યાં તેની પુરી સહાયતા પણ લઇ શકાય. આપણાં પ્રત્યેક ઔષધ સંબંધે ઉચિત યંત્રનું સાહાય્ય મેળવી શકીએ, અને કેટલીક ક્રિયા હાથેથી પણ કરવી પડે એટલે આયુર્વેદિક ઔષધો હાલના જમાના પ્રમાણે બનાવવા જતાં અને દરેક દેશ બધુને પોચાડવાના કામમાં સફળતા મેળવવા યંત્ર અને માણસ બન્નેની સહાયતા અપેક્ષિત છે. યંત્રોના વિશેષ ઉપયોગ માટે આપણે દરેક ઔષધ, યંત્રોની સહાયતાથી બનાવી, તેનો ઉપયોગ કરી તેને માટે યોગ્ય સિદ્ધાંતો બાંધી શકીએ એમ છીએ. પેકીંગ વગેરેમાં યુરોપનું અનુકરણ કરવામાં કાંઇ વાંધો ઉપસ્થિત થાય એમ નથી

**દેશીઔષધની મહત્તા**

ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર અને રસાયન શાસ્ત્રની રીતિએ આપણાં ઔષધોને ધોરણસર મુકવામાં કાંઇપણ અડચણ પડે તેમ નથી આપણા વૈદ્યોને પ્રત્યક્ષ શારીરનો અનુભવ નહી હોવાથીજ કયા ઔષધના, કયા અવયવપર, કયા તત્વે શી અસર કરી તે તેઓ ઓછું સમજી શકતા હશે પણ તેથી હેતુમાં કે ફળિતમાં ફેર પડતો નથી દાખલા તરીકે પારાની રસકપૂર જેવી બનાવટથી ઉપદંશનો વ્યાધિ શમે છે એ ઇંદ્રિયવિજ્ઞાન, કેમિસ્ટ્રી અને બીજા શાસ્ત્રોના સિદ્ધાંત પ્રમાણે કયા તત્વે શું કામ કર્યું એ જાણનારા ડાક્ટરો તે વ્યાધિનું શમન કરે છે તેમજ વૈદ્યો પણ રસકપૂરનાં યોગવાળાં ઔષધોથીજ તે દરદ શમાવે છે જો કે વૈદ્યો ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે તત્વનિશ્ચય અને કેમિસ્ટ્રીનું રહસ્ય નહી જાણતા છતાં ડાક્ટરોના જેવું બલ્કે તેથી વધુ સારૂં કામ કરી શકે છે એટલે આપણે માની શકીએ છીએ કે આપણા ત્રિકાળદર્શી અથવા પ્રત્યક્ષ શરીરના અનુભવવાળા પ્રાચીન મહર્ષિઓએ જે જે દરદ માટે જે જે ઔષધ નિર્માણ કરી રાખ્યાં છે તે રસાયનશાસ્ત્ર અને ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રને આધારેજ કરેલાં છે અને આગળ વધીને કહીએ તો આપણા મહર્ષિ પ્રણીત ઔષધોમા વિશેષતા એ છે કે હાલના જમાનાની બુદ્ધિ પ્રમાણે તૈયાર થતાં ઔષધો થોડાંજ વર્ષોમાં ફેરફારને પાત્ર બને છે, ભિન્ન ભિન્ન દેશના લોકોને એક સરખો ગુણ આપતાં નથી, ત્યારે એ પ્રાચીન મહર્ષિઓએ હજારો વર્ષ પહેલાં નિર્માણ કરેલાં સિદ્ધયોગો અને સિદ્ધ ઔષધો આજ દિવસ સુધી દુનીયાના દરેક ભાગમાં રહેનારા દરેક માણસને તે તે રોગમાં અચુક ફાયદો કરનારાં અને રોગ નાશ કરનારાં નિવડે છે આ વાત આપણીજ નથી પણ યુરોપ, અમેરિકાના મોટા મોટા વિદ્વાનોની અનુભવસિદ્ધ છે આયુર્વેદિક અને યુનાની ઔષધોની આ મહત્તા ઓછી છે? હજારો વર્ષો થયાં એ

આયુર્વેદિક ઔષધોએજ આર્યાવર્તની પ્રજાનાં જીવન બચાવ્યાં છે અને ખરૂં કહીએ તો વિદેશી દવાનો પગપેસારો નોતો, આર્યોના શરીરમાં વિદેશી દવાએ પ્રવેશ નોતો કર્યો અને આયુર્વેદિક, યુનાની ઔષધ ઉપરજ હિન્દી પ્રજા નભતી હતી તેના કરતાં હાલ અનેક રીતે દેશની શારીરિક અધોગતિ છેલ્લા એકાદ સૈકાથી થતી ચાલી છે. તેમજ આયુર્વેદનું એ પણ એક મહત્વ તથા શાસ્ત્રીયત્વ સિદ્ધ થાય છે કે ઇંગ્રેજ સરકારના કે દેશી રાજાઓના આશ્રય કે મદદ વિના અને નાનાવિધ રાજ્ય પરિવર્તનમાંથી પસાર થવા છતાં આર્ય ઔષધની ઉત્તમતા જળવાઇ રહી છે. અને આ અમૃત સંજીવની વિદ્યા પુનઃ પલ્લવિત થયેલી હોય કે થવાની હોય તેમ જગત્ આગળ ઉભીજ છે.

આપણે આ વિદ્યાને કે આ શાસ્ત્રનાં ઔષધોને જમાના પ્રમાણેના પોષાકથી વિભૂષિત કરી હૃષ્ટપુષ્ટ બનાવી દુનીયા આગળ મુકી શકીએ તો આપણા પૂર્વજો કે જેઓ જગત્ આખાના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ માનતા હતા તેઓનાં અંતરાત્માઓની વાંછના પૂર્ણ થાય અને કરોડો આર્યોના જીવન રક્ષણ કરવા ઉપરાંત દુનીયાનો પણ ઉપકાર આ શાસ્ત્ર કરી શકે. યુરોપનાં વૈદ્યકશાસ્ત્ર કે તેએનાં ઔષધો ફતેહમંદ થવાનું કારણ તેમનું નિશ્ચિત બંધારણ, પ્રયોગો અને સત્ય ઉપર હોવાનું દુનીયાની નજરમાં તેઓએ આણ્યું છે; તેમ આપણે પણ એજ ગુણનું અવલંબન કરવું અપેક્ષિત છે. આપણાં વૈદ્યક શાસ્ત્રમાં કલ્પના, શ્રદ્ધા અને અતિશયોક્તિનાં તત્વો વધુ હોવાનો આપણાં શાસ્ત્રોપર આક્ષેપ છે પણ આ અનુભવ લીધા વિના કરાતી વાતો છે. આપણે એક રીતે કબુલ કરીશું કે આપણાં શાસ્ત્રો પૈકી અર્વાચીન સમયમાં બીનજોખમદાર વિદ્વાનોએ કર્યાં હોય તેમાં કદાચ અતિશયોક્તિનું તત્વ વધુ હોય પણ જે માન્યગણ્ય આયુર્વેદના દેવતરૂપ મહર્ષિઓએ વિરચિત સંહિતાઓ અને રસશાસ્ત્રો છે તેમાં કાંઇપણ અતિશયોક્તિ હોય એમ આપણે. અનુભવ લઇ ખાત્રી કર્યા વિના માની શકીએ નહી. કોઇપણ સામાન્ય માણસને પણ ખાત્રી કર્યા વિના તુચ્છકારી નાખવી એ વિદ્વાનોનું લક્ષણ નથી. તેથી આપણે ખાત્રી રાખીએ છીએ કે વિદ્વાન્ પુરૂષો અનુભવ લીધા વિના કે સત્યાસત્યનું પરીક્ષણ કર્યા વિના કોઇપણ વાત બહાર મુકતાજ નથી એટલે એવી વાતો કરનાર બીનજોખમદાર માણસોજ છે હું એમ કહેવા નથી માગતો કે તેવી અતિશયોક્તિ ભરેલાં વર્ણનો અક્ષેપાર્હ હોય છતાં સ્વીકારી લેવાં; મારૂં હાર્દ એજ છે કે સત્યાસત્યની પરીક્ષા પછીજ સિદ્ધાંતવાદ સ્વીકારવો. યુરોપના વિદ્વાનોને પોતાના પૂર્વજોના વિચારો અને સિદ્ધાંતોને કાર્યમાં મુકવાની દરેક પ્રકારની

अनुभवसिद्ध करो.

# સિદ્ધ આરોગ્ય રક્ષણશાસ્ત્ર.

લેખક-આર્યવૈદ મયારામ મુંદરજી જેતપરવાળા.

( ગયા અંકના ૭૩મા પાનાનું અનુસંધાન. )

એ બેઉ વર્ગ, આરોગ્યવિનાશક અને રોગકારક કારણો છે. રોગ પેદા કરવામાં સામાન્ય રીતે બેય વર્ગના પણ કાર્ય બને છે, એટલે આરોગ્યવિનાશક કારણ હોવા વિના અથવા રોગોત્તેજક કારણથી રોગ પેદા થવાનો નહીં; પરંતુ એ નિયમને ઘણા અપવાદ છે. રોગોત્તેજક કારણ કોઇ કોઇ વાર એટલાં પ્રબળ હોય છે કે, સારી દ્દઢ પ્રકૃતિના મનુષ્યની રોગપ્રતિબંધકશક્તિને પાછળ હઠાવે છે. એકાદા સપાટાથી પઠાડ કે તડકો ધરો તો દાહ (રોગજ્વર) ઉત્પન્ન થાય છે, અતિપ્રમાણથી અયોગ્ય અન્નનું સેવન કર્યું તો પક્વાશયના વ્યાપારમાં ગેરસોઇ થાય છે, અને એકાદા સ્પર્શસંચારી રોગનું ?? કોઇ કોઇ વાર એટલું એકત્ર થાય છે કે, તેણે કરીને જે મનુષ્ય હરેક રોગની લાયકાત પેદા કરનાર કારણથી નિખાલસ મુક્ત હોય છે, તેને પણ વિકાર (રોગ) ઉત્પન્ન થાય છે. એથી ઉલટાં, જે કારણ સામાન્યપણે રોગ થવાની લાયકાત પેદા કરનારાં હોય છે, તે બહુ વિશેષ થયાં તો બીજા કારણો વચમાં થયા શિવાય પ્રત્યક્ષ રોગને ઉત્પન્ન કરે છે. ઉદાહરણ, ઉષ્ણતા એ શરીરશક્તિ કમી કરીને રોગ જે ઉત્તેજનકારી કારણ હોય છે, તેનું કાર્ય બનવા વિશે શરીરને લાયક કરે છે, પણ જ્યારે અત્યંત ઉષ્ણતા હોય છે ત્યારે તે પ્રત્યક્ષ પણ રોગને ઉત્પન્ન કરે છે. ઉષ્ણદેશમાં લડાઇના પ્રસંગે કેવળ તડકાની લૂ લાગીને જે મૃત્યુ આવે છે, તે ઉપરથી એ વાત સાબીત થાય છે.

આ બે વર્ગ શિવાય ત્રીજા એક વિશેષ કારણનો વર્ગ માને છે, એટલે જે કારણથી કાંઇ વિશેષ જાતિના રોગ થાય છે, તે અન્ય પ્રકારથી કદિ પણ થવાના નહીંજ.

આવી રીતે આ આરોગ્યવિનાશક, ને રોગકારક કારણોની મૂળતત્વરૂપે મૂળ સમજ છે હવે તેને વિસ્તારવાર આગળ કહીએ

**શરીરને રોગને લાયક બનાવનારી વિશેષ હેતુપરંપરા**—૧. સર્વ પ્રકારનાં કારણો, પછી તે વંશપરંપરાના હો અથવા બીજા પ્રકારનાં હો, પણ જે પોષણક્રિયાને બિગ

કરીને શરીરને નિર્બળ સ્થિતિમાં આણે છે તે; ૨. જે કારણોથી પોષણક્રિયાનું અધિકપણું થઇને સર્વ અંગમાં લોહીનું વિશેષપણું થાય છે તે; ૩. જે કારણોથી શરીરમાં વિશેષ રોગ (જેમ, ગાઉટ, પાંડુરોગ ઇત્યાદિ) ઉત્પન્ન થવાની લાયકાત થાય છે તે; ૪. પ્રકૃતિ—શરીરમાં અમુક વિલક્ષણ પ્રકાર બનીને જુદી જુદી પ્રકૃતિ ઉત્પન્ન થાય છે, જેમ, રજ પ્રકૃતિ, પિત્ત પ્રકૃતિ, અને તામસ પ્રકૃતિ. રોગકર સૌક્ષ્મિકો, ઉષ્ણતા, ઠંડી, દુષ્ટ હવા, અતિ શ્રમ, અનેક તરેહના પ્રકૃતિ બાધક ધંધા, શક્તિપાત કરનાર સ્રાવ, (જેમ વિલંબી નાડીવણ, પ્રદર, પ્રમેહ, ભગંદર, કર્ણસ્રાવ, નાખોરી ફુટયા કરવી, ઇત્યાદિ) અતિ મદ્યપાન, અમુક વખત અગાઉ થઇ ગયેલા રોગ, વંશપરંપરાની રોગ થવાની લાયકાત, મનની અવ્યવસ્થા, વય, સ્ત્રીપુરૂષાદિ જાતિ, ખરાબ ટેવ ને વ્યસન, અતિપૌષ્ટિક આહાર કરીને મહેનત ન કરવી, એ સર્વે રોગને લાયક કરનારા કારણોનાં ઉદાહરણો છે.

**રોગ કરનારાં કારણોમાંનાં મુખ્ય કારણો**—જે કારણો યાંત્રિક રીતે અથવા રસાયનિક રીતે કાર્ય કરે છે તે; અયોગ્ય આહાર તે; અતિ વ્યાયામ અથવા અલ્પ વ્યાયામ (મહેનત) તે; મનની ક્ષીણતા અથવા ક્ષોભ તે; મનનો વિકાર અને લાગણીઓનું બરોબર ન થવું અકળાવું તે; સ્રાવનો વધારો તે; મળ મૂત્રાદિકનો જમાવ—અટકી રહેવું તે; અસ્વચ્છપણાથી વર્તવું; ખાળ, કુંડી વિગેરે અસ્વચ્છ ને સડતી રાખવી તે; ઉષ્ણમાનનું વધવું ઘટવું તે; દેશજ તેમજ સૌક્ષ્મિક જંતુઓવડે થનારા મહામારીના (કોલેરા જેવા સંહાર કરનારા ઉડતા રોગ) અને સ્પર્શસંચારે થનારા સૌક્ષ્મિક જંતુના રોગનાં વિષ, ચેપ ઇત્યાદિ એ સર્વ પ્રસક્ત રોગ કરનારાં કારણોનાં ઉદાહરણો છે.

હવે એ આરોગ્યવિનાશક અને રોગ કરનારા કારણોમાંનાં મુખ્ય મુખ્ય કારણોની સમજ પાડવા માટે તેપર વિસ્તારથી વિવેચન કરીએ અને તે પ્રત્યેક માટે જુદી જુદી રીતે કાંઇ વર્ણવીએ.

**प्रमाणथी के गुणथी अयोग्य आहार**—આરોગ્ય અને શક્તિ એને સારા રાખવા સારૂ જે ખોરાકનો ઘનભાગ જરૂરનો છે તે શરીરમાંની ઉષ્ણતા અને સ્નાયુને ત્વચાની ખપતીના પ્રમાણથી હોવો જોઇએ. એ ઉપરથી તે કેટલો જોઇએ, તેનો મનુષ્યના મનની ને શરીરની મેહેનત ઉપરથી નિશ્ચય કરવો. એ વિષે ઘણે ઠેકાણે જોઇને તદન અલ્પ

પ્રમાણુ ૨૪ કલાકમાં ૧૭ ઔંસ, અને પુરતુ પ્રમાણુ ૩૬ ઔંસ ઠરાવેલ છે એ માપ મેહેનત કરનાર, ને મેહેનત ન કરનાર એ બંનેનું પણ કર્યુ છે. જોકે ઘણું કરીને મનુષ્યની ટેવ અને આહારનું પ્રમાણુ એમાં કાંઇ મેળ છે, તોય કાંઇ કાંઇ વિલક્ષણપણાથી તેમાં ફેર પડે છે બે મનુષ્યો એક ધંધો કરતાં છતાં જે આહારથી એકનુ પોષણ થાય છે, તેજ અને તેટલાજ પ્રમાણુના આહારથી બીજું ભૂખે મરે છે.

**અતિશય ખોરાક**--પ્રમાણુ કરતાં વધારે તાણીને અન્ન ખાધું તો, તેનાથી જઠરવ્યાપાર બગડીને અજીર્ણ થાય છે, અને ઉલટી પેદા થઇને અન્ન બાહેર નીકળે છે. ઉલટી ન થઇ તો તે ઉપર જઠરરસનો પુરતો વ્યાપાર ન બનીને તે આંતરડામાં જાય છે, અને તેનો વ્યાપાર બગડીને શળ અને ઝાડો થાય છે. જો અન્ન સ્નિગ્ધ ને પૌષ્ટિક હોય અને પાચક શક્તિનો વિપાક સારો થતો હોય તો સર્વ અંગમાં રક્તાધિક્ય થાય છે. તેમ થયું એટલે પાદાગ્રરોગ (ગાઉટ) ચામડીના રોગ ઇત્યાદિ થવાનો સંભવ હોય છે, અને પૌષ્ટિક અન્નનું અતિમાત્ર ભોજન કર્યુ ને મેહેનત કરવાનુ આળસ કર્યુ તો મેદવૃદ્ધિ થાય છે તે ચર્મ નીચે થઇ તો અંગ જાડુ થયાની માત્ર અડચણુ થાય છે, પણુ જ્યારે તે મેદ (ચર્બી) અંતરં ઇંદ્રિય અવયવોમાં અગર તેની ઉપર જામે છે, ત્યારે તેનો વ્યાપાર બંધ થઇને અથવા તેને વિઘ્ન થઇને, તેથી ભયંકર ઉપાધિ થાય છે તે તે ઇંદ્રિય અવયવોની ફરતું અથવા તેની અંદર મેદ જામવાને લીધે, અથવા જે ત્વચાના જે જે ઇંદ્રિય અવયવો બનેલા છે, તે ત્વચાની જગ્યા તે મેદે લેવાથી થાય છે. હૃદયની ફરતો એક ઇંચ અથવા તે કરતાં વધારે જાડાઇનો મેદનો થર બને છે, એમ કોઇ કોઇ વાર જોવામાં આવેછે. તેનાથી એકાદું મનુષ્ય કાંઇ ઉતાવળનું કામ કરતાં, ભારે તણાતો ડગલો શરીરને ઘાલવાથી જેવી તેને અડચણુ થાય છે તેવી હૃદયને અડચણુ થાય છે. સ્નાયુના સૂક્ષ્મ તંતૂના મધ્યમાં મેદનો સંચય થઇને તે ઉપર દાબ પડવાથી તે કૃશ થાય છે, અને કયારેક ક્યારેક અમુક ઠેકાણે 'સારકસ્ એલિમેંટન' નો નાશ કરીને સારકોલેમમાં તેની જગ્યા ચર્બીકણુ (મેદ) લે છે.

આહારના પ્રમાણુનો પોષણુ વ્યાપાર સાથેજ કેવળ સબંધ છે, એમ નથી, પણુ પ્રાણીદેહજન્ય ઉષ્ણતા ઉત્પન્ન કરવામાં પણુ તેની જરૂર છે. ઉદાહરણુ, ઉષ્ણુ દેશ કરતાં શીત દેશમાં આહાર વધારે જોઇએ છીએ, અને એકજ દેશમાં ઉષ્ણ ઋતુ કરતાં શીત

ઋતુમાં તે વધારે જોઇએ છીએ, ને ઉષ્ણતા ઉત્પન્ન કરનાર પદાર્થ પણ વધારે સેવવા જોઇએ છીએ.

**અલ્પ ખોરાક**—તદન અન્ન પાણી તજી દીધું તો એવા ઉપવાસથી ઘણાને ૮—૧૦ દિવસમાં મૃત્યુ આવે છે, અન્ન વર્જ્યું એટલે પ્રથમ દર્દી કૃશ થાય છે, મોઢું ફીકું થાય છે, સ્નાયુ નિર્બળ થાય છે, નાડી પણ બળહીના થાય છે. પછી કાંઇ વખતમાં બીજા પ્રકારનાં લક્ષણો થાય છે. નાડીની ગતિ ઉતાવળી થાય છે, પ્રલાપ થાય છે, કોઇ કોઇવાર છાતિનો થડકો થઇ હૃદયમાં ધડધડાટ થાય છે ને માથું દુખે છે. એ લક્ષણો ઉપરથી જોકે શરીરવ્યાપાર વધ્યો હોય એમ જણાય છે, તોપણ મુદ્દે તો ક્ષીણતા વધે છે, પ્રાણિદેહજન્ય ઉષ્ણતા ઉત્પન્ન થતી બંધ થાય છે, અને મૂર્છા અથવા ક્ષીણતા થઇને મૃત્યુ થાય છે. મરવા પછી જઠરની ત્વચા જોઇ લેવાથી દાહ થવા પ્રમાણે દેખાય છે. એકાદા મનુષ્યે અન્ન તદન વર્જ્ય કરવા પછી તેને ફરીને અન્ન દેતાં બહુજ સાવધ રહેવું જોઇએ. પ્રથમ દ્રવરૂપ આહાર જોઇએ. અને તે થોડો થોડો ને વારંવાર દેતાં રહેવું.

નિસ આહાર તદન થોડો ને પ્રાણ ધારણ કરવામાં અસમર્થ હોય તો ભુખ બેશી જાય છે, અને ભુખથી કાંઇ વખત જીવ વ્યાકુળ થઇને ત્યારબાદ કાંઇ દિવસે અન્ન અભાવ થાય છે. જ્ઞાનતંતુઓની ક્ષીણતા થાય છે. એ સર્વ જીવનવ્યાપારની ક્ષીણતા ઉપરથી, બુદ્ધિ અને સારૂં નરતું જાણવાની શક્તિ ક્ષીણ થવા ઉપરથી, અને સાધારણ જ્ઞાનશક્તિ કમતી થવા ઉપરથી સાબીત થાય છે. અન્નથી બે કાર્યો થાય છે. પ્રત્યેક જીવનવ્યાપારથી જે ત્વચાનું ખપી જવું થતું જાય છે તેની જગાએ નવી ત્વચા થાય છે. પ્રાણિદેહજન્ય ઉષ્ણતા ઉત્પન્ન કરવામાં જે પદાર્થ કામ લાગે છે, તેનો એક મુખ્ય ભાગ અન્ન છે. શરીરનું પોષણ સારૂં હોવા સારૂ અન્નમાં નૈટ્રોજન તત્વ હોનારા પદાર્થનું યોગ્ય પ્રમાણ હોવું જોઇએ, અને પ્રાણિદેહજન્ય ઉષ્ણતા ઉત્પન્ન કરવામાં કારબોન હોનારા પદાર્થનું પુરતું પ્રમાણ હોવું જોઇએ. એટલા માટે બે જાતીનાં અન્ન જરૂર જોઇએ. એટલે નાઇટ્રોજનવાળાં અને કાર્બોનવાળાં. પરંતુ શરીરવ્યાપાર સારી રીતે ચાલવા સારૂ ચાર પ્રકારના અન્ન સેવન કરવાની જરૂર છે. ૧. ત્વચા આદિનું પોષણ થવાને નાઇટ્રોજનવાળાં પદાર્થો. ૨. દહનથી પ્રાણીદેહજન્ય ઉષ્ણતા ઉત્પન્ન થવા સારૂ કાર્બોનવાળાં પદાર્થો. ૩. સ્નેહપ્રચુર પદાર્થ—જેની ક્રિયા બે પ્રકારની છેઃ—પ્રાણિદેહજન્ય ઉષ્ણતા રાખવી, અને નાઇટ્રોજનવાળા પદાર્થની વિપાક (પાચન) કરવામાં કાંઇ પ્રકારથી સહાય કરવી. ૪. ક્ષાર

પદાર્થ એ અસ્થિ ત્વચાને પૂર્ણ કરવા સારૂ ખપે છે. કયા કયા પદાર્થનું કેટકેટલું પ્રમાણ જોઇએ, એનો નિશ્ચય સ્વબુદ્ધિથી અને અનુભવે થાય છે. તોપણ ઉદાહરણ માટે સાધારણ પણે કહીએ તો, એક સારા તન્દુરસ્ત ને મેહેનતુ આદમીને તે માંહેલા દરેક ખોરાકની દરરોજ કેટલી જરૂર છે તે નિચે પ્રમાણેઃ—

| (પાણી વિના વજન) | ઔંસ. | પ્રમાણ. |
|---|---|---|
| નાઇટ્રોજનવાળા પદાર્થ. | ૪ ૫૮ | ૧ |
| ચરબીવાળા. | ૨.૯૬ | .૬ |
| સ્ટાર્ચ ( પરશુદી ને સાકરાદિ ચીજો ) | ૧૪ ૨૫ | ૩ |
| ક્ષાર ( સર્વ મળી ) | ૧.૦૫ | .૨ |
| | ૨૨.૮૪ | ૪.૮ |

આ વજન પણી વિના સુકા ખોરાકનું છે. પણ હમેશાં ખોરાકની સાથે પાણી હોય છે તે સુદ્ધાં ગણીએ તો સુમારે ૪૦ ઔંસ ખોરાક જોઇએ. તે શિવાય પીવાને પાણી ૫૦ થી ૮૦ ઔંશ દર દિવસમાં જોઇએ છીએ દર માણસનો ખોરાક થોડો કમી જાસ્તી હોય છે. તેનું કારણ તેના શરીરનો બાંધો, મહેનત તથા દેશની હવા છે. થંડા દેશમાં ગરમ મુલક કરતાં થોડો વધારે ખોરાક જોઇએ છીએ. એ પ્રમાણે એ સર્વ ભક્ષ્ય પદાર્થ જરૂરના છે. એમાંથી એકાદની પણ ન્યુનતા થઇ તો તેની ગેરહાજરીથી શરીરમાં અમુક દિવસમાં રોગ થાય છે. પોષણને જરૂરના જે ઘટક અવયવો છે; તે સર્વ જેમાં હોય એવાં અમુક ખાવાનાં પદાર્થો તે ; ઉદાહરણ, રોટલીને દુધ અથવા દાળ ભાત શાક અગર ખીચડી ને દુધ. બીજી જાતિના એકાદ પદાર્થ કરતાં આમાંના મુખ્ય એક ઉપરજ ઘણા દિવસ ઉપજીવન થાય છે. ચોંયશીંગ વિગેરે જેમાં નાઇટ્રોજન ને કાર્બોનવાળા ભાગોનું ઘટનું પ્રમાણ છે, એવા એકાદા પદાર્થ ઉપર મનુષ્યનું ઉપજીવન થાય એમ કલ્પનાથી જણાય છે ખરૂં, પણ ચાલતા તે વિધિના પ્રસંગોમાં જોતાં એમ બનતું નથી. એનુ કારણ એ કે, એકજ પદાર્થ સદા ખાવું જારી રાખવાથી તેનો કંટાળો આવે છે, અને કાંઇ વખત જતાં તે પદાર્થ એટલો તો અરૂચિકર થાય છે કે, ભુખથી જીવ વ્યાકુળ થએલો ને જારી અન્ન તજી દઇ બીજું અમુક અન્ન ખાવા તરફ ધાય છે. પણ જો તે એકનુ એક અન્ન પુરતું પોષક હોય, તોય તેમાં ઉપરાઉપર ફેરફાર ન કરતાં એમ ને એમ જારી રાખવામાં આવે

તો તેથી સારૂં પોષણ ન થવાથી જે ખરાબ પરિણામ થવાનું તે થાય છે. આરોગ્ય રક્ષણ માટે પ્રાણિજ અને ઉદ્ભિજ અન્નનું ઘટતું પ્રમાણ હોવું જોઇએ. ઉદ્ભિજ અન્ન તદ્દન વર્જ્ય કર્યું તોય રોગોત્પત્તિ થાય, અને કેવળ ઉદ્ભિજ અન્ન ઉપરજ ઉપજીવન કર્યું તોય શરીર નિરોગ ને સશક્તિક રહેનાર નહિ.

**હાનિકર આહાર**--અન્નમાં ખરાબ રજકણ, રોગ બીજ, સડેલું કે બહુ જુનું તેમજ તૃણ કેશાદિ પદાર્થ હોવાથી અને તેમાં પોષક ગુણ ને ઉષ્ણતા ઉત્પન્ન કરવાનો ગુણ, અથવા એ બેઉ ન હોવાને લીધે તે ખરાબ પ્રકારનું થાય છે. અન્નમાં જે અનન્ય (અન્નભિન્ન) પદાર્થ હોય છે તે આ પ્રમાણે:--મીઠું, ખારો, મરચાં, હવેજ, મસાલો, અથાણાં મુરબ્બાદિ. એ અલ્પ પ્રમાણમાં ઉપયોગી છે, ને તેમાં મુખ્ય કેટલાંક પાચનશક્તિને બહુ સહાય કરનારાં છે. પણ તે વધારે ખાવાથી જઠરની પિચ્છ ત્વચા (શ્લેષ્માવરણત્વચા) નો ક્ષોભ થાય છે, અને તેના વ્યાપારમાં ગેરસોય થાય છે, અથવા રક્તસંચય થાય છે, તે કોઇ કોઇને તો દાહ (વરમ) સુદ્ધાં પણ થાય છે. હરસ, મંદાગ્નિ જેવાં કેટલાક રોગનાં મૂળ રોપાય ને તેમાંથી બીજા મોટા રોગ થવાના સંપૂર્ણ સંભવ હોય છે.

પોષણ પુરતી રીતે ન થવાને લીધે શરીરમાંની ચર્બીનું શોષણ થઇ જાય છે. એટલે શરીરને ગર્મી પુરી પાડવા માટે ખોરાકમાં કાર્બોનવાળા પદાર્થ પુરતાં ન મળવાને લીધે, તેને બદલે, શરીરગર્મીને પુરી પાડવા શરીરમાંની ચરબી મેદ ખપવા લાગે છે. તેથી મનુષ્ય ભરાવદારપનું મટી ફીકું થએલું લાગે છે; અને મજ્જાતંતુ આદિ કરતાં ખાસ કરીની સર્વ ત્વચાની ક્ષીણતા થાય છે. પૌષ્ટિક દ્રવ્ય કમી હોવાથી રક્ત સારૂં થતું નથી. ને જે થાય છે તે પાતળું થાય છે, ને પોષણક્રિયા ક્ષીણ થાય છે. એમ થવાથી ખપનીવડે અથવા નાશથી જે ધાતુ પદાર્થ કમી થએલા હોય છે, તેની જગાએ બીજા ધાતુ પદાર્થ ઉત્પન્ન થતા નથી. અનેક ત્વચાની ક્ષીણતા, અને આંખમાં દાનિંઆ ઉપર ને બીજે ઠેકાણે ક્ષતો થવાં, એનું કારણ એ વાત ઉપરથી ખુલ્લું થાય છે. પેઢાં સુજીને વાદળી રંગ પીખાય જવાં, ને ઠેકઠેકાણે રક્ત ઝરી જામવું, અને બીજાં રક્તા (રક્તાં) નાં લક્ષણો ઉત્પન્ન થવાં, એ સર્વ રક્તની સ્થિતિ બગડવાથી થાય છે.

અપૂરતું પોષણ થવાથી ખરાબ પરિણામ થવાનાં ઉદાહરણો પુષ્કળ જોવામાં આવે છે. અન્ન અને રોગ એ બે વચ્ચે જે સંબંધ છે તે એટલો તો છતરાયો છે કે, દુકાળ અને મરકી વિષેની કલ્પના ઘણા એકના મનમાં એક પછી એક ઉઠતી હોય છેજ. સુમારે

૨૫ વર્ષ આગળ આ સંબંધ વિષેનાં મનમાં ઠસવા જોગ કેટલાંક ઉદાહરણ બનેલાં છે, સન ૧૮૧૭-૧૮ માં કચ્છ ને કાઠીયાવાડમાં દુકાળ પડયો હતો. તે પછી સન ૧૮૧૯માં એક શક્તિપાત કરનારો તાવ પેદા થઇને, તેથી બેસુમાર મનુષ્યોનો સંહાર થયો. સન ૧૮૩૬ માં મરવાડમાં દુકાળ પડવા પછી પાલી શહેરમાં એવોજ તાવ પેદા થઇને, તેમાં સપડાયેલાં મનુષ્યોમાંથી મુખ્યત્વે કૈં મનુષ્યો મુવાં. સન ૧૮૪૫ માં આયર્લંડમાં બટેટાના પાકનો નાશ થવાને લીધે દુકાળ પડવાથી ઘણુંએક લોક ઉપવાસથી મર્યાં; પરંતુ તે પછી રોગથી જે મર્યાં તે સાથે ભુખથી મરેલાંની તુલના કરી, તો કશા લેખામાંજ નહીં.

અતિ ઉષ્ણતા લાગવાનું પરિણામ—કેટલાક અંશ સુધીની ને અલ્પ સમય પર્યંત આકરી ઉષ્ણતા કાંઇ પીડા થયા વિના સહન થઇ શકે છે જે ભઠ્ઠીની ઉષ્ણતા ૨૬૦ (ફ્યારનહેટ) થએલી હોય છે, ત્યાં નજીક લોક જઇને કાંઇવાર સુધી રહી શકે છે. પરસેવો ઓહોળો આવવો ને નાડી ઉતાવળી ચાલવી, બહુ તો એટલું પરિણામ તેપર થાય છે તેના શરીરના અંદરના ભાગની ઉષ્ણતા વધતી નથી. પણ અતિ ઉષ્ણતા નિરંતર સેવન કરતાં શરીરમાં ભયકર ખરાબી થવાની, અને શરીરને મહેનત પડેલી હોય, તો વિશેષ કરીને થવાની તે ફેરફાર થોડો થયો તો સતત જ્વરનાં ચિન્હો થાય છે. પરંતુ તે બહુજ જોરમાં થયો તો તો મજ્જાતંતુ જાળ પ્રસક્ષ કે એકબીજાના સંયોગે સપડાય ને શ્વાસોચ્છ્વાસક્રિયા મંદ થાય છે, અને કયારેક કયારેક મૂર્ચ્છા, ને કયારેક સંન્યાસ, ને શ્વાસાવરોધ થઇને મૃત્યુ થાય છે.

એ પરિણામ ઉત્પન્ન કરવામાં ઉષ્ણતાનું કાર્ય કઇ રીતથી બને છે, એ માટે હજુ વિવાદ છે. પ્રસક્ષ મગજના વ્યાપારી ભાગ ઉપર કાર્ય કરીને મૂર્ચ્છાથી અથવા રક્તજ મૂર્ચ્છાથી મૃત્યુ આવે છે એમ કેટલાકનું કહેવું છે. બીજાઓની કલ્પનાઓ એવી છે કે, પ્રથમ તેનું કાર્ય પેટ અંદરની મજ્જાના સોલર પ્લેક્સસ નામે ભાગ ઉપર થાય છે, અને પછી હૃદયનું કાર્ય બંધ પડે છે. કયારેકીક ધમનીનું ઉડવું, મસ્તક તપ્ત થવું, અને પ્રલાપ (બકારો), એ લક્ષણો કાંઇ ઉદાહરણોમાં સ્પષ્ટ હોવા ઉપરથી મગજનો દાહ છે એમ કેટલાકને જણાય છે આ તરફ રક્તની સ્થિતિમાં કાંઇ ફેરફાર થાય છે એ મત બહુજ પ્રબળ છે; અને કયા પ્રકારની વિકૃતિથી એ લક્ષણો થાય છે એનો નિર્ણય કરવા માટે પ્રયત્ન કર્યા, પણ તે નિષ્ફળ થએલા છે. રોગ ઉત્પન્ન કરવામાં અતિ ઉષ્ણતાનું કાર્ય કઇ રીતીથી થાય છે, એ વિષે હજુ આપણું માનુષી જ્ઞાન બહુજ અલ્પ છે. એક રીતે તેનું

કાર્ય બનવા જોગ છે, તે રીતિ તરફ તત્વવેત્તાઓનું લક્ષ લાગેલું છે એમ જણાતું નથી. બાહ્યચર્મ તરફથી જે શીતકાર્ય કરનાર ક્રિયા બને છે તે કમી હોવાને લીધે રક્તની અને શરીરની ઉષ્ણતાનું માપ વધતું ન થઇ જાય એની ખાત્રી શું?

**अति शैत्य लागवानुं परिणाम**--જેમ કડક ગર્મી અમુક વખત પર્યંત રોગ ન થતાં સહન થઇ શકે છે, તેમજ બહુજ થંડી અમુક પ્રસંગે ઉપદ્રવ થયા શિવાય સહન કરવામાં આવે છે. ધ્રુવ તરફ રહેનાર અને તે તરફ પ્રવાસ કરનાર લોક એ આ વાતનાં ઉદાહરણો છે. એમાં પ્રાણિદેહજન્ય ઉષ્ણતા વધારે ઉત્પન્ન થવાથી થંડીનું ઉપદ્રવકારક પરિણામનું નિવારણ થાય છે. તે ઉષ્ણતા વધારે ઉત્પન્ન થવામાં કારણોનવ.ગા અસતી ભરતી અને ઉઘાડી હવામાં મોકળાપણે મહેનત એ અતિ જરૂરનું છે; પણ જ્યારે ઉષ્ણુતા ઉત્પાદક શરીર શક્તિનો અને ઉષ્ણુમાન કમી થવાનો સંબંધ તુટે છે, એટલે જેમ અન્ન અપૂર્તુ હોવાથી, શરીરને શ્રમ પડવાથી, અથવા અનેક શરીરવ્યાપાર મંદ ચાલવે કરીને શરીર નિર્જીર થાય છે. ત્યારે થંડીથી સર્વ દેહ ઉપર જોરાવર શામક કાર્ય બને છે, અને મૂર્ચ્છા ને સંન્યાસ થઇને મૃત્યુ થાય છે.

અસંત થંડી (હીમ પડે છે તેવી અને તેથી વધારે હદની) થી સુસ્તી આવે છે. અને નિદ્રા લેવાની ઇચ્છા થાય છે, પણ તે લીધી તો સંન્યાસ (અચૈતન્ય) થઇને મૃત્યુ થાય છે. કડક થંડીથી કોઇ કોઇ વાર કેફ કરવા મુજબ મનુષ્યની અવસ્થા થાય છે. બુદ્ધિ ફેરફાર થઇને જ્ઞાનનો ઘટાડો થાય છે, ને મદ્યપાન કરેલા મનુષ્યની પેઠે પ્રશ્નના ઉત્તર તે તરફથી ઘટતી રીતે મળી શકતા નથી. એવું થંડીનું પરિણામ ઘણુંકરીને જેનું પોષણ સારી રીતે થતું નથી તે ઉપર થાય છે. ઉષ્ણ કટિબંધમાંના દેશોમાં થંડીથી સ્પષ્ટ પરિણામ થનાર નહીં એમ કદાપિ જણાશે; પરંતુ થંડીની અસરનો અટકાવ કરવાની શક્તિ પ્રાણિદેહજન્ય ઉષ્ણતા કરવાના પ્રમાણથી હોય છે એ વાત લક્ષમાં રાખવી જોઇએ. એ શક્તિ ઉષ્ણતાના વધારાની લાંબી અસરથી કમી થાય છે એ જાણવામાં છે. એ ઉપરથી એમ થાય છે કે, સમશીતોષ્ણ દેશમાં જે થંડીનું માપ વગર જોખમી હોય છે, તે ઉષ્ણ દેશમાં અસંત ઉપદ્રવ કરનાર હોય છે.

પ્રસક્ષપણે થંડીની અસર થએલ મનુષ્યો આ તરફની ઇસ્પિતાલોમાં વારંવાર જોવામાં આવે છે, તેમજ મોટી મોટી હિંદુસ્તાનની ઇસ્પિતાલોમાં જોવામાં આવતાં હશે, એ અનુમાન કરવામાં શંકા જેવું છે નહીં. ડિસેંબર અને જાનેવારી મહિનામાં રાત્રીએ

तुरगगन्धाक्काथेन विपचदाज्यमुत्तमम् । ऋतुकाले मुहु पीत वध्याना गर्भद परम् ॥

सिन्धूत्थ शरपुन्न पयसा सघृष्य वामर नितयम् ।

पीत चेदृतुकाले नारीणा गर्भद श्रेष्ठम् ॥

मिधुरामठयोश्चूर्ण क्वथित्वा काजिके सह । तेन मा मृतगर्भापि मूते तूर्ण च बालकम् ॥

क्काय क्षीरेण सक्काथ्य गुडूचीमूलसभवम् । स्तन्यहीनाश्च या नार्य पिबेयुर्वामरत्रयम् ॥

मधुना विमिश्रितैरेश्च तिले मद्दार्कराम्बुजतलैश्च जले ।

अविपूर्णगर्भपतने मुतनो परिभक्षितैर्भवति नैव भयम् ॥

गव्य वा माहिष मर्पिः कटुतैलेन सयुतम् । तिक्कालज्ञावनीरात्रीतुरगीभिश्च साधितम् ॥

चतुर्भागावशेषेण कुचास्तेन विमर्दिता । भवति श्रीफलाकारा. कठिनाश्च विशालिन. ॥

श्यामाविषेक्ष्वाकुवचामृताभिस्तैल विपक्व मधून करोति ।

कुचौ युवत्या॰ कलशप्रकाशौ पानेन नस्येन विमर्दनेन ॥

शमान्हाया रात्रिसिन्धूत्थमिश्राल्लेपात्कदा योनिजातो विनश्येत् ॥

विशति झटिति योनिर्नि सृता कारवल्ल्यास्तुषजलपरिपिष्टस्यैव मूलस्य लेपात् ॥

नारीणा तु सह शूल कामगेहसमुद्भवम् । भक्षणाद्यावशकस्य यावमुद्यविलेपनात् ॥

योनेर्नवाभवरस सुरमाशिखरीदलस्य सहिता निहित ।

कुरुते नितातसुभग च भग विगतव्यथ च किल सकुचितम् ॥

उशीरमासीजलचन्दनैश्च सपद्मके केमरकुष्ठयुक्ते ।

निरात्रमुद्वर्तनक वरांगे प्रक्लेददुर्गधविनाशहेतु ॥

क्वाथस्तिलाना त्रिदिन निपीतो भारगिविश्वामगधामरीचै ।

तारुण्यभावे विगतेपि नार्या. पुष्प प्रशस्त प्रकटीकरोति ॥

तैलेन सिन्धूत्थविमिश्रितेन ऋतौ प्रलेपो भगरन्ध्रमध्य ।

करोति रडा निदिन कदाचिद्गर्भं न धत्ते किल निश्चित तत् ॥

पुष्पीपत्र च लोध्र च समभागानि कारयेत् । दद्यात्लेपो भगस्याथ प्रसूताप्यक्षता भवेत् ॥

वेतसस्य च मूलानि क्वाथयेन्मृदुवन्हिना । भगप्रक्षालनात्तेन गाढत्वमुपगच्छति ॥

वचानीलोत्पल कुष्ठ मरीचानि तथैव च । अश्वगधा हरिद्रा च गाढीकरणमुत्तमम् ॥

बिल्व चातिविषा मुस्त विश्वैषा चूर्णमिकृत् । क्षौद्रावलीढ बालाना ज्वरातीसारनाशनम् ॥

हरिद्राद्वयमध्द्याह्वमिहीशक्रयवै मह । शिशोर्ज्वरातिसारघ्न क्वाथ स्तन्यविशोधन ॥

शृगीशठीवत्सकशाकराम्नाचूर्ण शिशूना मधुनावलीढम् ।

श्वासं च कासं च कफं निहंति चिरप्रवृध्यां च वमिं क्षणेन ॥
एलीयकः पूतनया निपीतः श्लेष्मानिलानाहहरः शिशूनाम् ।
मुरोचनो वन्हिविवर्धनश्च शकाकषायो मधुना विमिश्रः ॥
सयावशूको विनिहंति मूत्रग्रहव्यथां गोक्षुरजः कषायः ।
शिलाजतुः सद्घननादमूलरसेन युक्तः किल बालकानाम् ॥
दीपानलोर्ष्णीकृतपक्वपीनं भुजंगवल्लीदलमर्भकस्य ।
आनाहपीडां जठरे निवध्यां निहंत्यजीर्णं पयमानिलार्तिम् ॥ (४३१-४५१).

॥ इति पंचमः समुदेशः ॥



**મૃત્તિકાયોગ**--કાળી માટી તોલો ૦॥ ગાયના દુધમાં ડોઇ કાંકરી કાઢી પાવાથી તથા **શાલ્મુયોગ:** ભીંડીવેલનાં પાન તોલા ૨ ચોખાના ઓસામણમાં વાટી પાવાથી રક્તપ્રદર મટે. વાળો, દશમૂળ સરખે ભાગે ખાંડી તેમાંથી ૧ તોલો ભુકો પાણીમાં વાટી સ્વરસ કરી પાવાથી શ્વેત અને રક્ત પ્રદર મટે. **ઘનનાદયોગ** તાંદળજાનું મૂળ તોલો ૧ ગાયના દુધમાં મેંદા જેવું વાટી મધ નાખી પાવાથી. **બલાદિયોગ** બળદાણાનું મૂળ તોલો ૧, બોરનો ગર્ભ તોલો ૧, ગોળ તોલો ૦॥ સાથે વાટી પાવાથી પ્રદર મટે. **લાક્ષાદિયોગ** બોરડીની લાખ તોલો ૦॥ ઘીમાં શેકી બારીક કરી દુધ સાથે પાવાથી રક્તપ્રદર મટે. **રક્તચંદનાદિયોગ** ચોખાના ઓસામણમાં ઘસેલી રતાંજળી તોલો ૦॥, કમળકંદ તોલો ૧, સાકર તોલો ૧॥ સાથે વાટી પાવાથી તથા **તંદુલીયાદિયોગ** તાંદળજાનું મૂળ તોલો ૧, સાકર તોલા ૨, બીવાની છાલ તોં. ૧ વાટી ચોખાના ઓસામણ સાથે પાવાથી રક્તપ્રદર મટે. **ધાત્રીયોગ** આમળાંનાં બી તોલો ૧ ચોખાના ઓસામણમાં વાટી પાવાથી તથા **નાગકેશરાદિયોગ** નાગકેસર તોલો ૦, મોથ તોલો ૦॥, સાકર તોલો ૧॥ સાથે વાટી ચોખાના ઓસામણમાં પાવાથી શ્વેતરક્તપ્રદર મટે. **ઇંદીવરયોગ** કમળનો કંદ તોલો ૧॥ શેડકઢુ (ધારોષ્ણ) દુધમાં વાટી પાવાથી ગર્ભ રહે. **જપાયોગ** જાસુદનાં ફુલ તોલો ૧, જાસુદનું મૂળ તો. ૦॥ ઉકાળો કરી ઠારી પાવાથી વાયુ પિત્ત કફ વગેરે દોષને કારણે ગર્ભ બરાબર પોષાતો ન હોય તે પુષ્ટ થાય. **તુરંગગંધાયોગ** આસોંધ તોલા ૧૦ ને પાણીમાં વાટી તેથી દસગણું પાણી અને ૫ ગણું

સમભાગે વાટી ગુહ્યભાગમાં પ્રસવ થયા પહેલાં ચોપડવાથી ક્ષત (પીડા) થયા વિના છોકરૂં જન્મે. **ગાઢીકરણ યોગ** નેતરનાં મૂળના ઉકાળાથી ગુહ્યભાગ હમેશાં ધોવું. **ગાઢીકરણ યોગ** વજ, કમળ, કુઠ, મરી, આસોંધ, હળદર, સમભાગે ખાંડવાં ૧ તોલાનો ઉકાળો કરી પ્રક્ષાલન કરવું.

**બાળકોના રોગ–જ્વરાતીસારહર યોગ** બીલીનો ગરભ, અતવશેકની કળી, મોથ, સુંઠ, સમભાગે ખાંડવાં. ૩ થી ૯ રતિ મધમાં ચટાડવાથી તાવ સાથે થતા ઝાડા મટે. **જ્વરાતીસારહ્ન પ્રયોગ** હળદર, જેઠીમધ, બેઠી ભોરીંગણીનું મૂળ, અંદરજવ સમભાગે ખાંડવાં. ॥ તોલાનો ઉકાળો કરી મધ નાખી પાવો. **શ્વાસાદિ હર પ્રયોગ** કાકડાસીંગી, કચુરો, કડાછાલ, જેઠીમધ, રાસ્ના, સમભાગે ચૂર્ણ કરવું. ૨ થી ૬ રતી મધ સાથે ચટાડવું. શ્વાસ–સસણી, ઉધરસ, કફ, ડબરી વગેરે દરદ મટે. **આનાહાદિહર પ્રયોગ** એળીઓ તોલો ॥, હરડે તોલો ૧, સાથે ખાંડવાં ૨ થી ૩ રતી પાણીમાં વાટી પાવાથી આફરો, મળબંધ, વાયુ, કફ વગેરે મટે **મંદાગ્નિહર પ્રયોગ** ઇંદ્રામણાનાં મૂળનો ઉકાળો મધ સાથે પાવાથી રૂચિ અને જઠરાગ્નિ વધે **મૂત્રકૃચ્છ્રહર પ્રયોગ** ગોખરૂનો ઉકાળો, જવખાર સાથે પાવાથી અટકી ગયેલો પેશાબ છુટે. અથવા નાંદળાના મૂળનો ઉકાળો, ૧ થી ૩ રતી શિલાજીત નાખી પાવાથી પણ મૂત્રકૃચ્છ્ર મટે. **ઉદરરોગહર પ્રયોગ**—નાગરવેલનું પાકેલું પાન તેલને દીવે તપાવી નીચોવી રસ કાઢી તેમાં જરા દૂધ મેળવી પાવાથી આફરો, બંધકોશ, અપચો વગેરે મટે. (૪૩૧–૪૭૨)

ઇતિ પંચમ: ૫ સમુદ્દેશ.

---

## श्वास, कास, हिक्का, स्वरभंग, आमवात, पाण्डु, कामला, क्षयरोग चिकित्सा
## શ્વાસ, ઉધરસ, હેડકી, સાદ બેસી જવો, સંધીવા, પાંડુ, કમળો, ક્ષયરોગના ઉપાયો.

भार्ङ्गीशुण्ठ्यतिविषापथ्यानां मधुना वटी । खादेत्साय प्रभाते च कासश्वासविनुत्तये ॥
प्रातर्निपीतथलपङ्कजाता रसो भवेच्छोणितकासहारी ।
वारीन्दुपत्नीरजसा विमिश्रो द्यलं मुखाद्धारयति क्षणेन ॥
फलत्रिकं त्रिकटुकं निर्गुंडी कटुका वचा । मुण्डीवासामृताब्राह्मीभृंगराजोऽश्वगंधिका: ॥

मासमात्रमवनीतलसंस्थं शुद्ध 'आसववरो भवतीत्थम् ॥
पलार्धमात्रं च निषेवतेस्य भृंगासवः पाण्डुनिषूदनः स्यात् ।
फलत्रिकच्छिन्नरुहाहरूपकिराततिक्तैश्च कृतः कषायः ॥
निहंति माक्षीकयुतं चिरोत्थं सकामलापाण्डुगदामवातम् ।
हरवीर्यशुल्वबलयश्च समा महिषाख्यकस्त्रिगुणितः कथितः ।
विषमत्र गुग्गुलुसमं विहितं सकलं विमर्ध सलिलेन ततः ॥
यवमात्रमत्र हरपूजनतः क्षयपाण्डुनाशनमिदं कुरुते ।
सुरदालिशुष्कफलचूर्णमथो चिरकामलागदहरं भवति ॥
नस्यतो नयनरोगचयं सलिलं निपितमथ नासिकया ॥
दारोर्निशाक्षवरतिक्तशिवामलाना कांडरुहाम्बुदकमूलशतावरीभिः ॥
शर्करासहगतो हि कषायो माक्षिकेण सहलोचनरुग्घ्नः ॥
त्रिफलदारुनिशागजकेशरं सफलपत्रकदिङ्ककन्यकाः ।
सममितानि समा सितशर्करा मधुयुतं च लिहेत्सकलौषधैः ॥
हरति पाण्डुगदं सहलीमकं जठररुक्सहितं सहकामलम् ॥
विडंगं पूतना कन्या पिप्पलीधान्यशर्कराः । श्रीफलं सर्वमेकत्र चूर्णितं कमलापहम् ॥
त्रिकटुकाब्दविडंगचित्रकाः कासमर्दवरलोहजचूर्णम् ।
मधुयुतं च लिहेत्पयसा ना सपदि कामलया परिमुच्यते ॥
मुस्तकामिकविडंगदारवः शैलजातकसुवर्णमाक्षिकाः ।
नागकेसरनिशाकटुम्भिका द्राविडीदलफलत्रिकत्वचः ॥
मंक्षुतैश्च परिचूर्णितैः समैः शर्करात्रिगुणिकाष्टभागिकम् ।
लोहचूर्णममलं विनिक्षिपेत्पाण्डुरोगविनिवृत्तये शुभम् ॥
आमवातकरिकेसरिरूपो योग एष विबुधैः सुसंमतः ।
बब्बूलतरुपत्राणां रसो दुग्धसमन्वितः । सशोफं वातपित्तोत्थं हन्ति पित्तं सुदारुणम् ॥
गुरुसिन्धुशणक्षारश्चाग्निमंथरसैः सह । पिष्ट्वा शोफार्दितानां च प्रलेपः शोथहारकः ।
अग्नेरपाटवमतिश्वसनं च कासः शीतज्वरोतिकृशताबलवर्णहानिः ।
विड्भेदनं च वमनं रुधिरं स्रवेच्चेत्तस्य स्मृतं हि गदराजविपाकलक्ष्म ॥
दानैर्जपैर्गुरुसुरार्चनया तपोभिः शास्त्रोक्तपुण्यकृतिभिर्द्विजवन्हिभक्त्या ।
संसेवनात्सदनु सूतवरस्य नान्यत्कार्येण याति भिषजां खलु साध्यतां सः ॥

त्वक्पुष्पपत्रफलमूलकृतोरुपायै क्वाथावलेहगुटिकासवचूर्णमुख्यैः ।
नो साध्यता व्रजति रोगरूपा नराणां सूत विना गदगजव्रजसिंहमेकम् ॥
सूतेन तुल्यं कनकस्य भस्म द्वाभ्यां समं मौक्तिकचूर्णमुक्तम् ।
तुल्यो बलिष्टङ्कणवद्पादभागो रसात्काजिकपिष्टमेतत् ॥
गोलं विधायाथ मृदावलिप्य संशोष्य भाण्डे लवणाभिपूर्णे ।
पचद्दिनाते पुटपाकलीला नाम्ना प्रसिद्धः कुमुदेश्वरोऽयम् ॥
स्मृत्वा शिवं शिवकरं करुणासुधाब्धिं गत्वा शरण्यममरं शरणं नतागः ।
सर्पिर्मरीचरजसा परिमिश्रितं तद्वल्लं लिहेच्च गदराजविनाशनाय ॥
पित्ताधिक्ये मागधिक्षौद्रमिश्रं लिह्यान्मासं मुद्गशाल्योदनानि ।
आज दुग्धं गोदधि स्वादु हृद्यं भोज्यं शस्तं द्विर्निवारं बलिष्टम् ॥
तैलं बिल्वं रामठं कारवेल्लं शाकं वर्ज्यं राजिकाकारमर्दम् ।
विभावितं सैंधवमर्कदुग्धे गोक्षीरपीतं गलरोगहारि ॥
विड्बन्धनाशाय सितासमेतं मूलं निपीतं यत्रचिंचिकाया ।
सूतस्तथा टङ्कणगन्धकौ च जपालबीजं क्रमतोऽभिवृद्धि ॥
आर्द्रद्रवेणाथ विमर्द्य गव्य ज्वरप्रणाशाय विरेचनाय ।
रामठेन सहितं च काकिनीचूर्णकं सकलवातिनाशनम् ॥
भृङ्गभृङ्गसहितं हि जीरकं भर्जितं घृतयुतं निरेकहृत् ।
केवलापि विजयातिसारहृत्पित्तशोफशमनो घनध्वनि ॥
जाड्यशोपशमनं सुबोधनं मालतीप्रसवमात्स्यधारितम् ।
विक्रान्तं पिप्पलिरक्तचन्दनं कस्तूरिकाचिनरहस्तिकेसरा
तृटिस्तुगाक्षीर्यगरुश्च शुंठी त्वक्काश्मीरवरागमत्रा ।
कक्कोलजातीफलहेमवालं सर्वं समांश तगरं च चूर्ण्यं ॥
सिताष्टभागं पलपादमानं भुक्ते क्षयापद्रवनाशमारि ।
विडभेदनं क्षीणबलं गताग्निं अनात्मवन्तं च विशापितं क्षयम् ॥
असाध्यरूपं तमुदाहरति हतस्वरं हीनवपुः श्रियं च ॥ (३७२-४७५)

॥ इति षष्ठः समुद्देशः ॥

**કાસાદિહરીવટી**—ભારંગી, સુંઠ, અતિવિષ, હરડેદળ સરખે ભાગે લઇ ખાંડી મધમાં ચણા જેવડી ગોળી વાળવી. ૬ થી ૧૨ ગોળી રાત દિવસમાં મળી ઉધરસ શ્વાસમાં આપવી. ઉધરસ સાથે લોહી પડતું હોયતો પીપળાનાં કુણાં પાન તોલા ૪ વાટી થોડું પાણી નાખી રસ કાઢવો તેમાં બેઆનીભાર વાળો અને બેઆનીભાર નગોડનાં બીનો ભુકો નાખી પાવો. **વિજયાવટી** હરડે, બેડાં, આમળાં, સુંઠ, પીપર, મરી, નગોડ, કડુ, વજ, ગોરખમુંડી, અરડુસી, ગળો, બ્રાહ્મી, ભાંગરો, આસોંધ પ્રત્યેક એક એક તોલો, સુંઠ ૨૦ તોલા, ભારંગી ૨૦ તોલા સાથે ખાંડી કપડે ચાળી બે ભાગ મધ અને એક ભાગ ઘી મેળવી ચણા જેવડી ગોળી વાળવી. ૬ થી ૧૨ ગોળી ગરમ દુધ સાથે આપવાથી ગળાનો કફ, છાતીનો કફ, ઉધરસ, દમ તથા છાતીનાં બધાં દરદ મટે અને પડતું લોહી અટકે. **શ્વાસહરપ્રયોગ** ગળો, મરી, નગોડનાં બી, આદુ સરખે ભાગે ખાંડવાં; ૧ તોલા ભુકાનો ઉકાળો કરી તેમાં ૧ વાલ લીંડીપીપરનો ભુકો અને બે વાલ સીંધાલુણ મેળવી નવશેકો પાવો. **રક્તકાસહર** ચૂર્ણ ચિત્રો, પીપરીમૂળ, લીંડીપીપર, ગજપીપર સરખે ભાગે ખાંડવાં ૦। થી ૦।। તોલો ચૂર્ણ મધમાં ચાટવાથી ઉધરસ સાથે લોહી પડતું હોય તે બંધ થાય. **પીપળાની** છાલને બાળી તેનો ખાર કાઢવો તે ખારના ભુકા બરોબર લીંડીપીપરનો ભુકો મેળવવો; બેઆનીભાર ભુકો મધ સાથે ચાટવાથી જુની ઉધરસ અને જુનો કફનો રોગ મટે. સાકર, શેકેલાં બેડાની છાલ સમભાગે ખાંડવાં ૦। થી ૦।। તોલો ભુકો મધ સાથે ચાટવાથી ઉધરસ મટે. **હિક્કાશ્વાસહર ચૂર્ણ** હરડે, બેડાં, આમળાં, સુંઠ, પીપર, મરી, ભારંગી, કુષ્ટ, શોધેલી ધોળી ચણોઠી સરખે ભાગે ખાંડવાં; ૦। થી ૦।। તોલો ચૂર્ણ ઉના દુધ સાથે પાવાથી હેડકી, દમ, ઉધરસ મટે. **મરિચાદિ ચૂર્ણ**, મરી, સરગવાનાં બી, સીંધાલુણ સરખે ભાગે ખાંડવાં. ૦। તોલો ચૂર્ણ રાત્રે ઉનાં દુધ સાથે પાવું; કફરોગ, વાયુના રોગ, છાતીનાં દરદ, સળખમ, ખાંસી વગેરેમાં હિતકર છે. **કાસહરી વટી** લીંડીપીપર, પીપરીમૂળ, અરડુસી, ધરાખ, હરડે બધાં સરખે ભાગે ખાંડવાં ચણા જેવડી ગોળી કરવી. ૬ થી ૮ ગોળી ગરમ પાણી કે દુધ સાથે આપવી. **પથ્યાદિ ચૂર્ણ** હરડે, બેડાં, આમળાં, લીંડીપીપર સરખે ભાગે ચૂર્ણ કરવું ૦। તોલો ચૂર્ણ મધમાં ચટાડવાથી મોનું સુકાવું, પિત્તવિકાર, મોંમાં ખોટી ગરમી વગેરે મટે. **કુંવારના** ગરભ ઉપર બે વાલ સુંઠનો ભુકો છાંટી ખવરાવવાથી ૧૫-૨૦ દીમાં શ્વાસ, હેડકી, ઉધરસ, બરલ, ગાંઠ વગેરે મટે. બીજોરાનો ક્ષાર, સીંધાલુણ અને મોરપીછની રાખ સરખે ભાગે મેળવી રાખવાં. ૨ થી ૪ વાલ મધમાં ચટાડવાથી વાયુ પિત્ત કફની હેડકી મટે. **વિશ્વાદિ ગુટી** સુંઠ, મોથ, હરડે

સરખે ભાગે ખાંડવાં બધાંથી બમણો ગોળ નાંખી ચણીબોર જેવડી ગોળી વાળવી; ૪ થી ૮ ગોળી ઉના દુધ સાથે આપવાથી ઉર્ધ્વશ્વાસ, ખાંસી, છાતીનો કફ મટે. **કાળા ધતુરાનાં** બી પહેલે દિવસે ૨, બીજે દિવસે ૪, ત્રીજે ચોથે દિવસે ૫ પાંચ, આઠમા દિવસ સુધી ૫ પાંચ; ૯ થી ૧૨ દિવસ સુધી ૧૦ દસ દસ; ૧૩ થી ૧૫ દિવસ સુધી ૧૫ પંદર બી વાટી મધમાં ચટાડવાં, પછી ૧૬ થી ૨૦ દિવસ સુધી ૧૦ દસ બી; ૨૧ થી ૨૫ દિવસ સુધી ૮ આઠ આઠ બી; ૨૬ થી ૩૦મા દિવસ સુધી હમેશાં ૫ પાંચ બી ખાવાથી શ્વાસનો રોગ મટે. **ગોરખમુંડી**, લીંડીપીપર, સુંઠ સમભાગે ખાંડવાં ૧૨ થી ૨૪ રતી ભુકો મધમાં ચટાડવાથી સાદ ઉઘડે. **શેકેલાં બેડાંની** છાલનો ભુકો ૦। તોલો છાસ સાથે ખાવાથી, **અરડુસીનું** મૂળ ચાવવાથી અથવા **મરડાશીંગી** મોમાં રાખી ચાવવાથી સાદ ઉઘડે. **હિકકાનાશનચૂર્ણ**—સુંઠ, હરડે, પીપરીમૂળ, છડ, લીંડીપીપર, આમળાં, મરડાશીંગી, સરખે ભાગે ખાંડવાં ૦। તોલો ચૂર્ણ મધ સાકર સાથે ચટાડવાથી હેડકી મટે. **ભૃંગાસવ** કાળો ભાંગરો ૬૪ તોલા, નગોડ ૬૪ તોલા, હરડે ૩૨ તોલા, જુની સોપારી ૩૨ તોલા, ધાવડીના ફુલ ૨૪ તોલા, પાણી ૨૭ રતલ, ગોળ ૬ રતલ સાથે મેળવી ચીનાઇ માટીની બરણીમાં ભરી પેક કરી જમીનમાં ખાડો ગાળી ૧ મહીનો રહેવા દેવું, પછી ગાળી શીશા ભરવા; ૨ થી ૪ તોલા આસવ પાવાથી ૨ મહીનામાં પાંડુરોગ અને કમળો મટે. **ફલત્રિકાદિક્વાથ** હરડે, બેડાં, આંમળાં, ગળો, અરડુસો, કરીયાતુ સમભાગે ખાંડી ૧ તોલાનો ઉકાળો કરી મધ સાથે પાવાથી કમળો, પાંડુ મટે. **હરવીર્યરસ** પારદ, ગંધક, તામભસ્મ પ્રત્યેક પાંચ પાંચ તોલા, શુદ્ધગુગળ ૧૫ તોલા, વછનાગ ૧૫ તોલા સાથે મેળવી રતીભારની ગોળી કરવી ૧ થી ૨ ગોળીને વાટી તેમાં રતીભાર શિવપુજનનું ભસ્મ મેળવી આપવાથી ક્ષય અને પાંડુરોગ મટે. કુકડવેલના ફળનો ભુકો કરી સુંઘાડવાથી સાંજ વખતનો કમળો મટે. કુકડવેલના ફળને પાણીમાં વાટી થોડાં ટીપાં નાક વાટે પાવાથી આંખના રોગ અને કમળો મટે. **દાર્વ્યાદિ ક્વાથ** દારૂહળદર, બેડાં, કરીયાતું, હરડે, આમળાં, ગળો, દશમૂળ, શતાવરી સરખે ભાગે ખાંડવાં; ૧ તોલાનો ઉકાળો કરી મધ સાકર નાંખી પાવાથી આંખના બધા રોગ મટે. **ત્રિફળાદિ ચૂર્ણ** હરડે, બેડાં, આમળાં, દારૂહળદર, નાગકેસર, બોરીઉમરીનાં પાન અને ફળ સરખે ભાગે ખાંડી કુંવારના રસમાં પલાળી સુકાવવું. ૦। તોલો ભુકી મધ સાકરમાં ચટાડવાથી પાંડુરોગ, કમળો, પેટનાં દરદ મટે. **વિડંગાદિ ચૂર્ણ** વાવડીંગ, હરડે, નાગરમોથ, પીપર, ધાણા, સાકર, ટોપરૂં સરખે ભાગે ખાંડવાં, ૦। થી ૦॥ તોલો પાણી સાથે આપવાથી કરમીયા મટે.

**ત્રિકટુકાદિ લોહ** સુંઠ, પીપર, મરી, મોથ, વાવડીંગ, ચિત્રો, કાંસીદરાની છાલ સરખે ભાગે ખાંડવાં ૦। તોલો ચૂર્ણ મધમાં ચટાડવું. ઉપર દુધ પાવું કમળો મટે. **આમવાત-કરિકેસરી લોહ** લોહભસ્મ ૮ તોલા, સાકર ૭ તોલા, મોથ, ચિત્રો, વાવડીંગ, દેવદાર, શીલાજીત, સુવર્ણમાક્ષિક, નાગકેસર, હળદર, સુંઠ, પીપર, મરી, હરડે, બેડાં, આમળાં, તજ પ્રત્યેક ૧ એક તોલો સાથે ખાંડવાં ૪ થી ૧૨ રતી પાણી સાથે આપવાથી પાંડુરોગ સંધિવા વગેરે મટે. **બાવળનાં** પાન તોલા ૨ ને દુધમાં વાટી પાવાથી વાયુ, પિત્તનો સોજો, પિત્તવિકાર વગેરે મટે. **શોફઘ્નલેપ** મગ, સીંધાલુણ, શણના બીને બાળીને કાઢેલો ખાર સરખે ભાગે લઇ અરણીના રસમાં વાટી ચોપડવાથી **બધી** જાતનાં સોજા મટે.

દાનથી ગુરૂ અને દેવપૂજનથી, શાસ્ત્રોક્ત પુણ્યકર્મથી, બ્રાહ્મણ અને અગ્નિપૂજનથી અને મુખ્યત્વે કરી પારદવાળા ઔષધના સેવનથી ક્ષયરોગ મટે છે આ રોગમાં કાષ્ઠૌષધીથી જોઇએ તેવો ફાયદો થતો નથી. **કુમુદેશ્વર રસ** પારદ તોલા ૪, સુવર્ણભસ્મ તોલા ૪, મોતીની ભસ્મ તોલા ૮, ગંધક તોલા ૮, ટંકણખાર તોલો ૨ સાથે સરકામાં વાટી ગોળો કરવો તેના પર કપડું અને કપડા ઉપર માટી બબે આંગળ ચોપડી તડકે સુકાવી મીઠું ભરેલી માટલીની વચમાં મુકી સાંજે ૫૦ છાણાનો અગ્નિ દેવો સવારે ઘુંટવો ૧ વાલમાં મરી વાલ ૧, ઘી તોલો ૦।, મધ તોલો ૦॥ મેળવી કલ્યાણકર કરૂણાળુ શરણાગત વત્સલ શંકરનું સ્મરણ કરી ચાટવું તેથી વાયુપ્રધાન ક્ષયરોગ મટે. પિત્તપ્રધાન ક્ષયરોગમાં લીંડીપીપર વાલ ૧ અને મધ સાથે ચટાડવું ૧ મહીનામાં આરામ થાય. મગ, ચોખા, બકરીનું દુધ, ગાયનું મીઠું દહીં વગેરે પૌષ્ટિક અને સ્વાદિષ્ટ ખોરાક આપવો. પથ્યમાં તેલ, બીલાં, હીંગ, કારેલાં, રાઇ, કરમદાં એ બંધ કરવાં. ક્ષયરોગની દવા ચાલતી હોય તેમાં જુદા જુદા ઉપદ્રવ થાય તો થોડો વખત તે દવા બંધ કરી થયેલા ઉપદ્રવનો ઉપચાર કરવો. સીંધાલુણને આકડાના દુધમાં પલાળી સુકાવવું. ૨ થી ૪ રતી ગાયના દુધ સાથે પાવાથી ગળાના બધા રોગ મટે. આ રસ ચાલતો હોય તેમાં ઝાડો કબજ થાય તો ભોં-આમલીનું મૂળ પાવલીભાર વાટી સાકર મેળવી પાવું. તાવ આવે તો પારો, ગંધક, ટંકણ પ્રત્યેક ૧ તોલો, નેપાળાના બી ૩ તોલા, આદુના રસની ભાવના દઇ સાથે વાટી ૧ થી ૨ રતી ઉના પાણીમાં દેવું તેથી તાવ ઉતરે અને મળનો બગાડ નીકળી જાય. ઉલટી થાય તો ૨ રતી શેકેલી હીંગ અને ૨ રતી કોડીની ભસ્મ મધમાં ચટાડવી. ઝાડા થાય તો શેકેલી ભાંગ અને

निम्बुद्रवो गंधकचूर्णमिश्रो विलेपनात्सिध्मकिलासहारी ।
निम्बूरसो वा नवसारयुक्तो दूर्वाविलेपोपि च केवलो वा ॥
परिमर्द्य भृंगं विभूमकं जलजंबूमभिदीप्य खपरे ।
नवनीतयुतं विलेपनं हरति व्यंगगदं च सत्वरम् ॥
सिन्दूरटंकणरसंगधकसोमराजीचूर्णं घृतेन महितं तनुलेपनेन ।
पामाविसर्पगजचर्मविचर्चिकण्डूरोगादिराशु किल सप्तदिनैर्विनश्येत् ॥
आरण्यकोपलसमुद्भवभूतिरंगसंमर्दनेन बधिरं हरति प्रसह्य ।
चूर्णं करंजतरुमूलभवं निपीतं शीतोदकेन पिचुमात्रमथो नराणाम् ॥
दद्रुघ्नलाक्षामलकैः समांशैः शुल्वेषु पिष्टैरथ कांजिकेन ।
आमप्ररात्रे कुरुते नरो यो लेपं शरीरे विगतास्य दद्रुः ॥
शिवाविभूतिर्नवनीतयुक्ता विलेपनात्स्फोटविचर्चिकादीन् ।
विनाशयत्याशु तिलोत्थतैलैर्वा यक्षवृक्षोद्भवपत्रभूतिः ॥
तैलेन धत्तूरफलस्य भूतिः पुटप्रदग्धस्य विमर्दनेन ।
शिरःप्रलेपो विहितो नराणां सकीटकं दारुणकं निहन्ति ॥
मनस्विनी टंकणनव्यसारस्नुहीपयोभिर्मृतूर्णं विमर्द्य ।
कायाप्रलेपो व्रणवेदनायां पाषाणविद्रावण एष योगः ॥
मनःशिलाटंकणगंधतालाः क्षारद्वयं ब्राह्मणवृक्षभूत्या ।
चूर्णं समांशं सकलं विमर्द्य कार्यः प्रलेपो व्रणकीलिकानाम् ॥
दुष्टव्रणो याति शमं नराणां एकेन शैलस्य विलेपनेन ॥
विश्वामृतासैंधवयक्षवृक्षपत्राणि तक्रेण दृढं विमर्द्य ।
कृतप्रलेपो हरति प्रमथ्य भगंदरार्तिं चिरकालजाताम् ॥

धत्तूरदन्त्यन्धेन व्रणाद्वालो बहिर्व्रजेत् । बहिर्भूतः प्रयत्नेन रक्षितव्यः परं त्रुटन् ॥
त्रुटितोनिरुजः कुर्यावच्चि मरणं भवेत् ॥

मृताश्वदंष्ट्रा सलिलप्रपिष्टा हरेद्विलेपाद्बहुवालुकार्तिम् ।
धत्तूरपत्रं घृतलिप्तमीषदुष्णं विधायोपरि बंधनीयम् ॥

बलादलकृता पिण्डी स्नायुकोपरि बंधयेत् । शोफे वातारिपत्राणि सस्निग्धानि च बन्धयेत् ॥
माषान्हिंगुयुतान् पूर्वमुन्यत्तो तस्य दापयेत् । भर्जितांश्चणकान्वाथ क्वथितं तुवरीजलम् ॥

यॆंजनं विदधति प्रतिवेलं शाम्यतीक्षणरुजः किल तेषाम् ॥

पथ्याप्रलेपो नयनामयेषु सपित्तजातेषु हितः प्रयुक्तः ।

दग्धालकान्मानवमस्तकस्य नेत्रेंजयेत्पुष्पविनाशनाय ॥

शिवाक्षपथ्यामहितं प्रभाते कुमारिकापत्रभवं द्रवं च ।

पिण्डी निबध्धा नयने निशायां मरीणुपुष्पीप्रभवा घृताक्ता ॥

आनक्तरात्रं नयनामयांश्च रात्र्यंधतां नाशयति ध्रुवं सा ।

मरीचकृष्णागदराजमज्जासमुद्रफेनार्कसिताः समानाः ।

सर्वैः समं स्याद्रसकं सुशुध्धं क्षौद्रेण सार्धं मसृणं विमर्द्य ॥

इदं नराणां नयनामयघ्नं सर्वोध्यहार्यंजनमेव शस्तम् ।

काचार्मपुष्पार्जुनबिन्दुमुख्यान्रोगान्हरेन्नेत्रभवान्समस्तान् ॥

धनपुत सूर्यदल विपक्व वन्हौ विधृत्यैषदपि प्रपीड्य ।

सपूतिदुर्गंधियुतं सशूलं कर्णामयं हंति सुपूरितोसौ ॥

कर्णे निषिक्तं सह सैंधवेन गोमूत्रमेकं विनिहंति पीडाम् ।

निम्बुद्रवः सैंधवशृंगबेरकपर्दिकाभूतिसमेत एव ॥

तैलं पक्वं देवदालीफलेन कर्णे क्षिप्तं कर्णबाधिर्यहारि ।

तुंबीपत्रोत्थै रसैर्वापि तैलं पत्रोत्थैर्वा वाजिमारस्य पुष्पैः ॥

पीतानि पीतपुष्पाया देवदालीफलानि चेत् । सर्वाणि नाशमायान्ति विषाणि मूत्रसंयुतम् ॥

सुदाडिमीबादरऋक्षमूलमरण्यजातस्य तिलस्य चैव ।

एषां प्रलेपो विहितो जलेन विषं हरेद्वृश्चिकजातमाशु ॥

सपत्रमूलां सहदेवदालीं सिताम्बुसाकं परिमृद्य सम्यक् ।

विषस्य नाशाय नराय सर्पदष्टाय रिष्टाकलिताय दद्यात् ॥

जलेन घृष्टं कृतमालमूलं नस्ये प्रयुक्तं विषमाशु हन्ति ।

फलैरपक्वैः पिचुमंदजातैर्भुक्तैर्नरो जीवति सर्पदष्टः ॥

कुष्ठं वचा त्र्यूषणकं च सर्वं भूनागसाकं सुदृढं विमर्द्य ।

अक्षप्रमाणा गुटिका विधेया धेका प्रदेयाहिविषे विषघ्नी ॥

अंकोलिकामूलभवा निपीता जलेन छली पलयुग्ममात्रा ।

विषाणि च स्थावरजंगमानि सोपद्रवाण्यप्यचिरेण हन्यात् ॥

एका शुंठी ह्यपि वत्सनाभविष कपित्थस्य फल च भुक्तम् ।
शम्याकपुष्पीप्रसव जलेन धुस्तूरबीजोत्थविषं सदैव ॥
गोधूमशष्यामलकाक्षकाणां स्नुहीपयोभि परिमर्दितानाम् ।
पुपूलिका खर्परके विपक्वा घृतेन योज्या जठराणि हन्ति ॥
निम्बूरसो व्योषयुतो निहन्ति गुल्मं समीरप्रभव नराणाम् ।
शेफालिका खण्डयुताथ देया दुग्धेन गोधूमभवा निपीता
स्नुह्यर्कदुग्धैर्लवणानि पञ्च विभावयेत्सप्तदिनं ततस्तैः ।
प्रयुज्य वज्रीशकलानि वन्हौ पच्याद् द्वियाम पुटपाकरीत्या ॥
स्वशीतमाकृष्य विचूर्णयित्वा प्रभातकाले पिचुमात्रमद्यात् ।
अष्टोदरे पञ्चविधे च गुल्मे शूले विसूच्या श्वयथौ प्रतूल्याम् ।
दग्ध्वानले कच्छपपृष्ठभाग विभावयेद्धातुजलैर्दिनैकम् ।
शाणोन्मितं शीतजलेन पीत सर्वोदराण्याशु निहन्ति नृणाम् ॥
जग्ध्वा घृष्ट वरुणस्य मूल घृतेन मिश्र त्रिदिन निपीतम् ।
अतिप्रवृद्ध विनिहन्ति पुंसा वातोदरीय लघु भोजनेन ॥
मृगादनीपक्वफलस्य माद्र क्वाथो निपीतो निशि वा प्रभाते ।
जलोदर शोषयति प्रवृद्ध यथा रविर्वृष्टिमुपक्लिन्नोर्वीम् ॥
सशर्करा दुर्मदजातभूति शूल हरेत्सा परिणामसंज्ञम् ।
गोधूममाषैर्विहित मदक घृतप्लुत शूलविकारहारि ॥
शुंठी सुराह्वौ शतपुष्पिका च मृगाङ्कः सर्वमिद समांशम् ।
विचूर्ण्य मुष्टिप्रमित नराणामन्त्रप्रवृद्धिं विनिहन्ति सद्य ॥
दार्वीनिशासिन्धुभव समांश सर्पिर्युत तत्र समग्रोत्थाम् ।
अन्त्रप्रवृद्धिं विनिहन्ति नून पथ्याकुलीपत्रविबन्धन च ॥
पारद द्विगुणगन्धकयुक्त मर्दित मसृणमायसपात्रे ।
पाचयेच्चरणहेमविमिश्र तारयुक्तमथ ताम्रयुत वा ॥
क्षालयेद् द्रुतमथोदरयुग्मे भावयेन्मुनिघनध्वनिभृंगैः ।
धाम्यया त्रिफलयाथ जयन्त्या स्यूरणेन दहनेन च मुद्गा ॥
कन्यकाशिरभार्ङ्गिवाम्या सिन्दुवारजले श्रमसेयम् ।

Published under the patronage of—
H. H. the Maharaja Thakore Saheb Sir Bhagvat Sinhjee Bahadur; G.C.I.E; M.D, L.L.D; D.C.L. F.R.C.P; F.R.S.E; D.B.U. &c.

# पारद

अने

# आयुर्वेद ग्रन्थमाला

गुजराति अने संस्कृत मासिक.

Parada & Ayurveda Granthmala monthly magazine

(Published Monthli in Gujarati & Sanskrit.)

વર્ષ ૨. વિક્રમ સંવત ૧૯૭૬, ફાગણ માસ. અંક ૩.

Vo. 2. March 1920. No 3.

Edited & Published by,
**Rasávaidya Jivaram Kalidas**
**Gondal**—Kathiawar, **India**

પ્રકાશક અને અધિપતિ રસવૈદ્ય જીવરામ કાળીદાસ.
રસશાળા, ઔષધાશ્રમ; ગોંડળ—કાઠીઆવાડ.

વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે હિન્દમાં ૨-૦-૦; પરદેશમાં ૩-૦-૦.

માસિક સંબંધી પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો.

મેનેજર—રસશાળા, ઔષધાશ્રમ; ગોંડળ—કાઠીઆવાડ.

॥ ॐ ॥

# पारद

अने

# आयुर्वेद ग्रन्थमाला

गुजराती अने संस्कृत मासिक.

Mercury & Ayurvedic Series;—Monthly.

(Published Monthli in Gujarati & Sanskrit).

वर्ष २. विक्रम संवत् १९७६ फागण. इ. स. १९२० मार्च. अंक ३.

करकलितकपाली कुंडली दंडपाणि
स्तरणितिमिरनीलो व्यालयज्ञोपवीती ।
क्रतुसमयसपर्याविघ्नविच्छेदहेतु
र्जयति वटुकनाथः सिद्धिदः साधकानाम् ॥

---

## આયુર્વેદિક ઔષધક્રિયા

### અને તેના ફેલાવાના અવરોધો.

(ગયા અંકથી પુરૂં).

**...पणी फार्मसीओ-नी परिस्थिति.**

તે મુખ્ય કર્મવીર અથવા પુરૂષાર્થ કરનારા માણસની સાથેજ, તેણે આદરેલો યત્ન વિરમે છે અને તેણે સ્થાપેલી સંસ્થા આગળ નહીં વધતાં પડી ભાંગે છે ત્યારે યુરોપમાં બીજી શૈલી છે; ત્યાં પાંચ દશ ભાગીદારો [illegible] સંસ્થા ખોલે છે જેમાં દરેક માણસ નિષ્ણાત હોય છે અને દરેક જુદું જુદું કામ વ્હેંચી લઇ પ્રારંભ કરે છે; યુરોપમાં દાકતરને રોગની પરીક્ષા અને ઉપચારોજ કરવાના હોય છે આપણે ત્યાં તે સાથે દવાઓ બનાવવાનું પણ વૈદ્યને માથે હોય છે. યુરોપનો દાકતર દરેક ફાર્મસીનો ચુસ્ત પ્રશંસક હોય છે. ત્યારે આપણા વૈદ્યો વગર આશ્રયે પોતાને બાહુબળે ઉભી થયેલી ફાર્મસીઓને નિંદવામાં પોતાનો વખત ગાળે છે. યુરોપની ફાર્મસીવાળાઓ પોતાની હરીફ ફાર્મસી આગળ વધવામાં જે ઉદ્યોગને અવલંબે છે તેનાં કરતાં નવીન નવીન શૈલીથી વધુ આગળ વધવાનો ઉદ્યોગ કરે છે ત્યારે આપણે ત્યાંની ફાર્મસીવાળાઓ એક બીજાને ઉતારી પાડવામાંજ પુરૂષાર્થ માને છે; તેથી લોકોનો વિશ્વાસ કોઇપણ સંસ્થા ઉપર નિશ્ચિત રૂપે ટકતો નથી; તેમ આપણા ફાર્મસી ખોલનારા વિદ્વાનો મુડી વિનાના હોયછે જેમ તેમ કરી તેવી સંસ્થા ઉભી કરે છે તો તેને

સ્ટ્રામોનીયમ લીકુસ આંહી મળે છે ?' પ્રશ્ન કર્યો કોલેજમાં યુરોપીયન પ્રોફેસરે સ્ટ્રામોનીયમ એટલે ધતુરો એમ શિખડાવ્યું હોય તો બીચારો તે જાણી શકે ને ? હિન્દમાં તો તે આડે વગડે ફુગે છે અને ઈંગ્લાંડમાં ખામ વાવે છે ત્યારેજ થઇ શકે છે આવીજ રીતે સંખ્યાબંધ ઓસડીાં માટે આપણા ડાક્ટરો અજ્ઞાત હોય છે. દેશી ભાષામાં દેશી વિદ્વાનો દ્વારા યુરોપનું વૈદું શિખવવામાં આવે અને હિન્દમાંજ તેઓને જોઇનાં ઔષધો બનાવવાનાં કારખાનાં નિકળે તો દેશને આર્થિક દૃષ્ટિએ અતુલિત લાભ પહોંચે જાપાનીસ લોકો યુરોપનું વૈદું પોતની ભાષામાં શીખી પદવીધર ડાક્ટરો બનાવે છે. હિન્દની ભાષાઓ ક્લિષ્ટ અને અસંસ્કારી નથી કે શિક્ષકોને કે શિષ્યને તે મુશ્કેલ જણાય. ડોક્ટરી અભ્યાસમાં દેશી ભાષાનું પ્રાધાન્ય થાય તો આપણા ડાક્ટરોને ઘણું ઉજ્વળ અને આનંદપ્રદ શિક્ષણ મળે; અને આયુર્વેદ તરફ તેઓનો તિરસ્કાર કે બાલકાપણું જતું રહે. ઉલટું આયુર્વેદ તરફ તેઓ માનથી જોવા લાગે તેમ થાય તો આયુર્વેદમાંથી ઘણું ઉપયોગી જ્ઞાન તેઓ મેળવવા ભાગ્યશાળી થાય. આ બધું ઇંગ્રેજ સરકારની મદદ વિના બનવું જો કે મુશ્કલ છે, પરંતુ પોતાના શાસ્ત્રની ઉન્નતિ માટે દેશી રાજા મહારાજાઓ ધારે તો એવી કોલેજો કાઢવા જરૂર શક્તિમાન્ થઇ શકે. તેઓ પાસે સત્તા છે. પૈસો છે. અને બુદ્ધિ પણ છે. માત્ર દેશી ભાષાનું અને દેશનું અભિમાન તેઓમાં દાખલ થાય તો જરૂર આ કાર્ય પાર પડે. તે સાથે દેશી પ્રજામાં પણ અનેક લાખપતિ અને કોટિપતિઓ પડેલા છે તેઓ ધારે તો પણ કાંઈ કરીઃ શકે કોઇ પણ પ્રકારનો શુભારંભ થાય તો સરકારને સહાયતા આપવાની ફરજ પડે. સરકારને પ્રચ્છાયે કે અનિચ્છાએ પ્રજાની પાછળ ખેંચાવુંજ પડે ડાક્ટરોને સંસ્કૃત ભાષાને અને આયુર્વેદને તેઓના આભૂષણ રૂપ બનાવવામાં આવે તો તેઓનું એકાંગી અપૂર્ણ ડાક્ટરીપણું પૂર્ણ થાય. અને આયુર્વેદના ઉપચારમાં વિઘ્નરૂપ થવાને બદલે સહાયભૂત થાય. ડાક્ટરોએ દેશી, વનસ્પતિના ગુણ ધર્મ કે આયુર્વેદીય ઔષધોના પ્રયોગો જાણવાની જરૂરી છે તેટલીજ જરૂરી આયુર્વેદિક ઔષધો બનાવનારી ફાર્મસીઓ કે સંસ્થાના પ્રચાલકોએ આયુર્વેદના અભ્યાસ ઉપરાંત પાશ્ચાત્ય વૈદાંના અભ્યાસની છે. પરંતુ શોક છે કે ચિકિત્સાનો એકાદ ગ્રંથ વાંચી વૈદ્ય થઇ બેસનારો કે પુરી સંસ્કૃત ભાષા પણ નહીં સમજી શકનારો ફાર્મસી ખોલનારો પોતાના વૈદ્ય નામનું સાર્થક્ય જે શાસ્ત્રથી થાય છે તેને પણ પૂરે જાણવાને શ્રમ લેતો નથી તે પૌર્વાસ અને પાશ્ચાત્ય ગ્રન્થોનો તુલનાત્મક અભ્યાસ કરવા બેસે એ તો શક્યજ ક્યાંથી હોય

**આપણી અને યુરોપની કાર્યશ્રેણી.**

યુરોપના ઔષધોનો ફેલાવો થવાના અનેક કારણો પૈકી ભિન્ન ભિન્ન કાર્યોના વિભાગો એ પણ મુખ્ય કારણ છે તેઓની બધી ફાર્મસીઓમાં બનતી દવાઓ ખાસ ધોરણે, ખાસ ધ્યાનપૂર્વક, ખાસ શુદ્ધતા સાથે. ખાસ ચોકસાઇ—બારીકીથી બનાવાય છે; તથા દરેક ફાર્મસીનાં પ્રત્યેક શાસ્ત્રીય ઔષધોનાં રૂપ, રંગ, સ્વાદ, ગુણ, આકૃતિ આદિમાં વિભિન્નતા નથી દેખાતી. તેમજ ત્યાં પ્રત્યેક કાર્ય કરનારાઓ પણ જુદા જુદા હોવાથી વ્યવસ્થિત અને સારૂં કામ થઇ

શકે છે. તેઓમાં રસાયનશાસ્ત્રીઓ જુદા તેને આધારે બનતા ક્ષાર ટીંચર તથા બીજાં મિશ્રણો બનાવનારા ફાર્માસિસ્ટસ જુદા અને રોગો ઉપર ઔષધ બનાવનારા ચિકિત્સકો (ફીઝીશીઅન) પણ જુદા હોય છે. એકજ વિજ્ઞાનની આ ભિન્ન ભિન્ન શાખાવાળાઓમાં એટલી સહાનુભૂતિ, વિશ્વાસ અને સત્યપરાયણતા હોય છે કે તેથી તેઓ લોકોની પણ સહાનુભૂતિ અને વિશ્વાસ મેળવી શકે છે. ફીઝીશીઅન એક દવા યા પ્રીસ્ક્રીપ્શન લખી આપે તે ગમે તે ફાર્મસીમાં જઈ બીમાર વિના સંદેહે મેળવી શકે અને ધાર્યાં પ્રમાણે ગુણ થાય. આપણી દેશી દવાઓ બનાવનારી સંસ્થાઓમાં આવા પ્રકારનું કાંઈ ધોરણ છે? એક દરદીને કોઈ વૈદ્ય અમુક ઔષધ ખાવાની સલાહ આપે અને તે દરદી એમનું એક ઔષધ જુદી જુદી ફાર્મસીમાંથી ખરીદે તો તે એક ઔષધ જુદી જુદી ફાર્મસીનું રૂપ, રંગ, સ્વાદ, ગુણ, આકાર અને કિંમતમાં જુદું જુદુંજ હશે. બે સાલ પહેલાં મુંબઈના એક આયુર્વેદિક ઔષધપર વિશ્વાસ ધરાવનાર મોટા ધનાઢ્ય વાણિયા ગૃહસ્થ ઔષધ લેવા અત્રે આવેલા તેઓ મુંબઈમાં હતા ત્યારે આ કારખાનામાંથી અને બીજી ફાર્મસીઓમાંથી ઘણી દવાઓ મંગાવતા તેથી જુદી જુદી ફાર્મસીઓમાંથી કેટલાંક એકના એક ઔષધ જુદા જુદા રૂપનાં મેળવેલ આરોગ્યવર્ધની, ચંદ્રપ્રભા, પૂર્ણચન્દ્રોદય, સુવર્ણ વસંતમાલતી વગેરે દવા ૩-૪ ફાર્મસીની તેમની પાસે હતી બીજેજ દિવસે તેમણે આરોગ્યવર્ધનીનો પાક બનાવ્યો. પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, શિલાજીત વગેરે દવાઓ તેમની નજર આગળ વજન પ્રમાણે નાખી લીંબડાના પાનના રસમાં ત્રણ દિવસ ઘુંટી ગોળીઓ વાળી આપી. સુકાયા પછી બધી ગોળીઓ સાથે બીજી સંસ્થાની ગોળીઓ મેળવી તેમને ભેદ બતાવ્યો અને એક થયા કે મારી નજર આગળ શાસ્ત્રીય પાઠ પ્રમાણે જે ગોળીઓ બનાવવામાં આવી છે તેથી બીજી ફાર્મસીઓની ગોળીઓ રૂપ, રંગ, સ્વાદમાં શા માટે નથી? અને તેના એક બે નંબર શા માટે છે? તેનો ઉત્તર તેમના ચિત્તે તેમને જે આપ્યો હોય તે ખરો. તેજ વખતે પૂર્ણચન્દ્રોદય ગોળી બનાવવાની હતી એટલે સુવર્ણ, પારદ, ગંધક એ ત્રણેને વજનસર તેમની આગળજ નાખવાનું બતાવી સોળ પહોર ઘુંટીને ગોળી ઉતરવાં સુધી તેમને રોક્યા હતા. તેમની નજર આગળ કોડી ૧૦ રૂપીઆના તોલા લેખે ૮ તોલા ચન્દ્રોદય તેઓ લઈ ગયા કે જે બીજી ફાર્મસીઓમાંથી તેઓ ૫૦-૬૦ કે ૭૫ રૂપીએ ૧ તોલો લેતા. આપણાં ઔષધો સંબંધે આટલી જનતાની અસમંજસતા એ શું આપણી પ્રગતિનું ચિહ્ન છે? શું લોકોનો વિશ્વાસ આવી અસમાનતાથી મેળવી શકાશે? નથી આપણી ફાર્મસીઓમાં એકાદ વિદ્વાનજ બધા કામ પર દેખરેખ રાખનારો અને બધાં કામોમાં નિષ્ણાત મનાય છે ત્યાં બહોળા પ્રમાણમાં અને પ્રગતિકારક વ્યાપાર ક્યાંથી કરી શકાય? વૈદ્યો, અને દરદીઓએ પ્રજાનો વિશ્વાસ પ્રથમ મેળવવાની જરૂરી છે. ઔષધક્રિયાની સુધારણામાં અને ઔષધોના ફેલાવામાં યુરોપનાં શ્રમ, વિશ્વાસ, સહાનુભૂતિ, કામ કરવાની નિયમિત એકતા વગેરે ગુણોનું આપણે અનુકરણ કરવું જોઈએ.

**अखिल भारतीय आयुर्वेदिक फार्माकोपिया.**

આયુર્વેદની ફાર્માકોપીયા બનાવ્યા વિના કદી પણ ઔષધક્રિયાની સરલતા નહીંજ આવે અને ત્યાં સુધી દરેક દવા બનાવનારી સંસ્થામાં અને વૈદ્યોમાં ઔષધક્રિયા સંબંધે મતભેદ રહેવાનોજ. સિદ્ધ ઔષધમાં વપરાતાં ઓસડીયાનાં હરેક પ્રાંતમાં ભિન્ન ભિન્ન નામો હોય છે મૂળ પાઠ સંસ્કૃતમાં હોય છે. અમુક સંસ્કૃત નામને બદલે એક પ્રાંતમાં કાંઇ અને બીજા પ્રાંતમાં કાંઇ ઓસડીયું લેવામાં આવે છે ક્રિયા ભિન્નતાનો અપાર છે **અખિલ ભારતીય આયુર્વેદિક ફાર્માકોપીયા** બને તો હિન્દનો હરકોઇ ભાગનો માણસ પ્રત્યેક ઔષધની ક્રિયા એકજ ધોરણે કરે. દરેક શાળા ફાર્મસીવાળાનાં ધોરણ પણ સમાન રહે. કિંમતની સમાનતા જળવાય આ કામ એક વૈદ્ય કે એક સંસ્થા તરફથી ભલે ઉપાડી લેવામાં આવે પણ છેવટે તે કાર્ય નિખિલ ભારતીય વૈદ્ય સમ્મેલનના હાથ નીચે જાય અને સુધારા વધારા સાથે સમ્મેલન તરફથી સત્તાવાર રીતે બહાર પડે તો પછી તેની સમાનતા હમેશાં જાળવી રાખવા કાયદાના બળનો ઉપયોગ પણ લઇ શકાય. ત્યારેજ તે સત્યરૂપમાં ટકી રહે, સરલતા વધે. નવીન નવીન શોધ થાય, શોધક બુદ્ધિ ખીલે, શાસ્ત્રીય કાર્યો કરવાનો ઉત્સાહ ઉદ્ભવે, વૈદ્યોમાં પરસ્પર પ્રેમ લાગણી વધે અને લોકોનાં મન ખેંચાય. આ કામ વાસ્તે સરકારની અથવા દેશી રાજ્યોની સહાયતાથી સત્તાત્મક સભા પણ થવી જોઇએ આ સભા વિચારપૂર્વક આયુર્વેદિક શિક્ષણ અને ઔષધ ક્રિયા સંબંધી કાયદા કાનુન બનાવે જે આખા હિંદની ફાર્મસીઓ અને વૈદ્યોને બંધનકારક થાય. આ સભાના આખા હિન્દના વિદ્વાનો પ્રતિનિધી હોય, તે દ્વારા અખિલ ભારતીય આયુર્વેદિક ફાર્માકોપિઆ બનાવવાનું પદ્ધતિસર ચણુ થાય આ કાર્ય વિકટ છે સમય, શ્રમ, અને સંપત્તિનો અમિત વ્યય કરનારૂં છે. મુક્ત હસ્તે સહાયતા દેનારા ધનાઢ્યો અને રાજાઓ બહાર પડે તથા સ્વદેશ અને સ્વશાસ્ત્રવત્સલ વૈદ્યો અને ડાક્ટરો પોતાના દેહ શાસ્ત્ર માટે અર્પણ કરવા તૈયાર થાય ત્યારે આ કાર્ય સિદ્ધ દશાએ પહોંચે એમ છે.

બ્રીટીશ ફાર્માકોપીઆની ચોથી આવૃત્તિ ઇ. સ. ૧૮૯૮માં નિકળી ત્યાર પછી બે વર્ષે એટલે ૧૯૦૦ માં યુનાઇટેડ કિંગડમની જનરલ મેડીકલ કોન્સીલ જેના હાથમાં વૈદ્યક સંબંધી શિક્ષણ કાયદા કાનુન ફાર્માકોપીઆની સુધારણા વધઘટ કરવી સલાહ કરવાની સત્તા છે તેણે **ઇંડિયા અને સંસ્થાનો માટે વધારો** બહાર પાડયો. ૧૯૦૧ માં હિંદી ગવર્નમેન્ટની વિનતિથી આ **વધારાને** પુનઃ સુધારવામાં આવ્યો અને ભારતવર્ષને ખાસ ઉપયોગી થઇ પડે એવું તેનું રૂપાંતર કર્યું. જેનું નામ **ધી ગવર્મેન્ટ ઓફ ઇંડિયા એડીશન** રાખ્યું છે. આયુર્વેદિક ફાર્માકોપીઆ બનાવનારા હિન્દના વૈદ્યોને આ ગ્રન્થ માર્ગદર્શક થઇ પડે તેમ છે; પરંતુ આયુર્વેદની ફાર્માકોપીઆ બનાવતાં પહેલાં વિદ્વાન્ વૈદ્ય ડાક્ટરોએ સંમિલિત રહી કેટલોક સમય આયુર્વેદના બધા ગ્રન્થોનાં સંશોધન કરી

## આયુર્વેદિક ઔષધક્રિયા અને તેના ફેલાવાના અવરોધો.

પણ ભિન્નતાદિ દોષો દૂર કરી યોગ્ય રચના કરાવવી જરૂરી છે. રસાયનશાસ્ત્ર, શારીર, ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર, બોટાની, પ્રાણિવિદ્યા આ પાચે શાસ્ત્રો સંબંધી સપ્રમાણ આધારભૂત ગ્રન્થો આર્ય ભાષામા તૈયાર કરવા જોઇએ જેનું શિક્ષણ વૈદ્યક શાળાઓમાં અપાવવા માટે પ્રાચીન અર્વાચીન સિદ્ધાંતો (થીઅરી) ઉપર વિવેચના કરી મંથન કરી અનુરૂપ પ્રયોગોનો આવિર્ભાવ પ્રકાશમાં લાવવો જોઇએ આ બધાં કામો તથા **સત્તાત્મક સભા** કે જે સ્વાર્થ અને પક્ષપાત વિનાના વાનપ્રસ્થ થયેલા, પરાર્થે જીવન ગાળવા તૈયાર થનારા, વિદ્વાન વૈદ્ય ડાક્ટરોની બનેલી હોય તે ઉભી કરી એ ઉદારતામાધન તાનો અને રાજાઓની સહાયતા વિના અશક્ય છે દેશકાળ પરિસ્થિતિ અને પ્રાચીન પ્રયોગોની રચના સંબધે ગંભીરતાથી શાંત મને વિચારી નિર્ણયપર આવવાથી અવશ્ય ઇષ્ટલાભ મેળવી શકાયજ. બ્રીટીશ ફાર્માકોપીઆ એ બ્રીટીશ ચલાવી સામ્રાજ્યના મહાન્ ભેજાવાળા ઓસાજ વિદ્વાનોનું મિષ્ટ ફળ છે તેનું અનુકરણ આપણા વિદ્વાનોએ અવશ્ય કરવુ જોઇએ આપણી ઔષધ ક્રિયાની ભિન્નતા અને વિચિત્ર પદ્ધતિને લીધે આયુર્વેદિક ફાર્માકોપીઆ કંઇ જુદા પ્રકારની થાય એ બનવા જોગ છે પણ તે દેશી વૈદ્યને, ડાક્ટરોને અને વૈદ્યોને પ્રેમગન્થીથી બાંધી રાખવા માટે સાધનરૂપ થઇ શકે. આગળ યુરોપમા પણ એકજ ઔષધ માટે ભિન્ન ભિન્ન શબ્દો વપરાતા હતા ધીમે ધીમે તેઓ મૂળ માતૃભાષા લેટીન અને ગ્રીક તરફ વળ્યા, અને આખા યુરોપે લેટીન ભાષા સ્વીકારી યુરોપમા અનેક ભાષા છતા લેટીન ભાષાએ તેના વૈદ્યનું ઐક્ય જાળવી રાખ્યું તેમ આપણે ત્યાં સંસ્કૃત માતૃભાષા હોવાથી અને હીંદની દરેકે દરેક ભાષાને સંસ્કૃત ભાષા સાથે નિકટ સંબંધ અને પૂર્ણ માન હોવાથી તેમ હાલના વખતમા હિંદી ભાષા પણ દરેક હીન્દીની માતૃભાષા જેવી હોવાથી હિન્દના વૈદ્ય પદ્ધતિસર ગુથવાનું, સાચવી રાખવાનું અને એકવાક્યતા કરવાનું તે સમર્થ સાધન છે યુરોપની પ્રત્યેક પ્રજાની ફાર્માકોપીઆમાં સમાનતા જળવાઇ રહે માટેજ ઇંટર નેશનલ કોન્ફરન્સીઝ યુરોપના ભિન્ન ભિન્ન ભાગોમા ભરવામાં આવે છે ત્યાં થયેલા ઇંટરનેશનલ એગ્રીમેન્ટને સૌ કોઇ માન આપે છે આપણા શાસ્ત્રીય સિદ્ધાંતોને પૂર્ણરૂપે અને ઔષધોપચારના સમાનતાના ધોરણને જગતની સમક્ષ મુકવા ઇચ્છતા હોઇએ તો પ્રાંત પ્રાંતના વૈદ્ય ભાઇઓએ સ્વાર્થ છોડી દેશના હિતને માટે તથા શાસ્ત્રના ઉદ્ધાર માટે દીક્ષા લેવી જોઇએ. અનેક વૈદ્ય સન્યાસીઓ કર્મયોગી સન્યાસીઓ પ્રકટવા જોઇએ અને આયુર્વેદનો ઉદ્ધાર કરવાનું અને તેને સફળ કરવાનું વ્રત તેઓએ લેવું જોઇએ. તેમાં સિદ્ધિ મેળવવાના મહાભારત પ્રયત્નો તેજ તેઓના આત્મકલ્યાણનો મસ માર્ગ છે તેવા મહાન્ આત્માઓના ભેજામાથી પ્રકટ થયેલી **અખિલ ભારતીય આયુર્વેદિક ફાર્માકોપીઆ** વૈદ્યને અને ફાર્મસીવાળાને માર્ગદર્શક બને, દરેક ફાર્મસી, કે વૈદ્ય ઉક્ત સભામા રજીસ્ટર થઇ આયુર્વેદિક ફાર્માકોપીઆ પ્રમાણે દવાઓ બનાવવાને કાયદાથી બંધાયેલા રહે નિયમભંગ કરનાર કે ઉક્ત સભાના સભ્યોને દરેક ફાર્મસીનો વહીવટ, ઔષધો તથા ઔષધીય ખાનગી બાબતો પણ તપાસવાની તથા ભુલ ચુક માટે શિક્ષા કરવાની સત્તા રહે ત્યારે એ કામ પૂર્ણતાને પામે.

આપણો ચિકિત્સા-ઉપચાર વિભાગ પૂર્ણ વિકસિત છે. તે વિકસિત વિભાગને વ્યવસ્થિત બનાવવો જોઇએ. શાસ્ત્રીય ઔષધો બનાવવામાં પુરાતન યંત્રોમાં સુધારણા કરવી જોઇએ. પારદના અઢાર સંસ્કારો તથા ધાતુવાદના અનેક અનુભવમાં નહીં મુકાયેલા ગ્રન્થોનાં સત્યોનું દોહન કરવું જોઇએ તે માટે સાંપ્રતકાલીન યંત્રોની સહાયતા પણ જ્યાં જ્યાં ઉપયુક્ત હોય ત્યાં લેવી જોઇએ. સત્ય, સમાનતા અને ઐક્યના સિદ્ધાંતો હૃદયચક્ષુ સામે રાખવા જોઇએ. મોટા પાયાપર વિશ્વાસપાત્ર ફાર્મસીઓ કાઢવી જોઇએ. દરેક ફાર્મસીએ દવામાં ખર્ચાતા પૈસા ઉપર જુજ નફો લઇ ઔષધો પ્રજાને વેચવાં જોઇએ પ્રત્યેક વૈદ્યે દવા બનાવવાનો શ્રમ અને વખત બચાવી તેનો આયુર્વેદના ઉપકારના અન્ય કાર્યમાં વ્યય કરવો જોઇએ. વિશ્વાસ્ય ફાર્મસીઓમાંથી દવાઓનો ઉપયોગ કરી પોતે શાસ્ત્રીય શોધ-ખોળમાં પોતાનો સમય-અવકાશ વ્યતીત કરવો જોઇએ. ફાર્મસીવાળાએ પણ સત્યપરાયણતા જાળવી રાખી વૈદ્યો અને જનસમાજ નિરાશ ન થાય તેમ ઔષધ ક્રિયામાં સાવધાન રહેવું જોઇએ. સરકાર, દેશી રજવાડા અને લક્ષાધીશ ધનવાનો તરફ ડેપ્યુટેશનો મોકલી તેઓની ખાત્રી કરી આપવી જોઇએ કે અમારી પ્રક્રિયા સમયાનુકૂળ હરીફાઇમાં મેલી શકાય તેવી છે થોડા વખતમાં, થોડા ખર્ચમાં વધુ દવાઓ તૈયાર કરી થોડી કીંમતે વેંચી શકાય તેવું ધોરણ સમર્થ વિદ્વાનોએ કે વૈદ્યસંમેલને ફાર્મસીવાળાને શિખવવાનું જોઇએ. આપણે કર્તવ્ય માટે જોખમદાર છીએ ફળ ભલે પરમાત્માના હાથમાં હોય; પણ કરેલું કામ નિર્થક જતું નથી. અસ્તુ.

જીવરામ કાળીદાસ વૈદ્ય.

---

# બાળકોનું આરોગ્ય.

લે-મીસીસ એફ્ એસ હેલીસ 'લીડર' વુમન્સ ક્રીશ્ચીન ટેંપરન્સ યુનીયનનાં સુપરીંટેંડેંટ.

આવતા માસમાં દીલ્હી ખાતે મળનાર બાળક અને બાળ ઉછેરના જ્ઞાનનું પ્રદર્શન હીંદની તંદુરસ્તીમાં પ્રથમ અગત્યતાનો બનાવ છે. બાળકોના ગંભીર મરણ પ્રમાણનાં કારણો શોધી કાઢવાં તે તેમાં સુધારો કરવાનું પ્રથમ પગથીઉં છે. લેડી ચેમ્સફર્ડે પ્રજાનું આ બાબત તરફ ધ્યાન ખેંચ્યું છે અને તેમને યોગ્ય પ્રત્યુત્તર આપવાને માટે હીંદના બાળકોના જીવનમાં જે જે ખરાબી રહેલી છે તેની પુર્ણ તપાસ કરવી જરૂરની છે; એક કારણ એવું છે કે જે કદી ભુલાઇ જવું ન જોઇએ. પ્રજા આવી જરૂરી બાબતથી અજ્ઞાન રહે તે માટે રાજ્યકારીઓ તેમજ આરોગ્ય શાસ્ત્રીઓ બન્ને એક સરખા જવાબદાર છે. સાયન્સે હમણાં જનનેન્દ્રીયના રોગો ઉપર કેટલીક ચોકકસ વાતો પ્રકટ કરી છે. સાયન્સે ખુલ્લું કર્યું

છે કે રાષ્ટ્રીય જીવનનો ઝરો મુળથીજ બગડેલો છે. અજ્ઞાન ગરીબી, અને હવા પાણીની અસરથી તંદુરસ્તીને નુકશાન કરનારાં તત્વો ઘણા છે ખરાં, તો પણ તેથી એક અઠવાડી આની અંદરની ઉપરના બાળકોને કશું નુકશાન થવું જોઇએ નહીં બાળકના જન્મ પછે લાનુંજ કોઇક કારણ હોવું જોઇએ એ કારણ ઉપદંશનો વ્યાધી છે નાની ઉમરમાં મરી જતાં અને મુવેલા જન્મેલા બાળકોમાં મોટા ભાગે આ વ્યાધીજ કારણરૂપ છે.

જનનેન્દ્રીયના રોગો જેને પરિણામે પીડા, દુઃખ, અને હાડમારીજ આવી પડે છે. તેને ખુલ્લા કરવામાં સાયન્સે કંઇ ભુલ રહેવા દીધી નથી. છતાં સાયન્સ જણાવે છે કે આ રોગ રૂપી શત્રુ અજીત નથી, અને પુછે છે કે આ રોગો આપણે મટાડી શકીએ, પણ ત્યાર પહેલાં અટકાવી શાં ન શકીએ ? એક નુકસાન સુધારવું અને થતું અટકાવવું એ બેમાં સમાજને વધુ ફાયદો શાથી છે ? ૧૯૧૭માં મુંબઈના ના. સરજન જનરલે જાહેર કર્યું હતું કે, આજના વૈદ્યકશાસ્ત્રમાં " રોગની અટકાયત " એ મહા મંત્ર છે. જો આમ હોય તો પછી વૈદ્યકશાસ્ત્ર જો આ રોગોને સાજા કરવામાં જેટલી મહેનત લે છે તેથી પણ વધારે મહેનત એ રોગના અટકાવમાં ન લે તો તો પછી તે પોતાના બોલ્યા વિરૂદ્ધ વર્તતું કહેવાય.

અને જ્યાં સુધી આ રોગોના ફેલાવાના સાધનો રૂપ આપણા શહેરની ગેરીઓમાની વેશ્યાઓ દુર ન થઇ શકે ત્યાં સુધી આ વાત કેમ બને ? અને જ્યાં સુધી નીતી ભંગ થનાર પુરૂષ અથવા સ્ત્રીને ગુન્હેગાર ગણવાનો કાયદો ન ઘડાય ત્યાં સુધી આના ઝેરના કુવાઓનો નાશ પણ કેવી રીતે કરવો ? આ બાબતમાં પુષ્કળ મહેનત લઇને બનતુ જ્ઞાન મેળવનાર અને લંડન વીજીલન્સ એસોશીએશનમાં ૩૦ વર્ષ સુધી કામ કરનાર તથા અનીતિના ઉપયોગને માટે થતુ સ્ત્રીઓનું વેચાણ અટકાવવાના પ્રયત્નો કરવા માટે યુરોપ અને આખા અમેરીકામાં ફરી કાયદાઓ ઘડાવનાર મી. ડબલ્યુ. એ. કુટ કે જેઓ હમણાંજ ગુજરી ગયા તેમણે જાહેર કર્યુ હતું કે દુર્ગુણના આ મોટા વ્યાપારનો અંત માત્ર કાયદાથીજ આવી શકે તેમ છે, તેમના મનમાં છેવટ સુધી દૃઢ હિત હતું અને તેને માટે તે પ્રાર્થના કરતા હતા. કચરો સાફ કરવાનું આ પ્રાથમિક કાર્ય કેળવણી અને ધર્મથી થઇ શકે તેમ નથી યુરોપમાં ધર્મ, નિયમ અને તપાસથી આ દુરાચાર ઓછો કરવાના પ્રયત્નો નિષ્ફળ ગયેલા છે, અને સત્તાવાળાઓએ એમ કબુલ પણ કર્યું છે, કે જે શહેરોમાં વેશ્યાવૃત્તિ એક વ્યાપાર રૂપે ચાલતી હોય, ત્યાં એમજ સમજવાનું છે કે લોકોની તેને માટે અનુમતિ છે, વ્યાપાર રૂપે ચાલતો દુરાચાર રોગ વધારે છે એટલુંજ નહીં પણ ગુન્હો પણ વધારે છે.

આજના સુધારાના જમાનામાં સાયન્સે જે નવીન અંતઃકરણ બનતું શકય કર્યું છે. તે અંતઃકરણે આ જાહેર પ્રજાના દુરાચારને અટકાવવાના ઉપાયો લેવા જોઇએ. રાજ્યે

એક એવો કાયદો ઘડવો જોઇએ કે જેથી હિન્દના યુવક વર્ગને શિક્ષણ મળે તેમજ સ્વચ્છંદમાં પડતો અટકી જાય. લોકોની પ્રીતિ ઉપર કાયદાની અસર અસંત જોરાવર છે. દેશનો કાયદો તો તરતમાંજ વ્યક્તિનો પોતાનો અંતઃકરણનો કાયદો થઇ પડે છે એવું ઇતિહાસ બતાવે છે. બીજી કોઇ પણ રીતે પ્રજાના ધ્યાનમાં એ વાત નહીં આવે કે ભવિષ્યની પ્રજાને બગાડનાર ચેપી દુર્ગુણો ગુન્હારૂપ છે, અથવા તો હિન્દની તંદુરસ્તીને ઉત્પન્ન થનાર બાળકોના પિતાએ પવિત્ર રહેવાની જરૂર છે.

હિન્દમાં અત્યારે નવીન અંતઃકરણ જાગ્રત થયું છે. આપણી પાસે વૈદ્યકશાસ્ત્રની કોંગ્રેસ તથા ગુપ્ત દરદોપરનાં કમીશનનો રીપોર્ટ આવેલો છે અને તે ઉપરથી સુધરેલી દુનીયામાં કદી ન જણાયલા એવા વ્યભિચારના ગંભીર નુકશાનો આપણા જાણવામાં આવેલા છે. આ માટે એ દુર્ગુણ જેમ બને તેમ જલદી દુર કરવાની જરૂર છે વળી હિન્દમાં "બાળકોના સુખ" ને માટે જે નવી યોજના તૈયાર થાય તેમાં નિર્દોષ બાળકોની થતી કતલ ઉપર પણ સારી રીતે ધ્યાન આપી તે અટકાવવી જોઇએ.

આની શરૂઆત થઇ ચુકી છે. બધા પ્રાંતોમાં જાહેરમત જાગૃતિમાં આવ્યો છે. બધી ધારા સભાના સભાસદો પાસે આ વાત રજુ કરવામાં આવી છે. હિન્દની બધી મ્યુનીસીપાલીટીઓની મદદ માગવામાં આવી છે. એક કાયદો ઘડવા માટે વાયસરોયને મોકલવાની એક અરજીપર ૭૦૦૦ ઉપરાંત સ્ત્રી પુરૂષોએ સહી કરેલી છે. લકનઉમાં મળેલી વીમેન્સ ક્રીશ્ચીઅન ટેમ્પરન્સ યુનીઅનની સભામાં ડો. તેજ બહાદુર સપરૂને એક બીલ તૈયાર કરવા વિનંતિ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

જેઓને પોતાની માતૃભુમીના હિતને માટે ઉમેદ હોય તેઓએ આ દુરાચાર દુર કરવાને માટે તત્પર થઇ જવું જોઇએ એવી હું વિનંતિ કરૂં છું.

---

# ગામની સ્વચ્છતા.

ઘણા પ્રાચીનકાળના શહેરોની રચનાનાં વર્ણનો પુરાણ મહાભારતાદિમાં વાંચીયે તો જણાય છે કે તે વખતે પ્રજાની તંદુરસ્તી દરેક રીતે જળવાય તેવીજ નગરની બાંધણી થતી હતી. તેવી બાંધણીની પુરાતની રચના હાલમાં પણ હીંદમાં કોઇ કોઇ શહેર કે ગામમાં જોવામાં આવે છે; પણ ઘણેભાગે તો કોણ જાણે કયા કારણે છેલી કેટલીક સદીઓથી ગામ રચના અશાસ્ત્રીય ઘોરણેજ થાય છે; જેને પરિણામે લોકો રોગિષ્ટ બને છે અને ગામમાંથી રોગિષ્ટ જંતુઓ અને ગંદકી કદી પણ નાબુદ થતાં નથી. શહેરોમાં મ્યુનિ-

સીપાલીટી ખાતુ આ બાબતમાં બજાજ રાખે છે. રાજા કે મોટા મોટા ધનવાનો તેમાં રહેતા હોય છે વેપારનાં મથક ગણાય છે અને જીવનયાત્રાના સુખ સાધનોની જરૂરી મળવાની ગરજ હોય છે છતાં ગામની ગંદકી એટલી બધી વ્યાધિકારક હોય છે કે લોકોનો મોટો ભાગ બીમારજ રહે છે શહેર કરતાં હજી ગામડાંનાં માણસો સારૂં આરોગ્ય ભોગવતા જોવામાં આવે છે. ગામડાની રચના શાસ્ત્રાધારે હોતી નથી તો પણ ખુલ્લા અને મેડી વિનાનાં બેઠી બાંધણીનાં મકાન, ખુલ્લાં ફળીમાં ફરતા વાડા, કસરત કરવાનો મહાવરો, ખુલ્લી હવા અને શુદ્ધ જળ વગેરે સાધનો કુદરતી રીતે તેઓનું આરોગ્ય સાચવી રાખે છે. તેઓને ઝાડે-જંગલ જવાનું ગામ બહાર કે વાડામાં હોય છે. ખરાબ પાણી જવા માટે ગામવચાળે કે ફળીમાં ગટરો કે ખાળ કરવી પડતી નથી જગાની પથરાયુ અને હવા તથા તડકાનું પુષ્કળ આવાગમનવાળાજ તેઓનાં મકાન હોવાથી મ્યુનિસીપાલીટી વિના પણ તેઓનું આરોગ્ય જળવાય છે. જુદા જુદા જનપદનાશક રોગોના ઉપદ્રવો વેળા જરૂરના ઔષધાદિ સાધનો નહીં મળવાથી તેઓનો મરો થાય છે પણ તે સિવાય હમેશા તેઓ આનંદથી પોતાની ગરીબયાત્રા ચલાવ્યે જાય છે. ગામડાના ગરીબ માણસ જેટલું શહેરનો રાજા કે શ્રીમાન્ શારીરિક સુખ ભાગ્યેજ અનુભવતો હશે. ગામડાનાં માણસોને ૩ વખત જેવી કકડીને ભુખ લાગે છે તેવી ભુખનું સ્વપ્નું પણ શહેરના માણસોને નહીં હોય. કાગળ જેવી એકાદ રોટલી કે કડછી ભાત વધુ ખાવામાં આવી જાય તો બીચારાને બે દીવસ સુધી સોસવાવુ પડે છે ગામડાની નાટકશાળા પણ ખુલ્લી હોય છે કે જે ચોરો અથવા માંડવી કહેવાય છે. મહાભારત રામાયણ કે તેવાં આખ્યાનો સાંભળવા માટે ખુલ્લી જગામાં સેંકડો માણસો ભેળા થાય છે નાટકોમાં આથી બધું 'ઉલટું' છે જ્યાં ચાર ચાર માળના મકાનો કે માળામાં તેઓ રહે છે. દરેક ઠેકાણે પાયખાનાં બેહદ ગંદા અને રસોડા કે સુવા બેસવાના ઓરડાને લગતાં હોય છે કે જ્યાં પાંચ મીનીટ પણ ઉભાં રહેતાં તમ્મર આવે સાધારણ શહેરોમાં દરેકને ઘેર પાયખાના હોતાં નથી ત્યારે એક શેરીમાંનાં ૧૦૦ ઘરોમાંથી ૭૫ ઘરનાં માણસો તો શેરીનો વચમાં ચાલવાનો માર્ગ બાદ કરી બન્ને બાજુ મળ-મૂત્રાદિની હાજતો કરી મુકે છે. ઘરમાં વપરાતાં પાણી જવાની ગટરો દરેક ઠેકાણે હોતી નથી એટલે રાતવરત લોકો ફળીમાં કે પોતાની ડેલીની આજુબાજુ કે શેરીમાં ગંદાં પાણી ઢોળ્યા કરે છે એટલે બાર માસમાં એક દિવસ પણ શેરીઓ સુકાએલી દેખાતી નથી. તેની આસપાસ [illegible] ગંદકીનું ઉમેરણ થતાં રોગોત્પાદક જંતુઓ ઉછરે છે. આ સ્થિતિ કાઠીયાવાડના દરેક મોટા ગણાતા શહેરની છે. છતાં તેને ગટર કે રાજ્યધાનીની સુધારણા કે સ્વચ્છતા માટે દરેક રાજા પણ કાળજી રાખતા નથી કારણ ગંદી જગામાં રહેવાનો આનંદ તેઓએ ચાખેલો હોતો નથી ગામબહાર વિશાળ મહેલો અને બગીચાઓમાં પોતે રહેતા હોવાથી દરેકને તેવાં સુખી માની લે છે. કેટલાંક શહેરોમાં તો આગળના કરતાં વસ્તી બમણી ત્રણ ગણી વધી પડી છે પણ તેને પ્રમાણ માટે નવી જગા આપવાનું કેટલાક રાજ્યો યોગ્ય માનતા નથી અને ડબલ સંકડામણથી અનેક દરદનો ભોગ લોકોને એક ઠેકાણે પુરાઈ રહે

છે. ના. જામ સાહેબે જામનગરને સુધારવા માટે પહેલ કરી છે અને કાઠીઆવાડમાં જામનગર એ શાસ્ત્રીય રીતે ગોઠવાઇ ગયેલું ગણાશે પણ તેમ કરવા જતાં પ્રજાને જે મુશ્કેલીઓ વેઠવી પડી હોય તેમાં રાજ્યએ રાહત આપવી જોઇએ. એટલે એક માણસને થયેલું નુકસાન ભરી આપ્યા વિના તેના મકાનને ભાંગી નાખી તેને યોગ્ય જગા બીજે આપ્યા વિના તેની જગા સંભાળી લેવી એવી રીતે હજારો કુટુંબોને મુશ્કેલીમાં ઉતારીને નગર રચના કરવામાં આવે તે પણ અક્ષમ્ય છે. તેમ એક રાજા એકાદ ગામને સુધારી લીયે અને પોતાના તાબાનાં બીજા અનેક શહેરો જુની હાલત પ્રમાણે રહ્યાં હોય તે એ રાજ્યની સુધારણા કહેવાય નહીં. બ્રિટિશ હિન્દમાં શહેર બાંધણીનું અને તેને લગતું કામ અધિક પ્રભુત્વ ધરાવતી મ્યુનીસીપાલીટીયુ કરે છે પણ તે મોટા રસ્તાઓને સુંદર રાખવામાં જેટલી કાળજી રાખે છે તેટલી ગલી ગુંચીયુ માટે રાખતી નથી. ખરી રીતે તો ગલી ગુંચીયુ અને નાની મોટી શેરીયુમાંજ હજારો માણસો વસે છે તેમ મધ્યમ વર્ગના માણસો પણ ત્યાંજ રહે છે. કે જેઓને રહેવાની જગા સાંકડી હોય છે તથા ઘરમાં કે ઘરની આસપાસ સ્વચ્છતા રાખવાનાં સાધનો ઓછાં હોય છે અને મ્યુનીસીપાલીટીની પણ તેવે ઠેકાણે ઓછી કાળજી રહે છે. અમદાવાદ જેવું મોટું વેપારનું મથક અને લાખોની વસ્તીવાળું શહેર છતાં તેની નાની મોટી ગલીયું જોનાર ત્રાસ પામી જાય; અને તેવી ગલીયુંમાં એકાદ રાજાને કે યુરોપીયનને ફેરવ્યો હોય તો તેને ચક્કર આવી જાય એટલી ગંદકી હોય છે. આ શું મ્યુનીસીપાલીટીની કુશળતા સૂચવે છે? સાર્વજનિક સ્વચ્છતા માટે આપણે રાખવી જોઇએ તેટલી કાળજી રાખતા નથી. ઘણી વખત મ્યુનીસીપાલીટી ઘરોની આજુબાજુની ગલીયું કે નાની મોટી શેરીયુને સાફ રખાવે છે પણ મુળ ઘરજ ગંદાં હોય હવા પ્રકાશની આવ જાવ થતી ન હોય તો આજુબાજુની સ્વચ્છતાથી ઘરોમાં રહેનારાઓને કશો પણ લાભ થતો નથી; અને સાર્વજનિક આરોગ્ય બગડે છે. માટે પ્રથમ દરેક શહેરની નવી રચના કરવાનું કામ દેશી રાજાઓએ અને મ્યુનીસીપાલીટીએ હાથ ધરવું જોઇએ. દેશ દરિદ્રી થયો છે. મોંઘવારી વધ્યા કરે છે તેમાં આવાં મોટાં કામો કેમ થઇ શકે એ પ્રશ્ન છે. પણ લાખો રૂપીયાના વેપાર કરનારા, લાખો રૂપીયાનાં કર અને વ્યાજ ઉપજાવનારા અને પ્રજા પાસેથી લાખો રૂપીયા વસુલ કરનારા રાજાઓનું તથા નાં. સરકારનું કર્તવ્યજ એ છે અને પ્રજાનાં નાણાં વડે ભરાયેલી તેજુરીઓનો ઉપયોગ પણ એજ છે. ધનનું રક્ષણ કરવા માટે તેજુરીઓ ભરવામાં આવતી નથી. દેશનું દારિદ્ર મટાડવા માટે લોકોને પોત પોતાના ધંધામાં ઉત્સાહિત કરવા જોઇએ એ જો ખરૂં છે તો એ ઉત્સાહ અને નવીન નવીન કામ કરવાનો ઉત્સાહ વધારવા માટે પ્રજાને રહેવાની સુખમય સગવડ પ્રથમ આપવી જોઇએ. જુના શહેરમાં ગરદી થવા માંડે એટલે પ્રજાને ગામબહાર સુરક્ષિત જગા મળી શકે તેમ કરવું જોઇએ. પુના જેવાં મોટાં મોટાં શહેરોમાં તેમજ થાય છે ગામબહાર જ્યારે લોકોને જગા આપવામાં આવે ત્યારે વ્યવસ્થિત રીતેજ વધ્યા કરે તેમ થવું જોઇએ શહેરનો વધારો થાય એ કાંઇ ખરાબ નથી પણ સારૂંજ છે ગામની સંકડામણને લીધે

પ્રજાને ગામબહાર પ્લોટ પાડી દેવામાં આવે તો આરોગ્ય જાળવવા સાથે પ્રજાનો અને તે સાથે હુન્નર ઉદ્યોગનો વિકાસ થાય છે. કાઠીઆવાડમાં તેનો દાખલો રાજકોટ છે. જીનપરા તરફ શહેરનો જે વધારો થાય છે અને વ્યવસ્થિત રીતે પ્લોટ પાડી જે ગામ-રચના કરેલી છે તે જોવા જેવું છે તેથીજ ત્યાંની વસ્તીમાં હજારોનો વધારો થયો છે રાજાને જમીનનાં નાણાં ઉપજે છે તે નાણાંનું વ્યાજ ખેતી કરતાં અનેકગણું વધુ મળી શકે છે અને પ્રજાની વૃદ્ધિ થાય છે.

જીવરામ કાળીદાસ વૈદ્ય.

---

# કેળાંનું વાવેતર

## તથા તેની ઉછેરવાની પદ્ધતિ.

છઠી માર્ચ ૧૯૨૦ના "ન્યુ ઇન્ડીયા"ના સાપ્તાહિક વધારામાં નીચલો લેખ પ્રસિદ્ધ થયો છેઃ—

"કેળાની જાતો ઘણી છે જેવાં કે રાતાં કેળાં, લીલાં કેળાં, તથા ખાખી રંગનાં કેળાં; વળી પીળાં કેળાની પેટા જાતો છે, જેવી કે મલપ્રવાલા, નાગાવાલા અને ચક્કીકાલા મલઇવાલા જાતનાં કેળાં મદુરા, કોઇમ્બતુર, સાલેમ, રાજવાલા, રસ્તાલા વગેરે સ્થળે થાય છે; નાગાવાલા જાતનાં કેળાંને ખુણાપર લીલા પટા હોય છે અને તે બેંગલોરમા થાય છે; ચક્કીકાલા જાતના કેળાંના છેડા લીલા હોય છે અને ઉત્તરમાં થાય છે. મદ્રાસ ઇલાકામાં સાધારણ રીતે થતાં કેળાંની આ કેટલીક જાતો છે આ સઘળી જાતનાં કેળાં ફળ તરીકે વાપરવામાં આવે છે, માત્ર એક જાતનાં પીળાં કેળાંજ શાક તરીકે વપરાય છે. તે એકલાંજ કેળાંનું શાક કરવામાં આવે છે અથવા કોઇ બીજી જાતનાં શાકની સાથે મેળવીને તેને રાંધવામાં આવે છે. તે બહુ પુષ્ટિકારક અને આરોગ્યદાયક હોય છે અને વળી તે રેચક પણ હોય છે રેચક પદાર્થ તરીકે તે પ્રાતઃકાળે અથવા રાત્રે દુધ સાથે કીંવા દુધ વિના લઇ શકાય છે. અમેરીકામાં તાવથી પીડિત દર્દીઓને કેળાંના લોટમાંથી બનાવેલી કાંજી આપવામાં આવે છે શરીરમાં જ્યારે ચોખા કે સાબુ ચોખાની કાંજી પણ ટકતી ન હોય ત્યારે ઉક્ત કાંજી ટકે છે. જમેકામાં કેળાં એ મજુરોનો એક મુખ્ય ખોરાક છે.

એમ કહેવાય છે કે પુરાં કેળાંમાં ગોળ બી હતાં અને તેના મધ્ય ભાગમાં હજી આપણને અત્યંત નાનાં બી પ્રાપ્ય થાય છે. કેટલાંક જંગલી જાતનાં કેળાંમાં તો બી એટલાં

નાનાં થઇ ગયાં છે કે તે નરી આંખે દેખાતાં પણ નથી. કેળ જ્યારે કાળી, રાતી અથવા રેતાળ જમીનમાં રોપવામાં આવે ત્યારે તે સારી રીતે ઉછરે છે અને ત્રણ ચાર વર્ષ પર્યંત સારો પાક આપે છે. જો કેળનાં છોડની સારી માવજત લેવામા આવી હોય તો તે રોપ્યા પછી દશ બાર મહીનામાં ફળ આપે છે.

**રોપવાને માટે ઉત્તમ ઋતુ**—વર્ષાકાળ એ કેળ રોપવાને માટે ઉત્તમોત્તમ ઋતુ છે. જેમાં પાણી જલદી સુકાતું નથી. જે કાળી ભુમીમાં પ્રતિવર્ષ સરાસરી ૩૦થી ૩૫ ઇંચ વરસાદ થતો હોય તેમાં કેળ રોપવી જોઇએ. જેમાં પાણી જલદી સુકાઇ જાય એવી રાતી ભુમીમાં જો પ્રતિવર્ષ સરાસરી ૫૦ થી ૭૦ ઇંચ વર્ષાદ થતો હોય તો તેમાં વર્ષાકાળમાં કેળ રોપી શકાય છે. ભેજવાળી જે જમીનમાં ૫૦ થી ૭૦ ઇંચ કે તેથી વધુ વર્ષાદ થતો હોય તેમાં શીયાળામાં કેળ રોપી શકાય છે.

**રોપવાની રીતી**—જુદી જુદી જાતની કેળોનાં કદ જુદાં જુદાં હોય છે, એટલા માટે એક સ્થાનમાં માત્ર એકજ જાતની કેળ રોપવી યુક્ત છે. કેળ રોપ્યા પુર્વે જમીનને નિદાન બેવાર ચાસીને સરખી કરવી જોઇએ. કે જેથી પાણી એક જગ્યે ભરાઇ ન રહે. જેમ વધારે વાર ચાસવામાં આવશે તેમ વિશેષ લાભ થશે ક્યારા આઠથી દશ ફુટને અંતરે કરવા જોઇએ, તેમનો વ્યાસ બે ફુટનો હોવો જોઇએ અને તે બે ફુટ ઉંડા હોવા જોઇએ. ક્યારા પુરી દીધા પૂર્વે ખોદેલી માટીમાં પાંદડાં તથા વનસ્પતિનો ભુકો અને ઘણું જુનું ગાયનું છાણ અથવા ઘોડાની લાદ ભેળવવી જોઇએ. કેળની એવી સંભાળ રાખવી જોઇએ કે તેના મૂળને જેમ બને તેમ ઓછી ઇજા થાય ઇજા પામેલાં સર્વ મૂળ કાપી નાંખવાં જોઇએ. જો આવી રીતે બગડેલાં મૂળ કાપી નાંખવામાં નહીં આવે તો છોડ સારી રીતે ઉછરશે નહીં.

બહુ ઉંડે અથવા બહુ ઉપર કેળ રોપવાથી નુકસાન થશે. જો બહુ ઉંડે રોપવામાં આવશે તો મૂળ ગુંગળાઇ જશે અને પ્રગતી કરી શકશે નહીં અને જો બહુ ઉપર રોપવામાં આવશે તો મૂળ બળી જશે અને છોડ પવનની સામે ટકી શકશે નહીં. પાંદડાં અને મૂળોની વચ્ચે યુક્ત સમાનતા રાખવાને માટે રોપવાનાં છોડનાં પાંદડાં પ્રમાણુસર કાપી નાંખવાં જોઇએ, કારણકે જો સર્વ પાંદડાં રહેવા દેવામાં આવે તો વરાળરૂપે ભેજ એટલો બધો બહાર નીકળી જશે કે મૂળો જોઇતું પાણી પુરૂં પાડી શકશે નહીં અને તેથી સ્વાભાવિક રીતેજ પાંદડાં સુકાઇ જશે અને છોડનાં વિકાસમાં બાધા થશે. યુક્ત પ્રમાણમાં પાંદડાં કાપી લઇ ભેજને બહુ બહાર નીકળી જતો અટકાવી નિસર્ગને યથાશક્તિ સહાય કરવી એ આપણું કર્તવ્ય છે.

**ખાતર**-રોપ્યા પછી બે મહીને જ્યારે છોડ દ્દઢ રીતે ભૂમીમાં ચોંટી ગયા હોય ત્યારે છોડથી

ત્રણ ફુટ સુધીની સર્વ બાજુની ૭ ઇંચ ઉંડી જમીન ખોદી લેવી જોઇએ અને તે સ્થાનમા ત્રીસ કે ચાળીસ રતન ગાર કે ઘોડાનું છાણ ૩ થી ૪ રતન એરંડીનો ખોળ અને એક રતન રાખ પાથરવી જોઇએ અને પછી તેની ઉપર કાઢી લીધેલી માટી નાખવી જોઇએ જો કે મગફળીનો ખોળ એરંડીના ખોળ કરતા સારો હોય છે તો પણ ઉંદરોને આવતા અટકાવવાને માટે પહેલીને બદલે બીજીજ જાતનો ખોળ વાપરવો જોઇએ, કારણકે ઉંદરો મગફળીના ખોળના શોખીન હોય છે અને એ વાર તેઓ પાછળ પડયા એટલે તેમને દુર કરવા બહુ મુશ્કેલ થઇ પડે છે તેઓ મગફળીનો ખોળ ખાઇ જાય છે એટલુજ નહીં પરંતુ છોડના મૂળ અને કંદ પણ ખાઇ જાય છે એટના માટે મગફળી, કપાશીઆ, કોપરા કે એવી કોઇ સ્વાદિષ્ટ વસ્તુનો ખોળ વાપરવો ન જોઇએ શોકની વાત છે કે રાખ ખાતર તરીકે કેટલી બધી ઉપયોગી છે તે લોકો જાણતા નથી—આનું કારણ કદાચ તે બહુ સસ્તી છે એ હશે લાકડાની રાખમા ૩૩ ટકા ચુનો અને ૪ થી ૬ ટકા પોટાશ રહેલો હોય છે ચુનો જમીનની ફળદ્રુપતા વધારે છે. જમીનના કેટલાક તત્વોની સાથે જોડાઇને તે પોટાશ અને ઇતર ઉપયોગી પદાર્થોને છુટા પાડે છે પોટાશ છોડને મજબુત અને નીરોગી બનાવે છે એટલુજ નથી, પરતુ ફળને મિષ્ટ બનાવે છે અને તેની છાલને બહુ પાતળી બનાવે છે

પહેલો વરસાદ પડે ત્યાર પછી બે પખવાડીએ, છોડ રોપ્યા પછી બે મહીને પુરેતા ખાતર જેટલુંજ ખાતર પુરવુંજ જોઇએ

પાણી કેટલી વખત સુધી પાવુ તેનો આધાર બે ચીજોપર રહેલો છે—આબોહવા અને જમીનની જાત શીત ઋતુમા ભેજવાળી જમીનમા છોડોને દશ દિવસે એકવાર પાણી પાવુ, પરતુ ભેજ વિના જમીનમા આઠવાડીએ એકવાર પાણી પાવુ અને રાતી જમીનમા પાચ દીવસે એકવાર પાણી પાવુ

સભાળપૂર્વક મહિનામા એકવાર ઘાસ અને સમય નીંદણુ કાઢી નાખવુ જોઇએ અને નીંદણનો લીલા ખાતર તરીકે ઉપયોગ કરવો જોઇએ બે ત્રણ વાર પાણી પાયા પછી સમગ્ર ખેતરમા ખરપી ફેરવી જોઇએ વર્ષમા એકવાર ઉંડો ચાસ કરવો જોઇએ અને એમ કરવાને માટે ઉત્તમોત્તમ વખત વર્ષાઋતુ પુર્ણ થયા પછી નો છે.

વર્ષાઋતુમા સમગ્ર પાણી બહાર કાઢી નાખવાની ગોઠવણ કરવી જોઇએ—ખાસ કરીને જ્યા ૪૦ ઇંચથી વધુ વરસાદ પડતો હોય એવી ભેજવાળી જમીનમા તેવી ગોઠવણ અવશ્ય કરવી જોઇએ આ વિષયના સબંધમા મી ટનબુ કેમોર જણાવે છે કે થોડા પાણીને બદલે વધુ પાણીથી અધિક નુકશાન થાય છે જો પાણી થોડુ હોય તો જીવન ક્રિયા વધારે ધીમેથી ચાલે છે અને થોડા વખત સુધી વિશ્રામ બધ પડે છે અને જ્યારે

પુનઃ પાણી મળે ત્યારે પુનઃ વિકાસ થવા લાગે છે: આથી ફળ આવતાં વિલંબ થાય છે, એ સિવાય બીજુ નુકસાન થતું નથી, પરંતુ ઘણા પાણીથી પાકને બહુ નુકસાન થાય છે.

ઘણાં અને મોટાં ફળો મેળવવાને માટે કેળના મુખ્ય છોડની જોડે માત્ર એકજ પીલો ઉગવા દેવો જોઇએ. શેષ પીલાઓ પખવાડીઆમાં એકવાર કાપી નાંખવાં અને કેળનાં છોડની આસપાસ લીલા ખાતર તરીકે જમીનમાં પુરવાં; કારણકે કેળનાં પીલાંમાં નાઇટ્રોજન અને પોટાશનો ઘણો ભાગ હોય છે.

આંબા, નારંગીનાં ઝાડ આદિ વૃક્ષો ૨૫ થી ૩૦ ફુટને અંતરે રોપવા જોઇએ. આ ઝાડો જ્યારે તરતનાં રોપેલાં હોય ત્યારે તેમને થોડો છાંયો જોઇએ છીએ અને તેમની વચ્ચે કેળ અથવા પોપૈયાના છોડ રોપવા હમ્મેશાં ઇષ્ટ હોય છે. વળી ત્રણ ચાર વર્ષે મોટાં ઝાડોને ફળ આવવા લાગે ત્યાંસુધી આ છોડો પાક આપે છે. અાથી પૈસા ઉત્પન્ન થાય છે એટલુંજ નહીં, પરંતુ કેળ વગેરેને માટે સમગ્ર ખેતરને પાણી પાવામાં આવે છે અને ખાતર પુરવામાં આવે છે તેથી મોટા ઝાડોનો અદ્‌ભુત રીતે વિકાસ થાય છે અને તેઓ જલદી ફળ આપવા લાગે છે.

જો કેળનાં છોડ એકજ ખેતરમાં ત્રણ ચાર વર્ષો કરતાં અધીક સમય પર્યંત રાખવામાં આવે તો તેને આસવાનું કામ બહુ મુશ્કેલ થઇ પડે છે, પરંતુ કોઇ યુક્તિથી આ મુશ્કેલી નિવૃત્તિ કરવામાં આવે તો પણ જમીનને આરામ આપવાનો પ્રશ્ન બાકી રહે છે; કારણકે ત્રણ ચાર વર્ષમાં જમીન એટલી બધી નિઃસત્વ બની જાય છે કે છોડોને જો કોઇ બીજા ખેતરમાં લઇ જવામાં ન આવે તો ફળ ઘણાં થોડાં અને નાનાં આવે. એટલા માટે દર ત્રણ ચાર વર્ષે કેળ જુની જમીનમાંથી કાઢી નવી જમીનમાં રોપવી જોઇએ અને જુની જમીનમાં કોઇ બીજોજ પાક કરી તે પાકનો લીલા ખાતર તરીકે ઉપયોગ કરવો જોઇએ.

જો અમારા કોઈ વાચકો મોટા વિસ્તારમાં કેળનો પાક કરવા ઇચ્છતા હોય તો અમે તેમને મી. ડબલ્યુ. ફૅસેટનું "The Banana, its Cultivation, Distribution and Commercial Uses." એ પુસ્તક વાંચવાની ભલામણ કરીએ છીએ. એ પુસ્તક લંડનની 'ડકવર્ક' એન્ડ કંપનીએ પ્રસિદ્ધ કર્યું છે.

એ પુસ્તકમાં તેમણે મુખ્યતઃ વેસ્ટ ઇન્ડીઝમાં કરવામાં આવતી કેળની ખેતી સંબંધી વિવેચન કર્યુ છે, પરંતુ તે ઘણે અંશે અત્રેની પરીસ્થિતિને પણ લાગુ પડે છે."

# ખાંડ.

એપ્રીલ ૧૯૧૯થી જાન્યુઆરી ૧૯૨૦ સુધીના નવ માસમાં ૧૮૦૪૬૬૦૦૦ અઢાર કરોડ, ચાર લાખ, છાંસઠ હજાર રૂપીઆની ખાંડની આયાત હીંદમાં થઇ એટલે ૧ વર્ષની આયાત લગભગ ત્રેવીસ કરોડ રૂપીયાની થવા જાય છે. ખાંડ અને સાકર એ ચીજની, હિન્દમાં એટલી બધી વપરાશ વધી પડી છે કે તેને અટકાવવાનો હવે રસ્તો નથી. માત્ર દેશમાં ખાંડની બનાવટનાં કારખાનાં નિકળે અને ખજુરી તથા શેરડીનાં વાવેતરનો બહોળો ફેલાવો કરી ખાંડની પેદાશ વધારવામાં આવે તોજ કરોડો રૂપીઆ પરદેશ જતા અટકે અને લડાઇ જેવે વખતે પ્રજાને થતા હાલ અટકે. હિન્દ એ ખાંડની જુની જન્મભૂમી છે છતાં અટાણે વિદેશી ખાંડ ઉપર આટલો બધો આધાર તેને રાખવો પડે છે. તેમાંથી બચાવવા ના. સરકાર કાંઇ યત્ન કરતી નથી. જ્યારે જર્મની અને ઓસ્ટ્રીયાના શોધકોએ બીટ નામના કંદમાંથી સાકર બનાવવામાં સફળતા પ્રાપ્ત કરી ત્યારે તે દેશની સરકારે તેઓને આર્થિક મદદ આપી સસ્તી કીંમતે પોતાની ખાંડ પરદેશોમાં વેંચી શકે તેવી સગવડ કરી આપી. પોતાની સરકારની એ સહાયતાનો હેતુ એજ હતો કે પરદેશોમાં ખાંડ-બનાવનારાં કારખાનાં પડી ભાંગે અને તેમજ થયું. ત્યારે તે ખાંડના વેપારીઓએ એકદમ ભાવ વધાર્યા અને પોતાની સરકારે આપેલી મદદનો બદલો પણ તેને મળી ગયો. જે વખતે લોર્ડ કર્ઝન હિન્દનો વાઇસરોય હતો ત્યારે ઓસ્ટ્રીયા જર્મનીની ખાંડ ઉપર મોટી જગાત નાખી પણ તેનો લાભ હીંદી પ્રજા લઇ શકે તેમ ખાંડ બનાવવાનાં કારખાનાં હિન્દમાં કાઢયા નહીં અને જર્મની ઓષ્ટ્રીયાની ખાંડ અટકતાં મોરીશસ ટાપુના ખાંડ બનાવવાવાળા ગોરા લોકોને ફાયદો થયો અને તેઓ જર્મની ઓષ્ટ્રીયાની ખાંડ કરતાં ઓછે ભાવે હિન્દમાં ખાંડ વેચવા લાગ્યા. હિન્દનાં ખેતરો એટલા બધા ટુકડાઓમાં વેંચાયેલાં છે કે તેમાં શેરડીનું વાવેતર કરી ખાંડ બનાવી શકાય નહીં તે માટે ઘણી મોટી લાંબી પહોળી જમીનમાં શેરડીનું વાવેતર કરવું જોઇએ તોજ ખાંડ સોંઘી કીંમતે મેળવી શકાય. એટલે શેરડીના વાવેતર માટે વિશાળ જમીન નિરાળી કાઢવાનું કામ સરકાર કે દેશી રાજ્યો કરી શકે; પણ આજ સુધીમાં ખાંડની બેહદ મોંઘવારી છતાં અને પરદેશથી કરોડોની ખાંડ દેશમાં આવે છે તે જાણતા છતાં કોઇ તે માટે યત્ન કરતું નથી. વિદેશી વેપારીઓને વગર અટકાયતે હિન્દમાં વેપાર કરવા દઇ હિન્દી વેપારને માટીમાં મેળવ્યો. વગર અટકાયતના વેપારની ના. સરકારની નીતિ ખાંડના સંબધમાં બદલી ત્યારે હિન્દને થતું નુકશાન અટકાવવા તથા ખાંડની બાબતમાં હિન્દને પોતાના બાહુબળ ઉપર આધાર રાખતું કરવાને બદલે મોરીશસના ખાંડના ગોરા વેપારીઓને ફાયદો કરી દીધો. ખાંડની જકાતમાંથી સરકારને ૫-૬ કરોડ, રૂપીઆની પેદાશ છે તે રકમ પણ જો હિન્દમાં ખાંડ બનાવવાનાં કારખાનાં ઉભા કરવામાં ના. સરકાર વાપરે તો આ ઉદ્યોગ બે ચાર વર્ષમાં પગભર, થઇ જાય અને એક પૈસાની પણ ખાંડ બહાર દેશની આવે નહીં. હિન્દમાં ઉત્તમોત્તમ ખાંડ સાકર બનાવવાની પદ્ધતિ જુનામાં જુના વખતથી એટલે હજારો વર્ષ થયાં ચાલી આવે

છે છતાં સરકાર તરફથી ઉત્તેજન નહીં મળવાથી તથા તે ઉદ્યોગને જીવતો રાખવાની સરકારની બીનકાળજીથીજ એ ઉદ્યોગ પડી ભાંગ્યા જેવો થઇ ગયો. આ દેશમાં ઘણા ભાગોમાં ખજુરીનાં વૃક્ષ એટલાં બધાં છે કે તેમાંથી લાખો ટન સાકર બનાવી શકાય. હાલમાં પણ ખજુરીમાંથી ઘણી સાકર બને છે પણ તેને મોટા પાયા ઉપર વિસ્તારવામાં આવે તો ખજુરીનાં વૃક્ષો પણ ઘણી ખાંડ પુરી પાડે એક વીઘા જમીન શેરડીથી જેટલી ખાંડ થાય છે તેથી પણ વધુ ખાંડ એક વિઘાનાં ખજુરીના ઝાડથી થઇ શકે છે. શેરડીનું તો વર્ષોવર્ષ વાવેતર કરવું પડે છે પણ ખજુરનાં બી એકવાર વાવી દીધાં એટલે ૫–૬ વર્ષમાં ખજુરીના વૃક્ષ તૈયાર થાય છે પછી તેમાંથી રસ નિચોવી તેનો ગોળ બનાવી તેમાંથી સાકર બનાવી શકાય છે અને ખજુરનાં વૃક્ષ લગભગ ૨૫ થી ૩૦ વર્ષ સુધી રસ આપી શકે છે આ કામ શેરડીની ખેતી કરતાં ઓછી મહેનતનું અને ઓછા ખર્ચનું છે. આટલી બધી સગવડ જે દેશમાં છે તેના લોકોને પરદેશી ખાંડથી ના. સરકારે બચાવવી જોઇએ જ્યાં સુધી પરદેશી સાકર આવતી એકદમ અટકાવી દેશી કારખાનાં મોટા પાયાપર કાઢવાની કાળજી ના. સરકાર નહીં બતાવે ત્યાંસુધી દેશમાં સરળતાથી ખાંડ નહીં બની શકે.

**કાગળ**—એપ્રીલ ૧૯૧૯થી જાન્યુઆરી ૧૯૨૦ સુધીમાં હિન્દમાં કાગળોની આયાત ૧૮૧૧૭૫૦૦૦ અઢાર કરોડ, અગીયાર લાખ, પંચોતેર હજાર રૂપીઆની થઇ. જુના વખતમાં હિન્દમાં કાગળો બનતા પણ તેની ખીલવણી થઇ નહીં અને તેવી સંસ્થાઓ પડી ભાંગી હાલમાં દરેક દેશમાં કાગળની ખપતી વધી છે તેમ હિન્દમાં પણ મોટા પ્રમાણમાં કાગળોનો ઉપયોગ થવા લાગ્યો છે અને દાડે દિવસે તે વધવામાંજ છે. કાગળો બનાવવાનાં સાધનો હિન્દમાં ઘણાં મળી શકે એમ છે તેની શોધ–ખોળ અને પ્રયોગો કરવા જોઇએ. કેટલાક વિદ્વાનોએ વાંસ વગેરે ચીજના પ્રયોગથી સિદ્ધ પણ કર્યું છે કે અમુક વસ્તુઓ માંથી બહોળા જથામાં કાગળો બની શકે પણ તે કામ સરકારે અથવા સરકારી સહાયતા મેળવેલી દેશી કંપનીઓએ હાથમાં લેવું જોઇએ તો થોડાજ વર્ષમાં હિન્દનાં કારખાનાં હિન્દને જોઇતો કાગળ પુરો પાડી શકે.

જીવરામ કાળીદાસ વૈદ્ય.

---

# ઇન્દોરમાં ૧૧ મું વૈદ્ય સમ્મેલન.

ઘણા ઉત્સાહથી ઇંદોરમાં ૧૧મુ નિખિલ ભારતવર્ષીય આયુર્વેદિક મહાસભાનું અધિવેશન સમાપ્ત થયું તેનો જસ પં. જગન્નાથપ્રસાદ શુકલને તથા ઇંદોરના કાર્યવાહક વૈદ્યભાઇઓને ઘટે છે. સંમેલનનો સંપૂર્ણ રીપોર્ટ હજી મળ્યો નથી પણ વર્તમાનપત્રોમાં પ્રગટ થયેલા ટુંકા ખબર ઉપરથી જાણી શકાયું છે કે સમ્મેલન અને પ્રદર્શન ઘણા ઉત્સાહપૂર્વક સફળ થયું.

ડાક્ટર સત્યપ્રસાદજીનું ભાષણ પ્રભાવશાલી હતું આયુર્વેદ તરફ તેઓએ પોતાની પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ પ્રગટ કરી તેઓએ કહ્યું કે આ યુગ વિજ્ઞાનનો છે વિજ્ઞાનમાં પૂર્ણ અધિકાર પ્રાપ્ત કરવો એ હાલમા મોટામા મોટું જરૂરી કામ છે. જો આયુર્વેદનો ઉદ્ધાર કરવો હોય તો પ્રાકૃતિક વિજ્ઞાન અને ક્રિયાત્મક ચિકિત્સાશાસ્ત્રનુ પૂર્ણ જ્ઞાન અને અનુભવ મેળવવો એ રોજ કાર્ય કરી શકાય

સભાપતિ શ્રીમાન્ ગણનાથ સેન મહાશયનું ભાષણ સંસ્કૃતમાં થયું. તેઓએ તેમાં મુખ્ય વાત ઉપાડી તે વૈદ્યકનું મોટું વિદ્યાલય સ્થાપવા બાબતની હતી. તેઓએ જણાવ્યું કે વૈદ્યકશાસ્ત્ર ગ્રન્થાધ્યયન માત્રથી સમજી શકાતુ નથી તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે પ્રત્યક્ષાનુભવ, રોગપરીક્ષા, ઔષધીપરિચય, ક્રિયાકુશળતા, શારીરજ્ઞાન વગેરેની જરૂરી છે અને તે માટે ઉપકરણ, રસશાળા, અને ઉપયોગી સાધન સામગ્રીની જરૂરીઆત છે. આપણા દેશમાં વૈદ્યકશાળાઓ થોડી ઘણી હોય પણ સમગ્રસાધન સામગ્રીથી યુક્ત અને આરોગ્યશાળા યુક્ત હોય કે જેમા ૪–૫ વર્ષ અભ્યાસ કરવાથી યોગ્ય અને શાસ્ત્રીય વૈદ્ય તૈયાર થયા કરે

વૈદ્યોને માટે ઉપયોગના વિષયોવાળા ગ્રન્થો તૈયાર કરવામાં આવે, આયુર્વેદ મહાવિદ્યાલયની બને તેટલી વિશેષ સ્થાપના કરવામા આવે, વૈદ્યકશાળાઓને નભાવવાના આર્થિક સાધનોની તૈયારી રાખવામા આવે, દરેક પાઠશાળામાં એકજ પ્રકારનો પાઠ્ય ક્રમ રાખવામા આવે એ પણ જરૂરનુ છે

આગળ ચાલતા તેઓએ કહ્યું કે પ્રાચીન સમયમાં યુરોપીયનોયે આયુર્વેદમાંથીજ બધાં યંત્રો લીધેલા છે, તો પછી તેઓ પાસેથી કાઇ વાતો આપણે શીખીયે તેમાં શુ દોષ છે? અનેક રોગજ્ઞાનના યંત્રો સ્ટેથોસ્કોપ, થર્મોમીટર વગેરે યંત્રો તથા યંત્રો વગેરેની અગ્નિતાપદ્વારા સંશોધન પદ્ધતિ, જીવાણુ કારણવાદ વગેરે બાબતો આપણે તેઓ પાસેથી જાણવી જોઇએ દેશકાળ પરિસ્થિતિના બદલવાથી જુના રોગ લુપ્ત થાય છે અને નવા ઉદ્ભવે છે તેવા રોગોના જ્ઞાન જ્યાં જ્યા એકત્રિત થયા હોય તે આપણે મેળવવાં જોઇએ.

છેવટે તેઓએ કહ્યુ કે ઘણા હર્ષની વાત છે કે ચોતરફ આયુર્વેદની ઉન્નતિનાં ચિન્હો જોવામા આવે છે. હરિદ્વારમાં શ્રીયુત્ સુખવીરસીંહ મહાશય એક મહાવિદ્યાલય ખોલવાનો યત્ન કરી રહ્યા છે યુક્તપ્રાન્તના અધિપતિયે ૫૦ પચાસ હજાર રૂા. નું દાન આ કામ માટે આપેલ છે ડેરાગાઝી લોકલ બોર્ડ ગવર્મેન્ટની અનુમતિથી આયુર્વેદીય ધર્માર્થ ઔષધાલય કાયમ કરેલ છે. દિવસે દિવસે આ પ્રમાણે આયુર્વેદ તરફ વધતી અનુકૂળતાના વખતમાં આપણે આર્યવૈદ્યકના મોવડીએ તથા વૈદ્યભાઇઓએ વ્યક્તિગત દ્વેષ, અભિમાન આદિ મનોમાલિન્યને તિલાંજલિ આપી એક થઇ લક્ષ્ય તરફ આગળ વધવુ જોઇએ. તેમ થયા વિના આયુર્વેદના ઉદ્ધારની આશા ન રાખી શકાય. આ કામ માટે હિન્દીવાનોએ અવિચ્છિન્ન અને સતત પરિશ્રમ કરવો જોઇએ અને તે હિન્દીવાનોનો પરમ ધર્મ છે.

# અમેરિકામાં ચેપી દરદો માટે સાવચેતી.

અમેરિકાની પ્રજાની આરોગ્યતા સાચવનારી સરકારી એજન્સીઓએ નેસનલ કોંગ્રેસ પાસેથી૨૫ લાખ ડોલર જેટલી રકમ માગી છે ૧૯૧૮ના જુલાઇથી રાજ્યની અને મ્યુનીસીપાલીટીની સરકાર ચામડીનાં ચેપી દરદો હઠાવવાના કાર્યમાં પ્રજાકીય મંડળોની સાથે સંહકારમાં જોડાઇ છે. જો કોંગ્રેસ માગેલી રકમ આપશે તો આ સહકાર ચાલુ રહેશે એમ કહેવાય છે, અને જુદા જુદા સ્ટેટ્સ, મ્યુનીસીપાલીટીઓ અને ખાનગી ખાતાઓ પાસેથી માગેલી આશરે ૧ કરોડ ડોલર જેટલી રકમ એ રકમમાં ઉમેરવામાં આવશે.

૧૯૧૮ના જુલાઇમાં કોંગ્રેસ ઇંટર ડીપાર્ટમેન્ટલ સોસ્યલ હાઇજીન બોર્ડ સ્થાપવી તે માટે એક બીલ પસાર કર્યું હતું, અને તેને માટે અમલદારો નીમ્યાં હતા. બીલમાં જાહેર તંદોરસ્તી ખાતામાં ગુપ્ત દરદોનાં એક વીભાગનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો અને તે માટે ૨ લાખ ડોલર જુદા રાખ્યા હતા. અને આ વિભાગ ઉપર નીચે પ્રમાણે ફરજો નાંખવામાં આવી હતીઃ—

(૧) ગુપ્ત દરદોના કારણો, સારવાર અને અટકાવની તપાસ કરવી અને અભ્યાસ કરવો.

(૨) સ્ટેટ્સની અંદર આવા રોગો અટકાવવા અને કમી કરવા માટે સ્ટેટ બોર્ડની સાથે સહકાર કરવો.

(૩) જુદા જુદા સ્ટેટોની અંદર અંદરના વ્યવહારમાં આવા રોગોનો ફેલાવો અટકાવવો.

આ બીલની શરતો મુજબ જુદા જુદા સ્ટેટોના તંદુરસ્તી ખાતાને જાહેર તંદુરસ્તી ખાતાની સાથે સહકાર કરી ગુપ્ત દરદો અટકાવવાના ઉપાયો લેવા માટે કામ કરવા સારૂ ૧૦ લાખ ડોલરની રકમ વ્હેંચી આપવામાં આવનાર છે. સ્ટેટ્સે એમ કબુલ કરેલું છે કે ત્રીજોરી ખાતાના સેક્રેટરીએ ઘડેલા નીયમો પ્રમાણે મળેલી રકમમાં વધારો કરવામાં આવશે.

ગુપ્ત દરદોની અટકાયત માટે કાર્ય કરવાનું દરેક જુદા જુદા સ્ટેટે પોતાને માટે પોતાને માથે લઇ લીધું છે. જાહેર તંદુરસ્તી ખાતુ તેમાં સહકાર આપશે અને જુદા જુદા ખાતાઓ વચ્ચે એકસંપી કરાવશે.

ગુપ્ત ભાગોના દરદો અટકાવવાને માટે અમેરીકન સોશ્યલ હાઇજીન એસોસીએશન તરફથી હમણા પ્રગટ થયેલા એક ચોપાનીયા પ્રમાણે નીચે પ્રમાણે લેવામાં આવી છેઃ—

**૧. વૈદકીય ઉપચારો**—પહેલાં પત્રો લખીને તબીબોનો સહકાર મેળવવામાં આવ્યો હતો અને તેમને લખવામાં આવેલા પત્રોમાં મુખ્ય શરત એ હતી કે કાયદા

પ્રમાણે તેઓએ ગુપ્ત દર્દોના દર્દીઓનો રીપોર્ટ કરવો જોઇએ. જરૂરી સારવાર કરવી જોઇએ. અને તેવા દરેક દર્દીને સુચનાનુ એક ચોપાનીયું મફત આપવું જોઇએ. આવી સુચનાઓની ૧૩૫૦૦૦ ઉપરાંત નકલો છપાઇને પ્હોંચવામાં આવી છે. ૧૯૧૮ની સપ્ટેમ્બરથી ૧૯૧૯ના જાન્યુઆરી સુધીમાં તબીબોના રીપોર્ટ પ્રમાણે એક સ્ટેટમાં ૨૪૪૭૭ દર્દીઓ માલુમ પડયા હતા. યુનાઇટેડ સ્ટેટ્સમા ૪૮૫૦૦ દવા વેચનારાઓને એવા પત્રો લખી મોકલવામાં આવ્યા હતા કે તેઓએ ગુપ્ત દરદોનાં દર્દીઓને કંઇ દવા આપવી નહીં, અને તેમને તેને લગતુ વાંચન મફત પુરૂં પાડવું ૫૦ ટકા જેટલા તબીબોએ અને ૬૦ ટકા જેટલા દવા વેચનારાઓએ આના જવાબ વાળ્યા હતા અને પ્રજાના આ પરોપકારી કાર્યમાં પોતાની મદદ આપવા તત્પરતા બતાવી હતી.

૨. શિક્ષણના ઉપાયો:—એ બાબતમાં શીક્ષણ ફેલાવાને માટે જુદા જુદા ચોપાનીઆ પ્રગટ કરીને બધે પ્હોંચવામાં આવેલા છે તે સીવાય સીનેમેટોગ્રાફની ફીલ્મોનો પણ ઉપયોગ કરવામા આવે છે અને આ કાર્યોમાં આખા યુનાઇટેડ સ્ટેટ્સના ગૃહસ્થો અને બાનુઓની કલબો, વેપારી મંડળો, વાઇ એમ સી. એ. દેવળો, જાહેર લાઇબ્રેરીઓ વગેરે મંડળોની પણ મદદ મળી છે.

૩. કાયદાના ઉપાયો:—યુનાઇટેડ સ્ટેટ્સમાં દરેક શહેરે ખુલ્લી વેશ્યાવૃત્તિ બંધ કરવા માટે કાયદાઓ થયા છે અને ગુપ્ત રોગોનાં અટકાવને માટે પ્રજામાં ચાલી રહેલી પ્રવૃત્તિમાં સ્ટેટ્સના તંદુરસ્તી ખાતાઓ સાથે સરકારે તથા જાહેર પ્રજાએ જે સહકાર દરશાવ્યો છે તે ઘણો ઉત્તેજક છે.

હિન્દુસ્થાનની ના. સરકાર અને દેશી રાજ્યોએ પોતાની પ્રજાના આરોગ્ય માટે આટલી કાળજી બતાવી હોય એમ કહી શકાશે? હિન્દુસ્થાનને મુકાબલે અમેરિકાની પ્રજાની સખ્યા એકદમ ઓછી છે છતાં ત્યા પ્રજાનાં ચેપી રોગોના અટકાવ માટેજ કરોડો રૂપીઆનું ખર્ચ સરકાર અને પ્રજા માથે ઉઠાવી રહ્યે છે. હિન્દી પ્રજા તેને મુકાબલે ગરીબ છે પણ ના. હિન્દી સરકાર અને દેશી રાજ્યો ગરીબ નથી. તેઓ લાખો રૂપીઆના બીન જરૂરી ખર્ચો કરે છે તે જોતાં તેઓ ધારે તો પ્રજાના આરોગ્ય માટે નાણાંની મોટી રકમ ખરચી શકે અને તેમ થાય તો દર વર્ષે હજારો પ્રાણીઓ પ્લેગ, કોલેરા, ઇન્ફ્લુએન્ઝા અને ઉપદંશાદિ ચેપી દરદોથી મૃત્યુ વશ થાય છે તેઓ બચે અને સામાન્ય પ્રજાનું આરોગ્ય ઉત્તમ રહ્યા કરે. ૭૦૦ દેશી સસ્થાનોમાં મ્હૈસુર જેવાં બે ચારજ હશે કે જેઓ પ્રજાના આરોગ્ય માટે વધુ કાળજી રાખતાં હોય અને તે માટે પૈસાનો વ્યય ઉત્સાહપૂર્વક કરતાં હોય દિલારતૃપ્તિમાં ખર્ચાતા લાખો રૂપીઆનો બચાવ કરી આ દિશામાં બધુંનાં સ્ટેટો ઉદારતા બતાવે તો રોગોપદ્રવથી પ્રજાના નાશને લીધે તેઓને આડકતરી રીતે જે મહાન નુકશાન થાય છે તે બચે અને પ્રજામાં વાહ વાહ કહેવાય.

आर्द्रकेन दिनसप्तकमेकं वत्सनागजरसैः क्षणमेकम् ।
पाचितं तमनले विधिनैव पर्पटीरसवरः किल सिद्धः ॥
सर्वरोगशमनस्त्वनुपानै रोगराजशमनोखिलरुग्घ्नः ।
द्विवल्लकः पर्पटिकाख्यसूतो धत्तूरबीजैः सह पंचभिश्चेत् ॥
घृतेन गव्येन युतोवलीढ उन्मादनाशाय भवेद्वलिष्ठः ।
साज्यं पयो माषभवं च मंडं पथ्ये बुधो बृंहणमन्नमद्यात् ॥
शुष्कं च शाकं परिवर्जनीयं कुष्माण्डकारल्लकतैलकाद्यम् ।
ध्यानं विदध्याद्वृषवाहनस्य दानं जपो होमविधिः स्वशक्त्या ॥
उन्मादनाशाय महेशधूपं नस्यं तथेक्ष्वाकुभवस्य तैलैः ।
ब्राह्मीरसेनाष्टगुणेन हैयंगवीनमेभिः परिपाचनीयम् ॥
मुण्डीवचापिप्पलिकुष्ठविश्वानलोत्पलैः सैंधवमिश्रितैश्च ।
द्विवल्लकः पर्पटीकाख्यसूतो ब्राह्मीघृतेनानुदिनं निपीतः ॥
निहन्त्यपस्मारगदं नराणामुन्मादमुग्रं मनसो भ्रमं च ।
नस्यं तथा शक्करकर्णरक्तैः कर्कोटिकामूलरसेन वापि ॥
रुद्राक्षमाला स्वकरेथ धार्या महेशमन्त्रस्य सदैव जापः ।
एतै रुपायैर्द्विजदेवतानां भक्त्या ह्यपस्मारगदोपयाति ॥
कांतालगंधाः पविहेमताराः प्रवालनीलांजनवन्हिजाराः ।
शंबूकशुक्तिर्लवणानि पंच वराटिका सागरफेनमेतत् ॥
सर्वं समं द्वादशभागमात्रः सूतस्ततः श्लक्ष्णमिदं विचूर्ण्य ।
विभावयेद्वासुधापयोभिर्दिनद्वयं चित्रकजद्रवैश्च ॥
क्षिप्त्वा रवेः पात्रपुटे मृदाथ लिप्त्वाथ मातंगपुटे पचेत्तत् ।
तेन प्रसिध्यः शिवभैरवाख्यः स शृंगवेरेण समं प्रदेयः
अतो धनुर्वायुरुपैति शांतिं सर्जोत्थतैलस्य विमर्दनेन ।
क्वाथं विदध्याद्दशमूलजं वा नस्यं कटूष्णं द्विजवन्धमुक्त्यै ॥
वल्लद्वयं पर्पटिकाख्यसिध्धः रसोनयुक्तस्त्वनुपानभेदात् ।
वातारिविष्वादहनामृतानां पक्षाभिघातानिलनाशनाय ॥
सर्जस्य तैलेन वपुः सदैव विमर्दयेच्छांतिमुपैति तेन ।
पक्षाभिघातः कटुतुंबिबीजतैलेन वा निम्बफलोद्भवेन ॥

कृष्णावचानागरचव्यवह्निपाठाविडंगेन्द्रयवैः समांशैः ।
हिंगूग्रगन्धाद्विजयष्टिकौन्तीमातंगकृष्णातिविषान्वितैश्च ॥
यमर्णपाजाजियुगाजमोदान्वितैः समस्तैस्त्रिफला द्विभागा ।
एभिः समो गुग्गुलुराजमिश्रो भुक्तो हरेत्पक्षवधानिलार्तिम् ॥
समुद्धरेत्सर्जरसस्य तैलं यंत्रेण तावत्कलिकाभिधाने ।
विमर्दयेत्तेन नतुनंगणा दुष्टस्य वायोः प्रशमाय नूनम् ॥
गोमायुपारावतकुक्कुटानां पित्तैः प्रलेपः प्रशमाय वायोः ।
वदूयूरुजंघाभुजवेदनासु शस्तः नराणामपि सप्रमीसु ॥
तुरंगगंधा सितचन्द्रयुक्ता घृतेन भुक्ता कटिरुग्घ्नी ।
धन्तूरतैलस्य विमर्दनेन शमं प्रयात्याम्लपयाहुवाख्यः ॥
सिन्धो ग्राः पर्पटिकाभिधानः शतावरीक्वाथयुता निपीतः ।
वातारिविश्वामगधाश्वगंधारास्नायुक्तोर्दितवातहारी ॥
वक्त्रं विमर्द्यानिलशत्रुतैलैः सर्जोन्थितैर्लैप्यथवा दिनान्ते ।
शिग्रुविमन्थानिलभिद्दलानां बाष्पो विधेयोऽर्दितकष्टनाशः ॥
फलत्रिकं निम्बनरेशत्वचा च वासापटोलीक्वथितं च सर्वम् ।
सगुग्गुलु राज्यवसानकाले पीतं भवेदर्दितवातहारि ॥ ६६७ ॥

॥ इति ७ सप्तमः समुद्देशः ॥

॥ संवत १९१२ अ. १४ वर्षे, शाके १७७८ प्रवर्तमाने माघमासे
कृष्णपक्षे पूर्णिमायां शुक्रवासरेऽस्य ग्रन्थस्य लेखने समाप्तम् ॥

इति ग्रंन्थः समाप्तः

---

**ગલિતકુષ્ઠનાશન રસ** કુપીપકવ પારદ, અભ્રકભસ્મ, ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ. કરંજનાં બી, શિલાજીત, હરડે, બેહેડાં. આમળાં, ગુગળ, ચિત્રો, ઝેરકોચલાં બધાં સરખે ભાગે લેવાં પછી ભાંગરી મધ ઘીમાં કાલવી શીશીમાં મંદ અગ્નિથી ૭ દિવસ પકાવવું માત્રા ૧ થી ૨ વાલ મધ ઘીમાં ચટાડી ઉપર દુધ પાવું. ગલત્કોઢ, પત, વિસ્ફોટક, ઉપદંશ વગેરે લોહીબગાડનાં દરદ મટે. પથ્યમાં મીઠું, મરચું, તેલ, રીંગણાં, ખાટું, આ- સંગ, વગેરે છોડવાં. દુધ, સાકર, ચોખા, ઘઉં વગેરેનો ખોરાક આપવો. મોરપીંછાં કુષ્ઠનો ક્ષત પ્રદેશ સુખ ગરમ પાણીથી ધોવો અને મધ ચોપડવું. **શ્વેતકુષ્ઠહરી ગોળી**

માણુ, રાતા વટાણાના મૂળ, પારો, ગંધક. હીંગ, બાબચી, લીંબોળી, તંગ, ચિત્રો, નાગર્ભસ્મ સરખે ભાગે ખાંડી ગૌમૂત્રમાં વાટી વાલ વાલની ગોળી વાળવી ૩ થી ૪ ગોળી મધ સાથે ચાટી ઉપર દુધ આપવાથી સફેદ કોઢ મટે. કુષ્ટ રોગમાં ખિચડી ફાયદાકારક છે. મીઠું, મરચું, ખારાં પદાર્થ અને ખાટાં ખાવા દેવાં નહીં. સરસીયું તેલ ચોળી તડકે રાખવાથી ફોલ્લા ઉપડી ફુટી જઇ સફેદ કોઢ મટે છે તેમ લાંબો વખત લીંબડાનું સેવન કરવાથી પણ મટે છે. ગંધકને લીંબુના રસમાં વાટી ચોપડવાથી, નવસારને લીંબુના રસમાં વાટી ચોપડવાથી અથવા ગ્રોને પાણીમાં વાટી ચોપડવાથી શ્વેત કુષ્ટ મટે. કીસમાં જાબાંજવાને બાળી રાખ કરવી માખણમાં કાલવી ચોપડવાથી કાળા ડાઘ, દાઝું વગેરે મટે. સિંદુર, ટંકણ, ગંધક, બાબચી સરખે ભાગે ખાંડી ઘીમાં કાલવી ચોપડવાથી ખસ, દાદર, ખરજવું, ખજવાળ, રતવા તથા ચામડીનાં દરદ મટે. કુષ્ટને લઇ ચામડી બેરી થઇ ગઇ હોય તો અડાયાં છાણાની રાખ તે ભાગમાં ઘસવાથી તથા કરંજનું મૂળ ાા થી ાા તોલો હમેશાં પાવાથી કુવાડીવાનાં બી, લાખ, આમળાં સમભાગે ખાંડવાં ત્રાંબાના વાસણમાં સુરકા સાથે વાટી ૭ દિવસ સુધી ચોપડવાથી ગમે તેવી દાદર મટે. હરડેની રાખ માખણમાં ચોપડવાથી અથવા બેડાંની રાખ તલના તેલમાં ચોપડવાથી ફોલ્લા, કરોળીયા વગેરે ચામડીનાં દરદ મટે. શરાવસંપુટમાં ધનુરાના ફળને બાળી રાખ કરવી તેલમાં કાલવી માથે ચોપડવાથી જંતુ તથા ટાલ મટે. મનશિળ, ટંકણ, નવસાર સરખે ભાગે ખાંડી ભુંગળીયા થોરના દુધમાં ઘુંટી ચોપડવાથી ગમે તેવું સખત ગુમડું ફુટે અને પીડા ઓછી થાય. મનશીળ, ટંકણ, ગંધક, હરતાળ, જવખાર, સાજીખાર, આબરાની રાખ સરખે ભાગે મેળવી પાણીમાં વાટી ચોપડવાથી ગુમડું ફુટે. શીળો નામનું કાંટાળું જનાવર થાય છે તેની રાખ કોરેકોરી ભરનીંગર, ભગંદર કે નાસુરમાં ગો સુધી દાબવી પછી પાટો બાંધી દેવો ૧૫-૨૦ દિવસે અંદરથી રૂઝાઇ જશે. સુંઠ, ગળો, સીંધાલુણ, બેડાંનાં પાન સરખે ભાગે ખાંડી છાસમાં વાટી ચોપડવાથી લાંબા વખતનું ભગંદર રુઝાય.

ધનુરાનાં પાન વાટી લુગદી કરી ઉપર બાંધવાથી વાળો બહાર નીકળી જાય બહાર નિકળ્યા પછી પોતાની મેળે તુટીને પડી ન જાય ત્યાંસુધી સંભાળ રાખવી. અકસ્માત તુટવાથી બહુ પીડા થાય છે. મરેલા કુતરાની દાઢ પાણીમાં વાટી ચોપડવાથી, ધતુરાનું પાન ઘી ચોપડી ગરમ કરી બાંધવાથી અથવા બળદાણાનાં અથવા ખપાટના પાનની લુગદી બાંધવાથી વાળો નીકળી જઇ પીડા શાંત થાય. મોળો ચડે તો એરંડાનાં પાન બાંધવાં.

**છોકરાંને ઓખો** કે અછબડા નીકળે છે તેમાં ઓખાનાં ચિન્હ જણાય એટલે હિંગવાળું અડદનું શાક, શેકેલા ચણા, તુવેરનું ઓસામણ એમાંનું કાંઇ પાવું દેવું એટલે ઓખો બહાર નીકળી જશે જેથી તાવ બળતરા શાંત થશે રજસ્વલાસ્ત્રીનો ઓછાયો પડવા દેવો નહીં અડાયા છાણાનો ભુકો ચોપડવો ૧૪ દિવસ પછી બાળકને નવરાવવું અને પછી સાકર ત્રિફલા વગેરેના ઠંડા ઉપચાર કરવા ઘી બંધ રાખવું છાસ ભાત ખાવા દેવાં.

અરડુસીનાં પાન અથવા પંચાંગ વાટી સ્વરસ કાઢી સાકર નાખી પાવાથી ગમે ત્યાંથી પડતું લોહી બંધ થાય. ખડસલીયો, કડુ, કરીયાતુ, ધઉલો, ઉપલસરી, અરડુસી, સાકર, વાળો સરખે ભાગે વાટી પાવાથી પડતુ લોહી, ગરમીનો તાવ વગેરે મટે. વાળો, કમળફુલ, અગર, સુખડ, કાળાવાળાનાં મૂળ, લિંબડાની છાલ, આમળાં સરખે ભાગે વાટી ચોપડવાથી માથામાંથી નાકમાથી કે બીજે ઠેકાણેથી પડતું લોહી અટકે. **ઉમરા**ના પાકેલાં ફળ અથવા અંજીર તોલા ૫ ના નાના કટકા કરી તેમા ૩ થી ૪ તોલા સાકર વાટેલી ભરભરાવી ખવરાવવાથી મોઢામાંથી પડતું લોહી બંધ થાય **ગોળ**નું પાણી કરી તોલા ૨॥ માં દસ ટીપાં આદુરસનાં મેળવી નાકમાં ટીપા નાખવાથી અથવા **ઘી** ઉનું કરી તેમાં જરા સાકરની બારીક ભુકી મેળવી તેના ટીપાં નાખવાથી અથવા **ગાય** કે **ભેંસના છાણને** કપડે નિચોવી રસ કાઢવો તેમાં જરા સાકર મેળવી તેનાં ટીપાં નાખવાથી નાકમાંથી પડતું લોહી બંધ થાય. **અરડૂસી**નાં પાન ચાવવાથી દાંતમાંથી લોહી પરુનો સ્ત્રાવ થતો હોય તે અટકે. કપુરી મધુરી સાથે **ચમેલી**નાં પાન ચાવવાથી દાંતનો દુખાવો-પીડા મટે ચોખા સાથે તલ રાંધવા તેમાં થોડાં પાન તુલસીનાં અને ટોપરાનું ખમણ મેળવી ખાવાથી દાંતનો દુખાવો-પીડા મટે. **મુખરોગહર ક્વાથ** દારૂહળદર, ધરાખ, જાવંત્રી, ગળો, હરડે, ઉપલસરી, ગળો, આમળાં સમભાગે ખાંડવાં ૧ તોલા ભુકાનો ઉકાળો કરી મધ નાખી પાવાથી મોનું પાકવું તથા મોની કોઇપણ જાતની પીડા મટે **ગોરખમુંડી**નું ચૂર્ણ તોલો ૦॥ છાસ સાથે અથવા સુરકા સાથે પાવાથી મોની ખરાબ ગંધ મટે. **અર્ધાવભેદકહર લેપ** લીંડીપીપર, મરી, લોદર, મનશીળ સરખે ભાગે ખાંડવાં સુરકામાં વાટી અગ્નિપર તપાવી ચોપડવાથી આધાશીશી કે અર્ધા માથાનો દુખાવો મટે. **તલવણી**નાં બી પાણીમાં વાટી માથે ચોપડવાથી હરકોઇ જાતની માથાની પીડા મટે **ચમેલી**નાં પાન વાટી લુગદી કરી આંખે મુકવાથી અથવા **જાસુદ**નાં ફુલને વાટી તે રસનાં આંખમાં કે નાકમાં ટીપ નાંખવાથી ઉઠેલી આંખ સારી થાય. **સાકર ખાપરીયું** એકને કાંસાની થાળીપર બારીક વાટી તેમાં દાડમના ફૂલનો રસ મેળવી આંજવાથી આંખનાં બધાં દરદ

તથા રતાંધળાપણું મટે. **નયનામયહર અંજન** મરી, લીંડીપીપર, બેડાંના ઠળીયાનાં મીંજ સમુદ્રફીણ, ત્રાંબાનો ભુકો, સાકર સરખે ભાગે લેવાં અને બધાંની બરાબર ખાપરીયું લેવું પછી બહુજ બારીક ઘુંટાવવું અંધાપણું, ફુલું, વેલ, પરવાળાં, મોતીયો, પડળ વગેરે આંખના બધા રોગોમાં અંજાય

**આકડાના પાન** ઉપર ઘી ચોપડી દેવતા ઉપર તપાવવું હથેળી ઉપર ચોળી રસ કાઢી કાનમાં નાખવાથી કાનના સણકા પરૂ દુર્ગંધ વગેરે મટે **ગૌમૂત્રમાં** જરા સિંધાલુણ મેળવી કાનમાં નાખવાથી કાનમાં નીકળતું શળ સણકા મટે **લીંબુના રસમાં** સીંધાલુણ, આદુનો રસ અને કોડીની રાખ મેળવી કાનમાં નાખવાથી પણ કાનનું શૂળ મટે. **કુકડવેલના** ડોડવાંને પાણીમાં વાટી તેમાં તલનુ તેલ પકાવવું કાનમાં ટીપાં નાખવાથી બેરાપણું મટે. **તુંબડીનાં પાનને** વાટી રસ કાઢી તેમાં તેલ પકાવવું અથવા કરેણના ફુલને વાટી તેલમાં કકડાવવાં એ તેલ કાનમાં નાખવાથી પણ બેરાપણું મટે.

પીળા ફુલની **કુકડવેલનાં** ડોડવાને ઉકાળી તેમાં માણસનું કે ગાયનું મૂત્ર મેળવી પાવાથી બધાં ઝેર ઉતરે દાડમનું મૂળ, બોરડીનું મૂળ, વગડાવ તલનું મૂળ સાથે ખાંડી પાણીમાં વાટી ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરે. **કુકડવેલનું** પંચાંગ લઇ ખાંડી તેનો **૨૫** તોલા ભુકાની લુગદી કરવી તેમાં ૧૦ તોલા સાકર અને ૮૦ તોલા પાણી મેળવી ચોળી રસ કાઢવો દર દસ દસ મિનીટે પાવાથી સર્પનું ઝેર ઉતરે. ગરમાળાનું મૂળ પાણીમાં ઘસી નાકમાં ટીપાં નાખવાથી ગમે તે જાતનું ઝેર ઉતરે સર્પ કરડયો હોય તે માણસને લીંબડાની કાચી લીંબોળી ૨ થી ૪ શેર થોડી થોડી કરીને ખવરાવવી તો બચી જાય. **વિષઘ્ની ગુટી** કુઠ, વજ, સુંઠ, પીપર, મરી, અગસીયાં સરખે ભાગે ખાંડી વાટી વાલ વાલ વાલની ગોળી કરવી ખાખરાના મૂળના ઉકાળા સાથે દર દસ દસ મિનીટે ચાર ચાર ગોળી આપવી તો સર્પનું ઝેર ઉતરે. **આંકોલના** મૂળની છાલને પાણીમાં વાટી પાવાથી ખનિજ અને જંતુદંશજન્ય બધાં ઝેર ઉતરે. ૧ થી ૨ શેર ગોળ ખવરાવવાથી તથા કબીલાનાં ફળ ખાવાથી વછનાગનું ઝેર ઉતરે શંખાવલીનું પંચાંગ પાણીમાં વાટી પાવાથી ધતુરાનું ઝેર ઉતરે.

ઘઉં, દરડે, બેડાં, આમળાંનો ડાંડલીયા થોરના દુધમાં રોટલો કરી કપડાના બેવડમાં મુકી પેટપર બંધાણ કરવાથી બધાં પેટનાં દરદ મટે. **લીંબુનો રસ** તોનો ના માં ત્રિકટુનું ચૂર્ણ તોલો ૦ા ખાવાથી વાયુનો ગોળો મટે. **અરણીના** મૂળનો ઉકાળો સાકર સાથે પાવાથી ગુલ્મ મટે. **વજ્રક્ષાર** પંચલવણને ડાંડલીયા થોરના અને આકડાના દુધની સાત દી ભાવના દેવી પછી ભુંગળીયા થોરના કટકામાં એ ભરી હાંડલીમાં નાખી ૬ કલાક પકાવવું સ્વાંગનશીત થયે બધાને ખાંડી નાંખવા ૩ થી ૬ વાલ ટૂંકે ઉના પાણીથી

આપવું આદ જાતના પેટનાં દરદ, પાચ પ્રકારનાં ગુલ્મ, શળ, કોલેરા, સોજા, પેટની આદ વગેરેમાં ઉત્તમ છે. કાચખાની છાલને બાળી આકડાનાં પાનના રસની એક દિવસ ભાવના દેવી ૭ થી ૪ વાલ ઠંડા પાણી સાથે પાવાથી બધાં પેટનાં દરદ મટે. વાયવરણાના મૂળને પાણીમાં વાટી ઘી સાથે પાવાથી અને હળવો ખોરાક આપવાથી વાયુથી થયેલુ પેટનું દરદ મટે. ઇંદ્રામણાનાં ફળનો ધારો રસ કપડે ગાળી સવાર સાંજ પાવાથી જલોદર ૨૦ દિવસમા મટાય છે અધેડાના પચાગની રાખ ા થી ાા તોલો, સાકર તેટલીજ મેળવી નવશેકા પાણીમાં પાવાથી પરિણામ શળ (ખોરાક પચવા આવે તે વખતે નિકળતું પેટનું શળ) મટે પઉં, અડદ, ઘી સાથે ખોરાક આપવો. ગોરખમુંડી, ધોળીમુશળી, કાળીમુશળી, શતાવરી, ભાગરો સમભાગે ખાંડવા ાા થી ૧ તોલો ઉના પાણી સાથે ખવાથી સારણગાંઠ કે વધગાંઠ મટે દારૂહળદર હળદર, સીંધાલુણ સમભાગે ખાંડનાં ા થી ાા તોલો ચૂર્ણ ઘી સાથે ચટાડવાથી વાયુની સારણગાંઠ મટે સારણ કે વધગાંઠ ઉપર દરડે અને નેરવેલનાં પાન કે ૮૬ ગાડી બાંધવાથી કે ચોપડવાથી આરામ થાય

**સ્વર્ણસિદ્ધપર્પટી રસ** પારદ તોલા ૪, ગંધક તોલા ૮, સુવર્ણભસ્મ તોલો ૧, મેળવી પર્પટી ટાળની પછી ભુકો કરી અગથિયો, તાંદળજો, ભાગરો, અરડૂસી, ત્રિફળા, અગણી, ત્રિકટુ, ચિત્રો, ગોરખમુંડી, કુંવાર, ભારંગી, નગોડ દરેકના રસ કે ઉકાળામાં એક એક દિ ભાવના દેવી અને આદુના રસની ૭ દી ભાવના દેવી પછી વછનાગ તોલા ૧ નો ઉકાળો કરી ભાવના દેવી પછી અગ્નિ ઉપર થોડો વખત સેકી ઘુંટી શીશો ભરવો અનુપાનભેદથી બધાં દરદમાં અપાય, વાત પિત્ત કફ બધા રોગમાં ફાયદો કરે. ૨ થી ૬ રતિ માત્રા ગાયનું ઘી અને ૨ થી ૪ ધતુરાનાં બી સાથે ચટાડવાથી ગાંડપણ મટે આ ઔષધ ચાલતું હેય ત્યારે ઘી, દુધ, અડદ જેવી ચીજો અને પૌષ્ટિક વસ્તુઓ ફાયદો કરે છે. લીલાં શાકની સુકવણી, કોળુ, કારેલાં, તેલ વગેરે ચીજો બધ કરવી મહાદેવનું પૂજન, દાન, જપ, હોમ તથા માહેશ્વર ધુપની ધુંવાડી હમેશાં કરવી કડવી તુંબડીના ગરભમાં તેલ પકાવવું તેના ટીપાં નાકમાં નાખવા ઉન્માદ-ગાંડપણ મટે બ્રાહ્મીઘૃત માખણ તોલા ૮૦ બ્રાહ્મીનો રસ રતલ ૮ લઇ તેમાં ગોરખમુંડી, વજ, પીપર, કુઠ, સુંઠ, ચીત્રો, કમળ, સિંધાલુણ પ્રત્યેક ચાર ચાર તોલાની લુગદી કરી પકાવવું પાણીનો ભાગ બળી જાય એટલે ઘી ગાળી લેવું. ૭ થી ૮ રતિ ઉંપલો રસ અને બ્રાહ્મીઘૃત તોલો ૧ ચટાડી ઉપર દુધ પાવું. અપસ્માર, વાઇ, ઉન્માદ, મનનો ભ્રમ, વિચારવાયુ વગેરે મટે. એ દરદીને ગધેડાના કાનના લોહીના ટીપાંનું અથવા વાંઝકોલીના મૂળ-કંદના રસનાં ટીપાનું નસ્ય આપવું રૂદ્રાક્ષની માળા હમેશાં પહેરાવવી ૐ નમ શિવાય નો મંત્ર હમેશાં જપવો આલસ્યુ દેવ ગુરૂ અગ્નિની ભક્તિ કરવી તો અપસ્માર મટે.

**શિવભૈરવ રસ પુટ પક્વ** કાંતલોહભસ્મ, હરતાળ, ગંધક, વૈક્રાંતભસ્મ, સુવર્ણભસ્મ, રૌપ્યભસ્મ, પ્રવાળભસ્મ, સુરમો, મયૂરનું પિત્ત, શંખભસ્મ, શુક્તિભસ્મ, પંચલવણ, વરાટિકાભસ્મ, સમુદ્રફીણ દરેક એક એક તોલો અને રસસિંદૂર ૧૨ તોલા સાથે ખાંડી આકડાનું દુધ, થોરનું દુધ અને ચિત્રાના ઉકાળામાં એક એક દિવસ ઘુટી ગોળો વાળી ત્રાંબાના શરાવસંપુટમાં મુકી કપડમાટી કરી લઘુપુટનો અગ્નિ આપવો. ૨ થી ૪ રતિ આદુરસ અને મધમાં આપવાથી ધનુર્વા, આંચકી, તાણ મટે. રાળનું તેલ ચોપડવું ઉપર દશમૂળનો કાઢો પાવો. દાંતની ડાઢ વળી ગઇ હોય તો મરીનો કે ત્રિકટુનો ભુકો સુંઘાડવો. પક્ષાઘાત, અર્ધાંગવાયુ, સ્પર્શાજ્ઞાન વગેરેમાં શિવભૈરવ અથવા સ્વર્ણસિદ્ધપર્પટી રસ ૨ થી ૬ રતિ, લસણ ૮ થી ૧૦ કળી સાથે ખવરાવી ઉપર એરંડાનું મૂળ, સુંઠ, ચિત્રો, ગળો, સરખે ભાગે ખાંડી તેનો ઉકાળો પાવો અને રાળનું તેલ ચોળવું. કડવી તુંબડીનાં બીના તેલથી અથવા લીંબોળીના તેલથી શરીર ચોળવું તો પણ પક્ષાઘાત મટે છે **પક્ષાઘાતનાશન ગુગળ**-લીંડીપીપર, ચોપચીની, સુંઠ, ચવક, ચિત્રો, કાળીપાઠ, વાવડીંગ, ઇંદ્રજવ, હિંગ, વજ, જેઠીમધ, નગોડનાં બી, ગજપીપર, અતિવિષ, સરસવ, જીરૂં, શાહજીરૂં, ઓડીઅજમોદ, દરેક તોલો એક એક અને હરડે, બેડાં, આંબળાં પ્રત્યેક બબ્બે તોલા લઇ ખાંડવા-બધાંની બરાબર-શોધેલો ગુગળ મેળવી ૪ રતીભારની ગોળી વાળવી. ૪ થી ૮ ગોળી પાણી સાથે ખવરાવવી. નળિકાયંત્રથી કાઢેલું રાળનું તેલ ચોળવું અથવા શિયાળ પારેવાં કે કુકડાના પિત્તનું મર્દન કરવું તેથી કંમર, સાથળ, જાંગ, ભુજા વગેરે અવયવો તથા સાંધામાં નિકળતા-સબાકા તથા વાની ગમે તેવી પીડા રાંજણ વગેરે મટે -આશોધનો ભુકો ૦। થી ૦॥ તોલો સાકર ઘી સાથે ચટાડવાથી કંમરની પીડા [ટચકીયું] અને બાવડું ઝલાઇ ગયું હોય તે [અપબાહુક] મટે. ધતુરાનાં બીનું તેલ ચોળ્યું હોય તો પણ આરામ થાય. સિધ્ધપર્પટી રસ ૨ થી ૪ રતી શતાવરીના ઉકાળા સાથે અથવા એરંડાનાં મૂળ, સુંઠ, પીપર-આસોંધના કવાથ સાથે પાવાથી અર્દિત [અડદીયોવા-અધુ મોઢું ફરી જવુ] એ વાયુ મટે છે. એરંડીનું તથા રાળનું તેલ મોઢે ચોળવું તથા મોઢાને સરગવો અરણી અને એરંડાનાં પાનની બાફ આપવી, ત્રિફળા, લીંબડાની છાલ, અરડુસી, પડવળ એના ઉકાળામાં ગુગળનો ભુકો બે આનાથી-પાવલી ભાર નાખી રાત્રે પાવાથી અર્દિત વાયુ મટે. (૬૬૭).

## (ઇતિ ૭ સપ્તમ: સમુદ્દેશ:.)

[સંવત ૧૯૧૩ અ૦ ૧૪ વર્ષે શાકે ૧૭૭૯ના માઘ માસના શુકલ પક્ષની પૂનમ શુકરવારે આ ગ્રન્થ લખાયો.] આ પ્રમાણે છેવટે-લખ્યા તિથિ જણાવી છે.

## ગ્રન્થ પૂર્ણ થયો.

——∞——

# पारद अने आयुर्वेद ग्रन्थमाळानो

प्रथम १ ग्रन्थ.

# व्यासगणपत अथवा योगसमुच्चय


संशोधक अने अनुवादक

रसवैद्य जीवराम कालीदास, अध्यक्ष

रसशाला, औषधाश्रम; गोंडल – काठीआवाड.


---

Parada and Ayurveda granthmala

No. 1.

# Vyasganpat or Yogasamutchaya


Edited By

Rasavaidya Jivaram Kalidas.

Proprietor the Rasashala Aushadhashrama

Po. Gondal-Kathiawar; India.



विक्रम संवत् १९७६ चैत्र मास — March 1920, A.D

मूल्य ०-१२-० बार आना. — Price 0-12-0.

વ્યાસગણપત અને યોગસમુચ્ચય

## આ ગ્રન્થ માટે બે શબ્દ.

આ ગ્રન્થની હસ્ત લિખિત એક પ્રત પાંચ વર્ષ પહેલાં પ્રાપ્ત થયેલી જે ૬૩ વર્ષ પહેલાં લખાયેલી હતી. બીજી હસ્તલિખિત પ્રતો મોકલવા એક બે વૈદ્ય મિત્રોએ વચન આપેલું તે રજીસ્ટર બુકપોસ્ટથી મોકલવાનુ જણાવેલ તે પ્રતો તપાસી મેળવી તુરત પાછી આપી દેવાનું કબુલેલ તેના બદલા તરીકે કાંઇ પૈસાની અપેક્ષા હોય તો તે પણ આપવા કહેલ છતાં જુના ગ્રન્થોમાંનાં રત્નો જનસમાજ સામે કેમ મુકી શકાય વગેરે કારણે આદર્શ પુસ્તક તરીકે ઉપયોગ કરવા ઉદારતા બતાવી શકયા નહીં. મને પ્રાપ્ત થયેલુ પુસ્તક લહીયાના અજ્ઞાનપણાથી અને ઉત્તરોત્તર અનેક પ્રતો લખાયેલી તે પ્રત્યેકમાં કાંઇને કાંઇ ભુલો રહી જતાં પ્રાપ્ત થયેલી પ્રતનો પ્રત્યેક શ્લોક અશુદ્ધ હતો અને કેટલીક અશુદ્ધિ તો એવી હતી કે તે શ્લોકજ ચાલી શકે એવો નહોતો એટલે આ ગ્રન્થને પ્રકાશિત કરવો એ ઘણો વખત ગાળવાનુ અને શ્રમનું કામ હતુ તોપણ જુનો અને અપ્રસિદ્ધ થયેલો ગ્રન્થ લોકોપયોગી છે તો પ્રસિદ્ધ કરવોજ એ હેતુથી દરેક અશુદ્ધિ સુધારી અને ઘણા શ્લોકો ધડા વિનાના હતા તેનો આશય સમજી નવા શ્લોકો રચી ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો.

આ ગ્રન્થકાર કયારે થઇ ગયો તે બાબતની માહિતી કાંઇ મળી શકતી નથી એટલે તેની સાલ જાણી શકાતી નથી પણ ગ્રન્થકારે વર્ણવેલા પોતાના વંશજોમાંના સોઢલ વૈદ્ય ગુજરાતનો રહેવાશી રાયકવાળ સમવાયનો બ્રાહ્મણ હતો તેનું વત્સગોત્ર અને વ્યાસ અવટંક હતી તેણે બનાવેલો સોઢલનિઘંટુ અને ગદનિગ્રહ અપૂર્વ ગ્રન્થ છે. તેની છઠ્ઠી પેઢીનો વ્યાસ ગણપત છે. બીજો મલ્લદેવ નામનો વિદ્વાન્ પોતાના વંશમાં ગણાવ્યો છે તે મલ્લદેવ એ બૃહત્ યોગતરંગિણીના કર્તા ત્રિમલ્લ ભટ્ટ કે કોઇ બીજો તે નક્કી કહી શકાતું નથી. કારણ ત્રિમલ્લ ભટ્ટ ગુજરાતના રહેવાશી નહોતા અને પોતે ભટ્ટની અવટંક ધરાવતા હતા. પણ ગદનિગ્રહ અને સોઢલનિઘંટુના કર્તા સોઢલ તો આનાજ વંશના હતા એમ માની શકાય છે. આથી એટલું જણાય છે કે આ ગ્રન્થકાર ગુજરાતનો રહેવાશી રાયકવાળ બ્રાહ્મણ વત્સગોત્રજ અને વ્યાસ અવટંકવાળો હતો તેથી વધુ માહિતી કે સાલ મળી શકતી નથી.

પુરાતન વખતથી વેદોનું, શાસ્ત્રોનું અને અન્ય ગ્રન્થોનું રક્ષણ બ્રાહ્મણોજ કરતા આવ્યા છે; એટલે હાલના વખતમાં જુદા જુદા વિષયોના હસ્તલિખિત ગ્રન્થો જે ભાઇઓ પાસે હોય તેઓએ તે ગ્રન્થોને પેટી પટારામાં બેસી રાખી કંજુસના ધનની પેરે ઉધઇ ખાવા દેવાં નહીં જોઇએ. પણ દેશ અને જગત્ના હિત માટે પ્રકાશ પાડવામાં આગળ વધવું. આ રસશાળા તરફથી તેવા જુના ગ્રન્થો અથવા જુનાં સાહિત્યો બહાર પડ્યા કર-

વાનાં છે તેમાં એકલે હાથે કામ થઇ શકવાનું નથી. ઘણાં સાધનો આવશ્યક છે. મુખ્ય મુશ્કેલી હસ્તલિખિત પુસ્તકો મેળવવાની છે તેવાં પુસ્તકો ઘણે ભાગે બ્રાહ્મણોના ઘરમાં, દેશી રજવાડામાં કે તેઓની ખાનગી લાઇબ્રેરીઓમાં, પુરાણાં દેવસ્થાનોમાં, આચાર્યોના કે સાધુઓના મઠોમાં વગેરે ઠેકાણે હોય છે. અમારાં પુસ્તક લઇ જઇ કિમિયા ગોતી મોટા ધનાઢ્ય થશે, ચમત્કારિક મંત્રો તેમાં હશે તેનો લાભ લઇ લેશે, ગુરૂ પરંપરાથી પુસ્તક બીજાને આપવા મનાઇ છે તે કેમ અપાય, પુસ્તક પાછું ન મળે તો શું થાય, અમે નિર્ધન સ્થિતિમાં રહીયે અને પુસ્તક લઇ જનારો તેમાંથી પૈસાદાર થઇ જાય તો તે કેમ સહન કરી શકીયે વગેરે અનેક કારણોને લીધે લખેલાં પુસ્તકો જ્યાં છે ત્યાંજ સડયા કરે છે, પણ સૂર્યનો પ્રકાશ દેખવાને પણ તે ભાગ્યશાળી થતાં નથી. એવાં પુસ્તકો મેળવવા માટે પુસ્તકના પ્રમાણમાં બની શકે તેટલો આર્થિક અથવા બીજો લાભ આપીનેજ પુસ્તક મેળવવાનો મારો યત્ન છે અને કોઇ પુસ્તકથી વધુ લાભ મળી શકે એમ હોય તો તેમાંથી અમુક હિસ્સો તેને આપવાની કબુલાત પણ આપુંછું અને કેટલાક પરોપકારી વિદ્વાનો કાંઇ પણ આશા વિના પણ મોકલે છે.

નાગાર્જુનકૃત રૂદ્રયામળઅંતર્ગત ૧૮૦૧ શ્લોકવાળો ધાતુકલ્પ અને ૬૫૫૧ શ્લોકવાળો **પારદકલ્પ, પાર્વતીપુત્ર નિત્યનાથ સિદ્ધવિરચિત રસરત્નાકરનો** ૨૦૩૪ એ હજાર ચોત્રીસ શ્લોકનો અલૌકિક **ઋદ્ધિખંડ, ભૈરવસિદ્ધિકલ્પ, વૈદ્યભાસ્કરોદય,** નાગાર્જુનકૃત **રસરત્નાકર,** પરશુરામકૃત **સુવર્ણતંત્ર, મરાઠી ધાતુવાદ, જૈન ધાતુવાદ** વગેરે હસ્તલિખિત ગ્રંથો એક એક બબે પ્રતો જુદા જુદા મિત્રો અને સાધુ પુરૂષો પાસેથી મળેલી છે તે દરેક એક પછી એક પ્રકટ થશે. હાલમાં પુસ્તકો પ્રકટ કરવાનાં સાધનો દુર્મિળ છે. એટલે કાગળ અને છપાઇ પ્રથમની સ્થિતિને કાંઇક મળતા દરના થશે ત્યારે જરા પણ વિલંબ વિના ઉપરના અને બીજા જે જે ગ્રન્થ મળશે તે પ્રકટ પ્રકટ કરવા ધાર્યું છે. આ રસશાળા તરફથી પ્રકટ થતા ગ્રન્થો પાછળ હું પોતે જે વખત ગાળીશ તેની મહેનતામણ કે વટાવ કાંઇ પણ લીધા વિના કાગળ છપાઇ અને પોસ્ટેજનું જે ખરચ થશે તેટલી (પડતી કીમતે) પ્રાચીન પુસ્તકો ફેલાવવાનું નક્કી કરેલ છે. જે જે સંત અને શાસ્ત્રપ્રેમી ભાઇઓ તરફથી હસ્તલિખિત ગ્રન્થો મળશે તે તેનો આભાર પ્રકટ થતા ગ્રન્થ સાથે માનવામાં આવશે. આ ગ્રન્થમાળા સંબંધે પોતાથી બનતી કોઇપણ પ્રકારની મદદ કરવા ઇચ્છતા ભાઇઓને શક્ય મદદ આપ્યા કરવા વિનંતિ કરૂંછું.

**જીવરામ કાળીદાસ વૈદ્ય.**

## આ ગ્રન્થની અનુક્રમણિકા.

વર્ષની ઉમર સુધી તો તેનાં મા બાપોથી છાની ક્રિયા ચાલે છે; પણ છોકરો કાંઇક ઉમરમાં આવતો જાય છે એટલે તેને અટકાવવાનું તેના માતપિતાને અશક્ય થઇ પડે છે. એ પ્રમાણે બ્રાહ્મણ સિવાયની જાતિના વિદ્યાર્થીઓની ભેરૂબધીમાં બ્રાહ્મણોના છોકરા પણ એ રવેડે ચડી જાય છે. કારણકે પંદર સતર વર્ષની ઉમર સુધી તો તેઓની એવી માન્યતા હોય છે કે બીડીમાં શું ગરી ગયું છે. હિંદુ ધર્મ તો ખોટો છે અથવા તેમાં ઘણી વાતો હસી કઢવા જેવી છે એવી માન્યતા છોકરાઓની બંધાઇ જાય છે એટલે બીડી પીવી, હિંદુ કે હિંદુ સિવાયની હોટલોમા ચા પીવો તથા બીજી કેટલીક ચીજો નહીં ખાવાની રૂઢીને કે ધર્મને તેઓ માનતા નથી. કારણ હિંદુ ધર્મનું કે આરોગ્ય વિષયક શિક્ષણ તેઓને મુદલ આપવામા આવેલુ હોતુ નથી આચાર, પવિત્રતા તથા નિત્યનૈમિત્તિક કર્મથી તેઓ બહિષ્કૃત થઇ જાય છે, એ ભાવના વિદ્યાર્થીઓને ઉંડા ખાડામા ઉતારે છે., તેમ નાનપણમાં લગ્ન થવાને લીધે અથવા સાંસારિક સ્ત્રી વિષયક વાર્તાનો તેઓને પરિચય થતો હોવાથી નાનપણમાં પરણેલ હોય કે ન પરણેલ હોય પણ બ્રહ્મચર્ય ૧૨-૧૫ વર્ષની કાચી વયમાં ખંડિત થાય છે. વૈદ્યો હકીમો કે પૌષ્ટિક પેટંટ દવા વેચનારાઓના ચોપડા તપાસાય તો તેવી દવા લેનારા સેંકડે ૫૦ ટકા તો વિદ્યાર્થીઓ હોય છે એમ જણાશે ૧૮-૨૦ વર્ષની વયે વિદ્યાર્થી સાવચેત થાય છે, કારણ તે વખતે પોતાની સ્ત્રી સાથે ખરો સંસાર માંડે છે પણ તે વખત પુરૂષત્વ તો શૂન્યજ થઇ ગયેલુ હોય છે. એવી સ્થિતિમાં અનેક વિદ્યાર્થીઓ આપઘાત કરવા તયાર થયેલાના દાખલો આ શાળામાં ઘણા નોંધાયા છે અને ઘણા દાખલામા તો વિદ્યાર્થી નપુંસક જેવી સ્થિતિમાં જેમ તેમ જીંદગી ગાળે છે અથવા જવા લાયી છાપામા વાચેલી દવા મંગાવી ખાધા છતાં હતાશ થાય છે ત્યારે છેલી નિદ્રાએ સુવુ એજ માત્ર એક ઉપાય તેને જણાય છે શાળામા ભણતા વિદ્યાર્થીઓના શરીરો જોવાથી કેટલી બધી નિરાશા થશે કે શું ભવિષ્યની દેશનો ઉદ્ધાર કરનારી આ પ્રજા છે? વિદ્યાર્થીઓના શરીરો તેના ક્ષીણ થવામા નાનપણથી બીડીની ટેવ તથા તે ટેવને લીધે થયેલી ફેફસાની ક્ષીણતા, હૃદયની નિર્બળતા, મગજની ભ્રમણા વગેરે ચિન્હો તેને જણાય છે. તેથીજ ભણી ગણી ડીગ્રી લઇ તૈયાર થનારા વિદ્યાર્થીઓમાથી ઘણા ક્ષયરોગ જેવા દરદમાં ઘેરઇ જઇ આ લોકને છેલા પ્રણામ કરે છે તેમાં દરતેદોષથી કે કાચી વયે વિષયોપભોગથી નાશ કરેલુ વીર્ય અને તોડેલુ બ્રહ્મચર્ય એ મુખ્ય બાબત ઘણે અંશે હોય છે આ નાશકારક પરિણામ લાવનારૂ નહી છુટવા જેવુ વ્યસન છે કે જે બીજા દુરાચારો તરફ ખેંચે છે..

વિદ્યાર્થીઓ સિવાય મોટા માણસો અને તેમા બ્રાહ્મણો પણ બીડીના વ્યસનમાં ફસાએલા હોય છે કેટલાકની માન્યતા હોય છે કે પરદેશનુ પાણી ન લાગે, ખોરાક પચી જાય, ઝાડો સાફ આવે એમ જુદા જુદા માણસો બીડીની તારીફ કરતાં જુદા જુદા ગુણોનો ભંડાર બીડીમાં છે, એમ માને છે. પણ તે કેવળ ભ્રમ છે, બીડીનુ વ્યસન પોતે રાખવુ એ પોતાની ભવિષ્યની ઉન્નતિની અધો-

ગતિ કરવા જેવું છે એમ દરેકે સમજવું જોઇએ; અને ગામના માન્ય ગણાતા પુરૂષો કે જેઓ ગમે તે જાતિના હોય તો પણ તેઓએ બીડીનું વ્યસન છોડી દેવું પોતાની મોટી ઉમરને લીધે ન છોડી શકાય તો પોતાના છોકરા કે ગામના છોકરા ન દેખે તેમ પોતાની ઇચ્છા તૃપ્ત કરી લેવી પણ બીડી પીવાને ઉત્તેજન મળે તેવી રીતે જાહેરમાં બીડી પીવું અટકવું. હાલમાં તો એક નાનામાં નાના ગામડામાં જશું અને ખાનગી રીતે તપાસશું અથવા યુક્તિથી વાતો કરશુ તો ગામનો મોટો ભાગ બીડી પીતો માલમ પડશે. તેમાં હવેના વખતમાં તો બ્રાહ્મણોને પણ અપવાદ રહ્યો નથી. વખતે ગામડાનાં પાંચ-દશ બ્રાહ્મણો, તેના વ્યસની નહી હોય પણ સેંકડે ૯૫ બ્રાહ્મણો તો તેમાં ફસાયેલાજ હશે.

આપણા વૈદકશાસ્ત્રમાં ધુમ્રપાનનું વર્ણન છે છુટ છે પણ તે જુદી જુદી પ્રકૃતિ કે દરદના માણસે જુદાં જુદાં ઓસડીયાની બીડી પીવી એવું લખ્યું છે. તેમાં પૌષ્ટિક બીડી પણ છે પણ તેને તો કોઇ ઓળખતું નથી માત્ર તંમાકુની જડદાની કે તેવી ઝેરી ચીજોની બીડી પીવી એવોજ ઉન્માદ આખા દેશમાં ફેલાયો છે તેની અટકાયત જો કે કાયદાથી થશે પણ બહુ થોડી. ખરી રીતે તો ગામના પંચ અથવા આગેવાનોએ શાસ્ત્રીય રીતે બીડી સંબંધે ચર્ચા ચલાવી તેના દોષ બતાવી દેવા જોઇએ. તેવા હેન્ડબીલો છપાવી નિશાળોમાં લાખોની સંખ્યામા વેંચવા જોઇએ; તથા દરેકે દરેક હીંદી કુટુંબે પોતે ગમે તેવી નાતનો હોય ભલે પોતાને બીડી પીવામાં ધર્મનો બાદ ન હોય પણ બીડીને એ ઝેરી વસ્તુ ગણી, પોતાની પ્રજાના આસુરી અવગુણોનું તાનપણુથી આવાહન કરનારી રાક્ષસી ચીજ ગણી બીડી તરફ સમતમાં સખત સુગ પેદા કરી, નહીં પીવા બાબતના આકરામાં આકરા ધાર્મિક સોગન લઇ પોતાના કુટુંબમાંથી બીડીનું વ્યસન કાઢી નાખવાની કોશીષ કરવી જોઇએ. દરેક કુટુંબ આ પ્રમાણે કરે તો દિવસમાંથી આ બદી નિઃશેષ થાય; બીડી પીવી એ નવીન પ્રજાનું ભવિષ્ય ભયંકર રીતે બગાડનારૂં પહેલું પગથીયું છે. તેમાંથી વિદ્યાર્થી બચે તો બીજા અનાચારથી અલગ રહેવાનું તેઓમાં સામર્થ્ય આવે અને ભવિષ્યની જીંદગી સફળ કરવાનું તેઓને સહેલું થઇ પડે. ઇશ્વરના ઘરનો, કુદરતનો, ભવિષ્યની પ્રજા બનતા વિદ્યાર્થીઓના અંતરાત્માઓનો અને તેઓની ભવિષ્યની પત્નીઓ થનારી કુમારિકાઓનો આ કંઇ થોડો આશીર્વાદ છે? એજ આશીર્વાદ દેશનો ઉદ્ધાર કરવાને સમર્થ થઇ શકે. અસ્તુ !

'પ્રિન્સિપિયા' નામનો ગ્રન્થ લખ્યો છે તેને વાંચનાર ન્યુટનના મૃત્યુ વખતે ૨૦ વિશ માણસો પણ ઇંગ્લાંડમાં ન હોતાં. કેપ્લર સરખો જ્યોતિષશાસ્ત્રી લખે છે કે "ખુદ ઈશ્વરે જો મારા સરખો સૃષ્ટિ નિરીક્ષણ કરનારો ૬ હજાર વર્ષે મોકલ્યો તો મારા ગ્રન્થના વાંચનારા મેળવવા માટે મારે ૧૦૦ મા વર્ષની તો રાહ જોવીજ જોઈએ" આગલા સમયમાં શોધ પ્રસિદ્ધ કર્યા બદલ શાન્તિ, પ્રસિદ્ધિની અને પૈસાની તો આશાજ ન હોતી પણ ઉલટું શિક્ષા, કેદખાનું, અગ્નિકાષ્ઠભક્ષણ ઇત્યાદિ બક્ષિસ મળવાનીજ આશા હતી.

આપણા દેશમાં આજ એક હજાર વર્ષ થયાં આ શાસ્ત્રાભ્યાસ બાબતનું ઘોર અજ્ઞાનજ છે 'જગન્મિથ્યાવાદી,' શંકરાચાર્યે અને તેના શિષ્યોએ 'વૈશેષિક તત્વજ્ઞાનના' પુરસ્કર્તાઓને તેઓના નિર્ભય બુદ્ધિવાદ માટે પરમાણુભક્ષક એવાં ગંદાં નામ આપેલાં છે. આધ્યાત્મિક તત્વજ્ઞાન બાબતની આપણા વિદ્યાર્થીઓની ગ્રાહકશક્તિ જબરી છે પણ 'સંસાર અસાર છે' એ મતનો પ્રસાર થવાથી સમાજપોષક શાસ્ત્રો માટે પ્રયત્નજ થતો નથી. ઉપનિષદાદિ વેદાંત ગ્રન્થોનું પરિશીલન અને પ્રકાશન કરનાર રાજા રામમોહનરાયે લોર્ડ આમહર્સ્ટને આ જગન્મિથ્યાવાદી શાસ્ત્રોનો અભ્યાસ બંધ કરાવી પાશ્ચાત્ય આધિભૌતિક શાસ્ત્રોનો અભ્યાસ પાશ્ચાત્ય વિદ્વાનો દ્વારા હિન્દુસ્થાનમાં શરૂ કરવા માટે વિનંતિ કરી હતી; અને આજ પણ તેજ વિનતિ કરવા જેવી આપણી શોચનીય સ્થિતિ હોય એ આપણું દુર્દૈવજ સમજવું.

બંગાળમાં પ્રથમના ૬૦ વર્ષ સુધી તો કેવળ વાઙ્મય વિષયક શિક્ષણ આપવાનોજ સપાટો ચાલ્યો હતો. તે પછી છેલ્લાં ૨૦ વર્ષ થયાંજ રસાયન શાસ્ત્રનો અભ્યાસ શરૂ થયેલો છે. પરંતુ એટલા વખતમાં એકલી પ્રેસીડેન્સી કોલેજની રસાયનશાળા તરફથીજ ૧૩૦ લેખ લખવામાં આવ્યા છે એમ રસીકલાલ દત્તની યાદી ઉપરથી સમજાય છે. પ્રો. વોટસનની પ્રયોગશાળામાંથી ૨૪–૨૫ નિબંધ લખાયેલા છે. હાલમાં લંડન અને અમેરિકાના રસાયનશાસ્ત્ર મંડળના કાર્યક્રમોમાં, ખુદ બંગાળમાં કિંવા અન્યત્ર શિખતા બંગાળી વિદ્યાર્થીઓ તરફથી લખાયેલા લેખો જોવામાં આવે છે.'

ઇ. સ. ૧૯૧૨માં લંડનમાં ભરાયેલી સર્વદ્વીપ વિશ્વવિદ્યાલયની જે કોંગ્રેસ મળી હતી તેમાં હું અને ડો. સર્વાધિકારી નિમંત્રણ ઉપરથી ગયા હતા. ત્યાં પ્રો. પીઅરસનના આગ્રહ ઉપરથી મેં એક ભાષણ કર્યું તેમાં હિન્દુસ્તાનની યુનિવર્સિટીએ આપેલી પદવીઓ "કાળા આદમી" પ્રમાણે કમી દરજ્જાની ગણવામાં આવે છે એ વાત સારી નથી એમ મેં જણાવ્યું; કારણ હિન્દુસ્થાનના લોકોએ કરેલા શોધ ઉપરથી એમ નહી કહી શકાશે કે તે પાશ્ચાત્ય યુનિવર્સિટીની ડોક્ટરની પદવી મેળવવાને નિઃસંશય પાત્ર છે. એક યુનિવર્સિટીના વિદ્વાને મને એમ કહ્યું કે મી. નીલરત્નધારના લખેલા લેખ માટે તે યુનિવર્સિટીની ડોક્ટરની પદવી આપવાને તે એક પગે તૈયાર છે; તેમજ લંડનની યુનિવર્સિટીએ મગની ડી. એસ સી. ની

પદવી લઇ આવેલ ડૉ. વિમાનવિહારી દેવ અને હેમેંદ્ર કુમારસેન ગુપ્ત અને પોતાના નિબંધો ઉપરથી લંડન અને એડીબરોની ડી. એસ. સી. લઇ આવેલા વ્રજેન્દ્રનાથ અને સુધામય ઘોસ તેઓ પણ નામાંકિત રસાયનશાસ્ત્રજ્ઞ છે.

બાબુ રસિકલાલ દત્તનો શોધ તો અપૂર્વ છે. પ્રસિદ્ધ જર્મન રસાયનશાસ્ત્રી કેઈ જે શોધ કર્યો તેજ દત્તે તેની પહેલાં આંહીં કર્યો હતો એમ લંડન કેમિકલ સોસાયટીના જર્નલમાં લખ્યું છે. તીલક્તધારને ઇગ્લાંડમાં પ્રસિદ્ધ કરેલા એક નિબંધમાં તજ્જ્ઞ (Authority) ગણ્યા છે. જ્ઞાનચંદ્ર ઘોસ અને જ્ઞાનેન્દ્રનાથ મુકરજી ઓના શોધ અમેરિકન કેમિકલ સોસાયટીના જર્નલમાં પ્રસિદ્ધ થાય છે. પી. કે, દત્તને તેના નિબંધ બદલ લિડ્સની એમ એસ. સી. ની પદવી મળી છે, અને ત્યાં સ્ફોટક પદાર્થોની કૃતિ માટે શોધ કરે છે. એક વખતે તર્કશાસ્ત્રની માથાકુટ કરનારા પ્રદેશમાં આજ રસાયનશાસ્ત્રનું પુનરૂજ્જીવન થઇ ડૉ. ઘોસ સરખા શાસ્ત્રજ્ઞ નિકળવા મંડ્યા એ મોટી અભિમાન લેવા જેવી વાત છે.

ભૌતિક શાસ્ત્રાભ્યાસની કેટલી જરૂરી છે, તે રસ્તે ફરનારા છોકરાને સુદ્ધાં સમજાવા લાગ્યું છે બંગાળમાં ઔદ્યોગિક પ્રગતિ મુબઇ કરતાં ઓછી છે એ મોટી શરમની વાત છે; પરંતુ અમે પણ 'બંગાળના રસાયન અને ઔષધીનં કારખાનું' કાઢી અત્યાર લ કરેલો છે. પ્રથમ આ કારખાનાની મુડી ૮૦૦ રૂ. ની હતી તે આજે ૫ લક્ષ હઇને તેણે ૮ એકર જમીન રોકી છે અને હજી પણ તે વધશે એમ લાગે છે. એમ. એસ. સી. ની પદવીથી કમી દરજ્જાના તેમાં માણસ નથી. પાશ્ચાત્ય તજ્જ્ઞોની આમાં મદદ લેવી નહીં એવો અમારો નિશ્ચય છે. આમાં હાલ રેચક્ક્ષાર (Mag. sulf). ટનો મોટે નિકળે છે અને તે ઇગ્લાંડમાં પણ મોકલાય છે તેમજ દારૂ ગોળા માટે સરકારને એસીડો પણ પુરા પાડવામાં આવે છે.

આપણામાં કેટલીક અજ્ઞાત વાતને દૈવી સમજવામાં આવે છે તે પૈકી ઘણીજ વાતુનો ઉકેલ શાસ્ત્રોયે કરેલ છે. ભૌતિક શાસ્ત્રો પણ આજ 'રાષ્ટ્રસંજીવની' થઇ બેઠાં છે; તેથી આપણે પણ તે સાધ્ય કરવા જરૂરના છે. હાલમાં સરકાર તરફથી કે લોકો તરફથી પુરૂં ઉત્તેજન મળતું નથી. કોલેજના પ્રોફેસરોને કામ ઘણું હોય છે એટલે શોધક બુદ્ધિ છતાં તેઓને વખત મળતો નથી એમ એસ. સી. પર્યંત શિક્ષણ દેનારી પ્રયોગશાળા માત્ર એકજ છે તેમાં ઘણા મહત્વાકાંક્ષી તરૂણે ને જગા મળતી નથી. રીચર્સ સ્કોલર્શિપ ગવર્મેંટે એકજ રાખી છે. એ બધી વાત ધ્યાનમાં લેતાં આવી પ્રતિકૂળ પરિસ્થિતિમાં આવડું કામ કેમ થયું એજ આશ્ચર્યની વાત છે. એ સ્થિતિ જઇ સારી સ્થિતિ આવે તે માટે 'યુનીવર્સિટી કોલેજ ઓફ સાયન્સ' આ સંસ્થા અસ્તિત્વમાં આવી છે તેમાં પ્રોફેસરોનું મુખ્ય કામ શોધ એજ રહેશે.-(ડૉ. પ્રફુલ્લચંદ્ર રોયના એક ભાષણનો સારાંશ).

# ઇન્દોરમાં ૧૧ મું વૈદ્ય સમ્મેલન.

(૨)

ઓલ ઇંડિયા આયુર્વેદિક કોન્ફરન્સની બેઠક ઇંદોરમાં નિર્વિઘ્ને સફળતાપૂર્વક સમાપ્ત થઇ ઇંદોરના મોટા મોટા વૈદ્યો બીજા પ્રાંત અને નગરથી આવેલાં પ્રતિનિધિગણ ડા: સરયુપ્રસાદ વૈદ્ય પ્યાલીરામ વગેરે સવારમાં સભાપતિનું સ્વાગત કરવા સ્ટેશને ગયા હતા. પ્રમુખ શ્રીયુત મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથ સેન એમ. એ; એલ. એમ. એસ. પં. ગોપાલાચારલુ, વૈદ્યનરેશઆયર, વૈદ્યજગન્નાથપ્રસાદ સુકલ વગેરે સજ્જનો સાથે ઉતર્યા. પ્રમુખ અને તેના સાથીઓને પુષ્પના હાર પહેરાવવામાં આવ્યા-મોટા સરઘસના આકારમાં ઉતારે સ્વારી પહોંચી આખા શહેરે સત્કાર કર્યો.

સમ્મેલનનું કામ રા વાગે શરૂ થયું પ્રથમ હીંદી અને સંસ્કૃત ગીત ગાવામાં આવ્યા પ્રમુખની ચુંટણી થયા પછી પત્ર અને તારો વાંચવામાં આવ્યા કે જેઓ આવી શક્યા હોતા. પ્રમુખે સંસ્કૃતમાં લાંબુ ભાષણ આપ્યું; એ સાથે સાથે તે ભાષણના ઉપયોગી ભાગનું હીંદીમાં ભાષાંતર પણ કરતા જતા હતા. પ્રમુખે કહ્યું કે આયુર્વેદિક ચિકિત્સા મે હીંદમાં ઋતુ અને જળ વાયુને અનુકૂળ છે અને એ ચિકિત્સામાં આપણને પ્રથમથીજ સફળતા બની રહી છે. સાંજ સુધી તેઓનું ભાષણ થતું રહ્યું. તેજ દિવસે ઇંદોરના મંત્રીએ આયુર્વેદિક પ્રદર્શન પણ ખોલ્યું. જેમાં હિમાલયની જડી બુટીઓ, યંત્રો, સિદ્ધ ઔષધો વગેરે અસંખ્ય ચીજો હતી. રાત્રે વિષય નિર્ણાયક કમીટી નિમાણી.

બીજે દિવસે જનરલ સેક્રેટરીએ સમ્મેલનની ઉન્નતિનો રીપોર્ટ રજુ કર્યો. પછી કેટલાંક લેખ વાંચવામાં આવ્યા. ઇન્ફ્લુએન્ઝાના ઉપચાર સંબંધે લાંબો વખત મનોરંજક સંવાદ ચાલુ રહ્યો. કેટલાક વૈદ્ય ડાકટરોએ અનુભવેલી જડી બુટીઓનાં વર્ણન કર્યા. પછીથી કેટલાંક ઠરાવ પાસ થયા. તેમાંના થોડા નિચે પ્રમાણે.

આ સમ્મેલન યુવરાજ પ્રીન્સ ઓફ વેલ્સનું પ્રસન્નતાપૂર્વક સ્વાગત કરે છે.

આ સમ્મેલન નમ્રતાપૂર્વક મહારાજા હોલકરને પ્રાર્થના કરે છે કે તેઓએ આયુર્વેદિક હાસ્પીતાલોની ફરી સ્થાપના કરવી.

આ સમ્મેલન હિંદના બધા દેશી રાજાઓને પ્રાર્થના કરે છે કે તેઓએ પોતપોતાના રાજ્યમાં દેશી આયુર્વેદિક હાસ્પીતાલો ખોલવી.

આયુર્વેદ વિદ્યાનો અનુભવી અને પાસ થયેલા વૈદ્યોનું એક રજીસ્ટર બનાવવામાં આવે તે માટે એક સબ કમિટી રચવી. જે તેનાં નિયમ વગેરેની રચના કરે.

વૈદ્ય લોકોની એવી એક સબ કમિટિનું સંગઠન કરવામાં આવે કે જે બજારમાં વેચાતાં ઓસડીયાની પરીક્ષા કરતા રહે.

તે સિવાય બીજા પણ ઠરાવો પાસ કરવામાં આવ્યા છેવટે ઇંદોરના મહારાજાનો સંદેશો વાંચવામાં આવ્યો.

**"ઇંદોર મહારાજાની સમ્મેલનના કાર્ય તરફ પૂર્ણ સહાનુભૂતિ છે અને તેઓ સમ્મેલનની સફળતાની ઇચ્છા રાખે છે".**

સમ્મેલન એક દિવસ વધુ લંબાયું હતું અલાહાબાદમાં વૈદ્ય મહાવિદ્યાલય ખોલવા માટે ફાળો એકઠો કરવામાં આવ્યો જેમાં સારી રકમ મળી. પ્રમુખે તેમાં ૫૦૦૦ પાંચ હજાર રૂપીઆ ભર્યા.

---

# હસ્તલિખિત ગ્રન્થોની પોંચ.

**બૃહતયોગતરંગિણી**—ત્રિમલ્લભટ્ટનો રચેલો આ અપૂર્વ ગ્રન્થ છે આ ગ્રન્થ આનંદાશ્રમ તરફથી છપાયો છે. તો પણ હસ્તલિખિત પ્રતોમાં કાંઇ કાંઇ તફાવત જણાતો હોવાથી બીજા છપાવનારા તેમાં સુધારો વધારો કરી શકે છે. તેમ એક ગ્રન્થની પ્રાચીનતા પણ લિખિત કોપી ઉપરથી જાણી શકાય છે. આ ગ્રન્થ રા. રા. ભાઇશ્રી મોહનલાલ વલ્લભજી દેશી, રામપુરા બજાર કોટા રાજપુતાના; એમના તરફથી મળેલ છે. એક વૈદ્યક માસિકમાં ત્રિમલ્લ ભટ્ટ સંવત ૧૮૦૩માં થઇ ગયા છે એવું પ્રતિપાદન કર્યું હતું, પણ આ લખેલી પ્રતમાં લખ્યા તિથિ । संवत् १७९१ श्रावण शुदि पौरनवासी दिन शनी । આ પ્રમાણે જણાવી છે અને તે લખનારે પણ એક લખેલી પોથી ઉપરથી ઉતારી હતી. એક વિદ્વાનનું કહેવું એમ હતું કે ત્રિમલ ભટ્ટ સંવત ૧૨૦૦ના સૈકામાં થઇ ગયા છે તે કેટલે અંશે ખરૂં છે એ શોધકોને જણાશે. આ ગ્રન્થ છપાઇ ગયો છે છતાં પણ જુની પ્રત મોકલવા માટે મોકલનાર ભાઇનો ઘણો ઉપકાર માનું છું.

**વૈદ્યચિંતામણી** નામના ગ્રન્થની હસ્તલિખિત પ્રત કોઇ નામ વિનાના ગૃહસ્થ તરફથી મળેલ છે પણ તેમાં પાનાં ઘણાં ખંડિત છે. કોઇ ગૃહસ્થની પાસે તેની લખેલી પ્રત હોય તો મોકલવા કૃપા કરશે. તપાસીને તુરત તેમને પાછી મોકલી આપવામાં આવશે. તેમાં પ્રારંભનો શ્લોક નીચે પ્રમાણે છે. वार्गीशाद्या सुमनसः सर्वार्थानामुपक्रमे । यं नत्वा कृतकृत्यास्युश्च तं नमामि गजाननम् પછી ગ્રન્થકર્તા પોતાની ઓળખાણ આપતાં લખે છે કે श्रीवत्सगोत्रतिलकं जगद्वैद्यपितामहम् । अमरेश्वरभट्टस्य प्रियसूनुं, गुणान्वितम् । वल्लभेन्द्रविरचितं जनानां हितकारणम् । वैद्यचिंतामणिं नाम भैषज्यग्रन्थमुत्तमम् । વત્સ ગોત્રમાં

જન્મેલા, જગતના વૈદ્યોમાં અગ્રહણી, અમરે [illegible] ભટના પુત્ર વજ્રમેક નામના વૈદ્ય વૈદ ચિંતામણી નામનો આંરાગનો ગ્રન્થ રચ્યો [illegible] પ્રથમજ ચંદ્રોદયની બનાવટ આપે છે આ ગ્રન્થની મોટી પ્રત મોકલનારનો ઘણો ઉપકાર માનવામાં આવશે અને તે ગ્રન્થ છાપી પ્રસિદ્ધ થયે લોકો ઉપર ઉપકાર થશે આ ગ્રન્થના [illegible] પાના મોકલનાર ગૃહસ્થે શા માટે પોતાનું નામ [illegible] નથી જણાવ્યું તે સમજી શકાતું નથી તો પણ મોકલનાર ભાઈનો ઘણો ઉપકાર માનુંછું જે ભાઈઓ હસ્તલિખિત ગ્રન્થ છપાય ત્યાર અથવા પોચ સ્વીકારવામાં આવે તે વખતે તેઓની ઈચ્છા નહીં હશે તો અમો તેઓના નામ પ્રકટ નહીં કરીયે પણ અમારી જાણ માટે પોતાનું નામ [illegible] જણાવશે તો ઠીક પડશે.

---

# યજ્ઞ.

યજ્ઞ આ શબ્દ ઉચ્ચારતાંજ હોમ હવન એવો અર્થ જુના વિચારના લોકોના મનમાં ઉદ્ભવે છે. ત્યારે કેટલાક વિદ્વાનો આત્મયજ્ઞ સર્વત્યાગ એવો તેનો અર્થ કરે છે યજ્ઞ એ શબ્દનો વ્યાપક દૃષ્ટિથીજ અર્થ કરવો જોઈએ સૃષ્ટિનો આરંભજ મૂળ યજ્ઞથી છે સાગરામાં જે પ્રમાણે વાયુની લહેરીઓ ઉત્પન્ન થાય તેમ ઈશ્વરના મનમાં "એકોહં બહુ સ્યામ્" 'હું એક છું તે અનેક થાઉં' એવી સ્ફૂર્તિ થઈ પ્રકૃતિના યોગથી આત્મયજ્ઞ કરી સૃષ્ટિ નિર્માણ કરી પ્રથમ યજ્ઞ થયા પછી સૃષ્ટિ ઉત્પન્ન થઈ એમ સર્વ ધર્મોમાં છે. ખનિજ, ઉદ્ભિજ, અંડજ, જરાયુજ એ ચાર કોટીમાં યજ્ઞનુંજ તત્વ દૃષ્ટિએ પડે છે ખનિજમાંથી ઉદ્ભિજ ઉત્પન્ન થાય છે અને ઉદ્ભિજમાંથી અંડજ અને જરાયુજ ઉત્પન્ન થાય છે અને વૃદ્ધિ પામે છે "જીવો જીવસ્ય જીવનમ્" એ યજ્ઞનુંજ તત્વ છે આ યજ્ઞમાં એટલોજ દોષ છે કે તે અનુમતિથી થતો નથી બુદ્ધિની અનુમતિ નહીં હોવાથી યજ્ઞ એ શબ્દ તે ઠેકાણે પૂર્ણપણે અન્વર્થક નથી મનુષ્યોના સંબંધમાં તો 'મમૈવાંશો જીવલોકે' એમ શ્રીકૃષ્ણે કહ્યું છે ત્યારે ઈશ્વર પ્રમાણે પૂર્ણતા પ્રાપ્ત કરવી હોય તો પોતાની વાસનાદિકનો યજ્ઞ કરવો જોઈએ હેતુપૂર્વક યજ્ઞ કરવાનું સામર્થ્ય તેમાંજ છે શ્રીકૃષ્ણ ભગવાને ગીતાના ચોથા અધ્યાયમાં જુદા જુદા પ્રકારના યજ્ઞો કહ્યા છે તેના મનુષ્યની લાયકાત પ્રમાણે જે જે યજ્ઞ કરવો જોઈએ તે તે ક્રમવાર કહ્યા નથી, મનુષ્યે પોતાની બુદ્ધિ ચલાવી તેનો ક્રમ લગાડવો જોઈએ [illegible] નો વિચાર કરે " [illegible] ." સમજણ જુદા જુદા અધિકારના લોકોને જુદા જુદા માર્ગે ચાલવાનું જે ધર્મમાં કહ્યું નથી તેનું તેજ [illegible] એવું નામ [illegible] પડી [illegible] નહીં શ્રીકૃષ્ણે પહેલો યજ્ઞ "શબ્દાદીન્વિષયાનન્યે ઇન્દ્રિયાગ્નિષુ જુહ્વતિ" એને [illegible] પ્રમાદ આળસ, નિદ્રા આદિ તામસી વિકારોવાળા લોકો માટે આ યજ્ઞ છે [illegible] પ્રમાણે રહેવા કરતા વિષય સેવનજ કરે એમ આ યજ્ઞ કહેવાનો શ્રીકૃષ્ણનો ઉદ્દેશ છે માનસિક શક્તિનો આ લોકોમાં અભાવ

હોવાને લીધે તેની ઉત્ક્રાંતિ થવા માટે વિષયસેવન ભગવાને કહ્યું છે. એમ વિષય સેવન કરતાં કરતાં "યે હિ સંસ્પર્શના ભોગા દુઃખયોનય એવ તે" એમ તેઓને જણાવા લાગશે અને "શ્રોત્રાદીનીન્દ્રિયાણ્યન્યે સંયમાગ્નિષુ જુહ્વતિ" એ સંયમરૂપી અગ્નિમાં ઇંદ્રિય યંત્ર કરવાની તેઓમાં યોગ્યતા આવશે. આ તપોયજ્ઞ દ્રવ્યયજ્ઞ કરતાં વધું મહત્વનો છે. આગળ જતાં એ સંયમ યજ્ઞથી પોતાનું શરીરજ માત્ર સારૂં રહેવું જોઇએ, એવી સ્વાર્થ બુદ્ધિ તેને રહેતી નથી. આત્મ-બ્રહ્મજ્ઞાનસુખની લાલસા તેને ઉત્પન્ન થશે અને દેહ એ સાધ્ય નહીં હઇને સુખ મેળવી લેવાનું એક સાધન છે એવી તેની ખાત્રી થાય છે અને "સર્વાણીન્દ્રિયકર્માણિ પ્રાણકર્માણિ ચાપરે, આત્મસંયમયોગાગ્નૌ જુહ્વતિ જ્ઞાનદીપિતે" સર્વ ઇંદ્રિયનાં, અને પ્રાણનાં કાર્યોને જ્ઞાનથી પ્રકટાવેલા આત્મ સંયમ યોગરૂપી અગ્નિમાં હોમે છે-આ યજ્ઞ કરવાનો તેને અધિકાર પ્રાપ્ત થાય છે. ત્યારે આખા શરીરમાં ક્રિયા રૂપે રહેલી શક્તિનો ઇશ્વરી કાર્ય માટે ખર્ચ કરવાને તે તૈયાર થાય છે આ યજ્ઞ ઉપનિષદોમાંનો છે. આપણા સ્મૃતિ ગ્રન્થોમાં ૧ અધ્યાપન-બ્રહ્મયજ્ઞ, ૨ તર્પણ-પિતૃયજ્ઞ, ૩ હોમ-દેવયજ્ઞ, ૪ બલી-ભૂતયજ્ઞ, ૫ અતિથિપૂજન-નૃયજ્ઞ એમ પાંચ મહાયજ્ઞ કહેલા છે. અધ્યાપન એટલે વેદ શિખવવા એવો રૂઢ અર્થ છે પણ થોડો વ્યાપક અર્થ લક્ષમાં લઇએ તો વેદ એટલે જ્ઞાન અર્થાત્ લોકોને ઉપયોગી જ્ઞાનવાળા બનાવવા એ અધ્યાપન કહેવાય. ઋગ્વેદમાં આયુર્વેદ, યજુર્વેદમાં ધનુર્વેદ, સામવેદમાં ગાંધર્વવેદ અને અથર્વવેદમાં સ્થાપત્યવેદનો સમાવેશ થાય છે. ત્યારે વૈદ્યકશાસ્ત્ર, લશ્કરી શિક્ષણ, સંગીત વિદ્યા અને કળા કૌશલ્ય વિગેરેનું શિક્ષણ આપવું એને અધ્યાપન કહી શકાય. બીજો પિતૃયજ્ઞ એટલે પિતૃઓનું તર્પણ કરવું આ બાબતમાં મતભેદ છે. પિતૃને તૃપ્ત કરવા તેમાં તલ પાણી શા માટે આપવું? હાલના આ પાણી પીનારા પિતૃઓ જે પિતૃલોકમાં છે તો તેઓ આથીજ તૃપ્તિ પામવા જોઇએ. તેઓ તલ અને પાણીથી કેમ તૃપ્ત થશે? કોઇ સંકલ્પ મનમાં ઉદ્દભવે છે ત્યારે તે સંકલ્પ મનમાં રાખી પાણી મુકવાનો આપણામાં રિવાજ છે આપણા પૂજ્ય પિતરોએ જે જે મોટાં મોટાં કામો કર્યાં હોય તે મનમાં લાવી તેઓની કીર્તિને ડાઘ ન લાગે તેવાં કાર્યો હું હમેશાં કરીશ એજ સંકલ્પ પિતૃયજ્ઞ વખતે કરવાનો છે. ભૂતયજ્ઞ અને નૃયજ્ઞ એટલે ઘર બહાર જઇને બળીદાન નાખી આવવું એ ભૂતયજ્ઞ કે નૃયજ્ઞ નથી. પોતાના ગામના અનાથો, અપંગોના પોષણમાં શક્તિ પ્રમાણે ભાગ લેવો ગૃહાગત મિજમાનની સત્કારપૂર્વક સુશ્રુષા કરવી અને મનુષ્યોના સંરક્ષણ માટે કરેલી સંસ્થાઓને ગજા મદદ આપ્યા કરવી તે અનુક્રમે ભૂતયજ્ઞ અને અતિથિપૂજન છે.

લોકોનાં શરીરો કેટલાં બધાં બગડી ગયેલાં છે. ઇંગ્લાંડમાં ૧૮૪૭ સાલમાં આ મરજ જોરમાં હતો છતાં એકંદર મરણ પ્રમાણ ૮ આઠ હજાર ઉપર ગયું નહોતું, ત્યારે હિન્દુસ્થાનમાં એકલા મુંબઇ શહેરમાં આ રોગ શરૂ થયા પછી માત્ર ૧૫-૨૦ દીવસમાં ૮ આઠ હજારથી વધુ મરણ નોંધાયા હતાં. ૧૮૯૧ સાલમાં લંડન શહેરની વસ્તી ૪૦ લાખની હતી ત્યાં ૧૫ દિવસમાં ૨૩૦૦ બે હજાર ત્રણસો મરણ થયેલાં હતાં, ત્યારે પુનાં શહેરની લોક સંખ્યા સવા લાખની હોવા છતાં ૧૫ દીવસમાં ૨૩૦૦ બે હજાર ત્રણસો મરણ નોંધાયા હતાં. એવીજ રીતે યુરોપના કોઇ પણ શહેરની કિંવા દેશની મૃત્યુ સંખ્યા હિન્દુસ્થાનના શહેર સાથે અગર પ્રાંત સાથે સરખાવી જોઇએ તો યુરોપ કરતાં પચીસ ત્રીસગણું મરણ પ્રમાણ માલુમ પડશે. ઇટાલીમાં ૧૮૯૧ સાલમાં આ મરજ ૬ મહીના ચાલુ હતો અને તેટલા વખતમાં ૩ કરોડ લોક સંખ્યામાંથી ૧,૮૪,૦૦૦ એક લાખ ચોરાશી હજાર મરણ થયાં. આ પ્રમાણ દર હજારે ૬ પડ્યું. ત્યારે હિન્દુસ્થાનની ૩૦ કરોડની વસ્તીમાંથી એકંદર મરણ પ્રમાણ ૬૦થી ૬૨ લાખ સુધી થયાં.

આ રોગ શારીરિક અને માનસિક શ્રમ હદ ઉપરાંત કરવાથી, પૌષ્ટિક અન્નપાન અને સારાં કપડાં લત્તાં નહીં મળવાથી, સ્વચ્છ ઘર, ખુલી હવા, અજવાળામાં રહેવાના સ્થાનને અભાવે વધે છે; અને તેથી મૃત્યુનું પ્રમાણ ઘણું વધી પડે છે અને તેથીજ ગરીબ લોકોનો વધુ મરો થયો છે.

આ રોગની ઉત્પત્તિ માટે પાશ્ચાત્ય વિદ્વાનો એકમત નથી. પણ આર્યવૈદકના મત પ્રમાણે હવા અને પાણીના બગાડાથીજ આ રોગ થાય છે ઇટાલીયનોનો આગળ એવો મત હતો કે ગ્રહોની યુતિ અને દૃષ્ટિથી આ રોગ થાય છે અને હિન્દુશાસ્ત્ર પણ એ મત સાથે મળતું થાય છે. કેટલાક લોકો માને છે કે આ રોગ ચેપી છે અને તે એક માણસથી બીજા માણસને લાગુ પડે છે પણ તે સત્ય નથી. અનેક દરદીઓની સારવાર કરનાર વૈદ્ય ડાક્ટર અને સ્વયંસેવકો બચી શક્યા છે એટલી વાત ખરી છે કે દરદીના વધુ સંસર્ગમાં આવ્યાથી આ રોગ બીજાને લાગુ પડે પણ તેમ થાય તેથી ચેપી છે એમ કહી શકાય નહીં. સાધારણ તાવના પણ દરદીના વધુ સંસર્ગમાં આવવાથી સાજા માણસને તાવ લાગુ પડે છે એટલે એ તો નક્કી છે; કે આ રોગ લાગુ પડ્યો હોય તેવા દરદીનો શ્વાસોચ્છ્વાસ લેવો નહીં, કે તેનાં કપડાં પેરવાં ઓઢવાં નહીં કે તેના ઓરડામાં સુવું નહીં; અને તેમ કદાચ કરવું પડે તો પણ સુશ્રુષા કરનારો માણસ પોતાના શરીરની સંભાળ રાખે, પોતાનું પેટ સાફ રાખે, કડવાણી પીતો રહે, ઝાડાનું ઓસડ લીધાં કરે, ન્હાઇ ધોઇ સ્વચ્છતા જાળવે તો તે માણસ બચી શકે.

આ રોગને ચેપી રોગ કહેવો કે કેમ એ પણ શંકાસ્પદ વાત છે કારણ જંતુથી ફેલાના મરકી જેવા ચેપી રોગ આના જેટલી ટુંકી મુદતમાં એક ગામમાં અને ગામેગામ એકદમ ફેલાતા નથી. પણ હવા અને પાણીમાજ મુખ્ય બગાડો થતો હોય એ સંભવિત છે. કારણ કેટલાક ગામડા એટલા દુર અને જંગલમાં હોય છે કે ત્યાંના માણસોને શહેરના માણસો સાથે કવચિતજ પરિચય થાય છે અને તેથીજ તેવાં ઘણાં ગામડાં પ્લેગ જેવા દરદના ભોગ થયા નથી. અર્થાત્ પ્લેગના ચેપથી તેઓ બચી શક્યા છે, ત્યારે તેજ લોકો અથવા તો નેહમાં, પોતાની તજોરીમા કે ઝુંપડામા છુટા જવાયા રહેનારાં લોકો પણ કોઈના સંસર્ગમાં આવતાં નથી છતાં તેવા માણસો પણ આ તાવમાં સપડાયા છે ત્યારે આ રોગ ચેપી ન કહેવાય પણ હવામા અને હવા દ્વારા પાણીમા એવો બગાડ થતો હોય કે, જેથી ગમે તે દુરના ખુણામાં રહેનારાઓને પણ તે બગડેલી હવા સપડાવે અને તેવા લોકો કાળને આધીન થાય ઋતુ બદલતી વખતે હવાનું ઉષ્ણતામાન જ્યારે અસ્થિર હોય છે અને તેને લીધે જેઓની પ્રકૃતિ પ્રથમથીજ બગડતી ચાલી આવતી હોય છે; આમ ક્ષિપ્રરસ, બાદી, અજીર્ણ ઇત્યાદિ ચિન્હો જણાતા હોય તેવાં માણસોને બગડેલી હવાની જલદી અસર થાય છે અને બગડેલા પાણી તેવા લોકોમાં રોગનો ઉપદ્રવ વધારી દેવામાં મદદ કરે છે ઘણે ભાગે આ રોગનુ મૂળ કારણ પાણી પણ ગણાય. ઉનાળામા ભેળો થયેલો કચરો થોડા ઘણા વરસાદથી નદી નાળામાં જાય ત્યાં, અથવા ઠેક ઠેકાણે તે કચરો સડવાથી નદીના અને તળાવના પાણી બગડવાનો સંભવ હોય છે તેમજ વરસાદના પાણીમાં અનેક પદાર્થ પિગળી જાય તે મળ પણ પાણી સાથે શરીરમાં દાખલ થાય છે આહાર વિહાર તથા રહેઠાણની સગવડ વિનાના અને મોંઘવારીને લીધે પેટપુર્ણ અન્ન નહીં મેળવી શકનારા માણસેજ લાચારીએ આ રોગથી મરણ પામ્યા હતા. હિન્દમાં મરણ પ્રમાણ ભયંકર રીતે વધી પડવાનું મોંઘવારી એ પણ એક કારણ હતુ.

તો પણ સ્ત્રી પુરૂષ ગરીબ, શ્રીમંત, વૃદ્ધ, બાળક, જુવાન, સશક્ત, અશક્ત, એવાં બધા માણસો આ રોગમાં સપડાણા છે, એ ઉપરથી જણાય છે કે આ રોગ કદાચ ચેપી હોય તો તે ચેપ-સાંસર્ગિક બીજ હવા મારફત એક ગામથી બીજે ગામ અથવા એક વતનમાંથી બીજા વતનમાં ફેલાય છે એક વર્ષની અંદરના છોકરાં પણ આ રોગથી મરણ પામ્યા છે, એટલે આ રોગ ચાલુ થયા પછી બહુજ સંભાળ રાખે તેજ બચી શકે છે. આ દરદ એક ગામમાં દાખલ થયું એટલે પછી પાંચ હાથની કોટડીમાં રહેનાર કે મોટા બંગલામા રહેનાર દરેક તેમા સપડાય છે. (આગળ ચાલશે).

જીવરામ કાળીદાસ વૈદ્ય.

---

# પ્રકીર્ણ અને નોંધ.

**એક સ્ત્રીને ૨૭ છોકરાં**—જર્મન રાજધાની બરલીનમાં ૩૮ વર્ષની ઉંમરની એક સ્ત્રીને ૨૭ છોકરાં થયાં છે. તેમાં ત્રણ વખત ૩ ત્રણ બાળકોને એક સાથે અને ૪ વખત ૨ બે બાળકોને જન્મ આપેલો છે. હાલમાં તે બરલીનમાં રહે છે.

**પૃથ્વીની ગોળાઈ**—એક માઇલે ૭ ઇંચની હોય છે.

**જાડો છોકરો**-હેનીમેસન નામનો છોકરો ઇંગ્લાંડમાં લીસેસ્ટરમાં રહેતો હતો તે દુનીયાના સઘળા છોકરાઓમાં જાડો હતો. તે હાલ ૧૫ વર્ષની ઉમરે મરણ પામ્યો. તેની છાતીનું માપ ૬૪॥ ઇંચ, હાથની જાડાઇ ૨૩ ઇંચ, અને સાથળની જાડાઇ ૩૮ ઇંચની હતી તેને ચિત્રકામનો શોખ હતો.

**મીઠું**—એપ્રિલ ૧૯૧૯થી જાન્યુઆરી ૧૯૨૦ સુધીના નવ માસમાં ૧,૮૦,૩૬૦૦૦ એક કરોડ, એંશી લાખ, છત્રીસ હજાર રૂપીઆનું મીઠું હિન્દમાં આવ્યું. હીંદ ત્રણ બાજુએ સમુદ્રથી ઘેરાયેલું છતાં દરવર્ષે કરોડો રૂપીઆનું મીઠું પરદેશથી આવે ત્યારે હિન્દનાં માણસો મીઠું મેળવી શકે એ કેટલી શરમની વાત છે? હિન્દી સરકારની કેટલી બેદરકારી? હિન્દના દરેક સમુદ્ર કાંઠેનાં બંદરોમાં મીઠું પકવનારી દેશી કંપનીયો ઉભી થાય અને તેને સરકાર સહાનુભુતિ બતાવે તો દેશને કેટલો લાભ થાય? પણ મીઠું [illegible]ત કરતી પરદેશી કંપનીયોની નારાજી સહન કરવાની શક્તિ હિન્દી સરકારમાં જોઇએ મીઠું એ વૈદ્યકદ્રષ્ટિએ એક અમૃત જેવી ચીજ છે; તેનો છુટથી ઉપયોગ લોકો કરી શકતાં નથી તેથીજ લોકોનું આરોગ્ય બગડે છે. હિન્દી સરકાર પ્રજાના આરોગ્યને સીધી રીતે બીજી બાબતોમાં મુક્તહસ્તે મદદ કરે ત્યારે ખરૂં, પણ વગર ખર્ચે મીઠા જેવી ચીજનો છુટથી ઉપયોગ પ્રજા કરી શકે એવી સગવડ કરી આપે તો પણ પ્રજાના આરોગ્ય માટે સરકારે મોટી મદદ આપેલી પ્રજા માનશે.

**દારૂ**—એપ્રીલ ૧૯૧૯થી જાન્યુઆરી ૧૯૨૦ સુધીના નવ માસમાં ૨,૭૪,૯૧,૦૦૦ બે કરોડ, ચમોતેર લાખ, એકાણું હજાર રૂપીયાનો દારૂ હિન્દમાં આવ્યો પ્રજાનું આરોગ્ય જાળવવા અને ભયંકર દરદોથી પ્રજાને બચાવવા સરકાર જે રકમ તીજુરીમાંથી કાઢી શકતી નથી તેની જોગવાઇ માટે આવી નકામી ચીજોની એકદમ અટકાયત કરી દેવી

જોઇએ. અથવા આવી ચીજની ઉપજ આખી પ્રજાના આરોગ્ય માટે વાપરવાની તજવીજ કરવી જોઇએ, અથવા આ ખાતુ પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં સોંપવુ જોઇએ કે જેથી વર્ષોવર્ષ વધતી જતી દારૂની બદીઓ ઓછી થાય આ બદીને લીધે જે દન્દોનો ફેલાવો અને બીજા અનેક ગુન્હા થાય છે તે અટકે અમેરિકાયે આ બાબતમાં દુનીઆને અનુકરણીય દાખલો બેસાડયો છે.

**૩૫૦ વર્ષના યોગી**--કરીમગંજ ખાતે નેપાલના રાજાઓના ગુરૂ જાણીતા યોગી સચ્ચિદાનંદજી આવ્યા છે. તેઓ કલંબીબાબાના નામથી હિમાલયમાં પ્રસિદ્ધ છે. મૂળ મહારાષ્ટ્રના વતની છે. તેઓને મળવા માટે લોકોનો મોટો ધસારો થાય છે. હિન્દી ભાષા બોલે છે. ગરીબ તવગર અને રાજાઓ તેઓને ઘણા માન સાથે પૂજે છે. તેઓની ઉમર હાલ ૩૫૦ વર્ષની છે. માંસ સિવાય બધો આહાર લે છે અને જાતિભેદ ગણતા નથી. ઇ. સ. ૧૫૨૬ની પાણીપતની છેલ્લી લડાઇનું તેઓને તાજું સ્મરણ છે, અને પ્લાસીની લડાઇને તો કાલ સવારની વાત ગણે છે. યોગશાસ્ત્ર, પ્રાણાયામ, આસન, વ્યાયામ-વગેરે નિયમોના પાલનથી આટલું દીર્ઘાયુષ્ય મેળવી શકાયું છે એમ તેઓ કહે છે તેમના શિષ્ય વિશુદ્ધાનંદજી ૮૨ વર્ષની ઉમરના છે તેને સ્વામીજી બચ્ચુ કહે છે.

હાલમાં તો યુરોપ અમેરિકામાં મનાવા લાગ્યું છે કે ઇચ્છા પ્રમાણે માણસ દીર્ઘાયુષી થઇ શકે. જો કે તે વાત સાબીત કરી બતાવાઇ નથી. અને ૧૨૦ વર્ષથી વધુ ઉમરનો એક પણ માણસ દુનીયાપર હયાત નથી. પરંતુ ઇચ્છિત આયુષ્ય મેળવનાની આર્યોની પૌરાણિક અને વૈદકીય વાતોને બે દસકા પેલાં તો હસી કાઢવામાં આવતી અને ૫૦૦ કે હજાર વર્ષના આયુષ્ય ભોગવનારા આર્યાવર્તના રાજાઓ અને ઋષિ મુનીયોની વાતો એ એક પ્રકારની કલ્પિત વાતો મનાતી હતી ઉપર જણાવેલા યોગીની હયાતી અને દીર્ઘાયુષ જાણીતું છે પણ એ દાખલા શિવાય પણ પૌરાણિક અને પ્રાચીન ઐતિહાસિક વ્યક્તિઓનું અસ્તિત્વ હતું. તેઓએ ભોગવેલું આયુષ્ય મેળવી શકાય એ આર્યોની વાતને ૧૦-૨૦ વર્ષથી દુનિયાની પ્રજા સાચી માનવા લાગી છે.

---

# ગોંડળના ડાક્ટર રાજકુમારનું સ્વાગત.

કેળવણી, જાતમહેનત, સ્વાવલંબન, જમાનાને અનુસરતા સુધારા, સ્વદેશાભિમાન વગેરે ગુણોથી વિભૂષિત વ્યક્તિઓ જગતમાં જોવામાં આવે છે તે ઘણે ભાગે સામાન્ય સ્થિતિમાંથી ઉચ્ચ દરજ્જે ચડેલા હોય છે. ઉલટું શ્રીમાન્ પૈસાવાળા, રાજા રજવાડા કે તેવા સુખરૂપ સ્થિતિના મનુષ્યો ઘણે ભાગે વિલાસોપભોગાદિમાંજ પડેલા દેખાય છે. પરંતુ ખાવાં પીવાં પહેરવાં ઓઢવાં ગાડીઘોડે ફરવાં અને એશઆરામ ભોગવવા એ સુખને ક્ષણિક, નૈમિત્તિક અને નશ્વર સુખ માનનારા તથા વિદ્યા અને તેના આનંદ જન્ય સુખને અનશ્વર, છેલ્લા શ્વાસ સુધી ટકનારૂં અને આ લોક પરલોકનું શ્રેય સંપાદન કરાવી આપનારૂં સુખ માની તે પ્રત્યે યત્ન કરનારા પુરૂષો થોડાજ નિકળે છે અને તેમાં પણ શ્રીમંત કે રાજાઓનાં સંતાનો વિદ્યા તરફ પ્રવૃત્ત થાય કે તેમના માતા પિતા પ્રવૃત્ત કરે એ દુર્લભ છે. તેમાં પણ વધુ દુર્લભ અને અશક્ય જેવું તો એ છે કે પૈસાને કાંકરાની પેઠે ખર્ચી મેળવેલી ડીગ્રીથી વિદ્યાવાળા કહેવરાવવાની હોંસને તિલાંજલી આપી જાત મહેનત કરી, દસકાઓ સુધી વિદ્યા મેળવવા એક સાધારણ સ્થિતિના માણસની પેઠે વર્ત્તન રાખી શ્રમપૂર્વક વિદ્યા મેળવવી કે તેવી રીતે મેળવેલી વિદ્યામાં ખરો આનંદ છે એમ સમજવું રાજકુમારો કે લક્ષ્મીપુત્રો માટે આશા ન રાખી શકાય એવી વાત છે.

આજે અમે જેનું અભિનંદન કરવા ઇચ્છીએ છીએ તેઓ એક રાજકુમાર છે એમ જાણીને નહીં, તેઓના રાજ્યમાં અમે રહીએ છીએ માટે વખાણ કરવા જોઇએ એમ ધારીને નહીં, તેઓ એક મોટા સ્ટેટના રાજકુમાર છે તેમ માનીને નહીં પણ તેઓએ એક સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીની પેઠે વિલાયતમાં રહી ૨૭ વર્ષોના પરિશ્રમને અંતે જે ઉત્તમ વિદ્યા મેળવી છે તે બદલ તેમનું અભિનંદન કરીએ છીએ. સર્વ કોઇ જાણે છે કે ગોંડળના નામદાર ઠાકોર સાહેબ એમ. ડી. થયેલા ડાક્ટર છે બીજી અનેક ડિગ્રીઓમાં આ ડાક્ટરી ડિગ્રી તેઓને બહુ પ્રિય છે કે જે ડિગ્રી તેઓએ પણ શ્રમપૂર્વક અભ્યાસ કરીને મેળવેલી છે. આંગ્લ વૈદ્યકની સાથે આર્યવૈદ્યક જ્ઞાનનું પણ તેઓમાં ઉમેરણ થયું છે અને આર્યવૈદ્યકના ઇતિહાસનું એક પુસ્તક લખી આર્યવૈદ્યની ઉત્તમતા બતાવીને સિદ્ધ પણ કરી આપેલ છે. તેવા ડાક્ટર પિતાના ડાક્ટર પુત્ર પણ તેઓથી અધિક કુશળ થાય એમાં આશ્ચર્ય નથી.

આટલી પ્રસ્તાવના અમે જેઓ માટે કરીએ છીએ તે ગોંડળના દ્વિતીય કુમારશ્રી ભૂપતસીંહજીનો જન્મ તા ૨૫ મે ૧૮૮૮ના રોજ થયો હતો. પાંચ વર્ષની વયે તેઓને સ્કોટલેંડના રાજનગર એડિનબરોમાં શિક્ષણ માટે સ્ત્રી શિક્ષકની સંભાળ તળે રાખવામાં આવ્યા હતા. પોતાના માતા પિતા કરતાં બીજે ભલે સ્વર્ગ જેટલું સુખ હોય પણ પાંચ વર્ષનું બાળક

માતા પિતાથી વિરહિત એક દિવસ પણ રહી શકે ? અજાણ્યા દેશમાં અજાણ્યા માણસને પોતાનું બાળક સોંપી દેનાર માવતરનું હૃદય કેટલું બધું દઢ જાણવું ? અમને ખાત્રી છે કે ગમે તેવાં દઢ મનનાં માબાપ પણ પોતાનાં બચ્ચાંથી વિખુટાં પડતાં અને હજારો ગાઉને છેટે પોતાના બચ્ચાંને મોકલી આપતાં તેમનાં પથ્થર જેવા દિલ પણ પિગળ્યા વિનાં રહે નહીં તો પછી રાજકુટુંબનાં બાળક કે જેઓ સેંકડો માણસોથી ખમાં ખમાં કરાતાં હોય અને ફુલની પેઠે રક્ષાયેલાં હોય તેનાં માબાપને પ્રિય શીશુથી જુદું પડતાં કેટલું કષ્ટ અને દુઃખ થયું હશે એની કલ્પના કરવીજ બસ છે. છતાં તેવાં દુઃખને માથે વ્હોરી લઇ બાળકથી જુદાં પડનારાં મા બાપનાં અંતઃકરણો કેટલાં દૈવી હોવાં જોઇએ. બાળકનું ભવિષ્ય સુધારવા માટે વિદ્યાદાન અપાવવું એ તેઓને શિશુપ્રેમ કરતાં વધુ મહત્વનું લાગ્યું અને શિશુવિયોગનું અસહ્ય દુઃખ સહન કરી પોતાના બાળકની જીંદગી સુધારી. તેઓને ૧૮૯૬માં ત્યાંની પબ્લીક સ્કુલમાં દાખલ કરવામાં આવ્યા. સને ૧૮૯૭માં એડીનબરો નજીક કારગી ફીલ્ડની શાળામા દાખલ કરવામાં આવ્યા હતાં જ્યાં ૧૯૦૦ સુધી રહ્યા હતા. સન ૧૮૯૮માં અગ્યાર વર્ષની કુમળી વયે બધા વિષયમાં ઉત્કૃષ્ટતા બતાવવાથી તેમને બે ઇનામ આપવામાં આવ્યા હતાં અને તેઓની વર્તણુક ઘણીજ સંતોષકારક જાહેર કરવામાં આવી હતી. અંગ્રેજી, ગણિત અને લેટીનના વિષયોમાં તેઓ પોતાના વર્ગમાં પહેલે નંબરે હતા. ઇ. ૧૯૦૦ના વર્ષમાં પ્રાથમિક શાળાનું શિક્ષણ સંપૂર્ણ થવાથી તેઓ હેરોની વડી શાળામાં દાખલ થયા. તેઓના શિક્ષકોએ નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવ્યો હતો. "**સાહિત્ય અને બીજા વિષયોમાં કુમારશ્રીનું જ્ઞાન ઘણું સારૂં છે, અને તેને શિક્ષણ આપવાનું કામ આનંદદાયક લાગે છે આવડી નાની ઉમરનો બીજો છોકરો ધ્યાનશક્તિ અને સ્વતંત્ર અભ્યાસ કરવામાં વધારે ચતુર અમે જોયો નથી લેટીન ગદ્ય અને ઇંગ્રેજીમાં તેમનાં જેટલા વખાણ કરીએ તેટલાં ઓછાં છે**" આ વર્ષમાં તેઓને 'પ્યુપિલ રૂમ' ઇનામ મળ્યું હતું. તેમના એક શિક્ષકે જણાવ્યું હતું કે "**હું પશ્ચિમખંડ ઉપર મેળવેલી જીત માટે પુર્વખંડને** *અભિનંદન આપું છું*".

સન ૧૯૦૦નાં ડિસેમ્બર માસમાં કુમારશ્રી ગોંડળ આવ્યા અને ૧૯૦૧માં હેરો ગયા. ત્યાં ગયા પછી પરીક્ષાના પરિણામે તેમને બે ધોરણ એક સાથે ચડાવવામાં આવ્યા. અભ્યાસમાં તેઓ વિચારશીલ અને સાવચેત હતા તેમની સમાનવયના શિષ્યો કરતાં આ ગુણો તેમનામાં વિશેષ હતા. સન ૧૯૦૮માં હેરોનો અભ્યાસ પુરો થયો અને કેંબ્રીજની યુનીવર્સીટીમાં દાખલ થયા. ત્યાં વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. સન ૧૯૧૧ના ડિસેમ્બરમાં ઘેર આવ્યા અને દિલ્હીના રાજ્યાભિષેકના ભવ્ય મેળાવડામાં પોતાના પિતાશ્રી સાથે દીલ્હી ગયા, અને ત્રણ મહીના રોકાઇ માર્ચ માસમાં વિલાયત ગયા. સન ૧૯૧૬માં વૈદ્યકની એલ. આર. સી. પી; (L,R,C,P; Licenciate of the Royal College

of Phisician લાઇસેન્સેટ ઓફ ધી રોયલ કોલેજ ઓફ ફીઝીસીયન) અને એમ. આર. સી. એસ; (M. R. C. S; Member of the Royal College of Surgeons મેમ્બર ઓફ ધી રોયલ કોલેજ ઓફ સરજન્સ) એટલે રોગચિકિત્સક (ઉપચારક) અને શસ્ત્રક્રિયાકુશળ એ બન્ને પદવીઓ મેળવી. ત્યાર બાદ કેમ્બ્રીજ યુનીવર્સીટીની (એમ. બી, Bechelor of Medicine બેચલર ઓફ મેડીસીન) નામની ઉત્તમ અને માનવંતી ડિગ્રી મેળવી કે જે ડીગ્રી ઔષધક્રિયામાં નિપુણતા બતાવે છે. અને M. D; જેટલી મોભાવાળી છે; આ ડીગ્રીવાળા માણસો રોયલ કમીશન એટલે બાદશાહી સીવીલ મેડીકલ સર્વિસ મેળવી શકે છે.

એ પ્રમાણે ના. કુમારશ્રી ૨૭ વર્ષ જેટલો ઉમરનો મોટો ભાગ વિલાયતમાં અભ્યાસમાં ગાળી વિજય મેળવી વૈદ્યક વિદ્યાના દરેકશાસ્ત્રમાં નિપુણતા સંપાદન કરી હાલમાં સ્વદેશ પધાર્યા છે અને ગોંડળ સ્ટેટની પ્રજા દેશી પોષાકમાં સજ્જ થયેલા પોતાના વિદ્વાન્ રાજકુમારને જોઇ હર્ષિત થાય છે. અને પોતાના માતા પિતા અને કુટુંબીજનો જેઓએ તેઓનો વિયોગ ઉચ્ચ આશય માટે લાંબો કાળ સહ્યો હતો તેઓ પણ અત્યારે પોતાને કૃતકૃત્ય માને છે. આ રસશાળાના અને માસિકના હજારો ગ્રાહકો તેઓના ભવિષ્યને ઉજ્વળ ઇચ્છે છે અને આશા રાખે છે કે તેઓ દીર્ઘાયુષી થઇ દેશબંધુઓની અને પ્રાચીન આર્યવૈદ્યકશાસ્ત્ર-આયુર્વેદની સેવા કરવામાં પણ સાફલ્ય મેળવશે. જો કે પ્રાચીન આયુર્વેદ સંબંધે આજસુધીમાં તેઓને જાણવાનું કે અનુભવવાનું થોડું મળ્યું હશે પણ હવે પોતાને ઘેર પોતાના પિતાશ્રીના સહવાસમાં રહેતાં આયુર્વેદની ઉત્તમતા માટે વિશેષ જ્ઞાન તેઓ મેળવી શકશે. જો આયુર્વેદ માટે અમેરિકાના અને યુરોપના ડા. વિલસન એમ. ડી; ડા. જ્યોર્જ કલાર્ક એમ. એ; એમ ડી; ડૉ. વાઇઝ એમ. ડી; વગેરે અનેક વિદ્વાન ડાક્ટરોએ પણ ઉંચા અભિપ્રાયો જણાવ્યા છે અને તેમાંના ઘણા ડાક્ટરો તો આયુર્વેદના ગ્રન્થો ચરકસંહિતા વગેરેને આધારે પોતાના દરદીઓની સારવાર પણ કરે છે અને મુક્ત કંઠે તેનાં વખાણ કરે છે. ડૉ. હિપોક્રેટસ જેને દવાઓને લગતા શાસ્ત્રનો પિતા ગણવામાં આવે છે તેણે પોતાની મેટેરિયામેડીકાનું મૂળ વસ્તુ આયુર્વેદ-હિન્દુ વૈદ્યનાં પુસ્તકો ઉપરથી લીધું હતું તે જણાવે છે કે **"ચોથા સૈકામાં જ્યારે ગ્રીક લોકોએ હિન્દની મુલાકાત લીધી ત્યારે તેઓએ હિન્દના વૈદ્યોને અદ્ભૂત રીતે રોગો મટાડવાની શક્તિ ધરાવનારા જોયા હતા જે દરદો ગ્રીક ડોક્ટરો સાજા ન કરી શકતા તે સાજા કરવા માટે અલેકઝાંડર ધી ગ્રેટે પોતાના રસાલામાં હિન્દના વૈદ્યોને રાખ્યા હતા."** લંડનની કિંગ્સ કોલેજના ડૉ. રોયલ જણાવે છે કે **'આપણે યુરોપી વૈદ્યનાં મૂળ માટે હિન્દુઓના આયુર્વેદીય ગ્રન્થોના આભારી અને ઋણી છીએ"** આવા દાખલા ઘણા આપી શકાય એમ છે. અમે કુમારશ્રીને અભિનંદન સાથે ભલામણ કરીએ છીએ કે આપ જે વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ કરી આવ્યા છો તેની બરાબરી

કરનારૂજ દેશી વૈદાનું શાસ્ત્ર છે કે જેને આધારે હજારો વર્ષ થયાં આર્ય પ્રજા પોતાના આરોગ્ય જાળવતી આવી છે અને રોગોથી બચતી આવી છે પણ તે શાસ્ત્ર થોડાજ વખત થયાં સમર્થ કરનારા વિદ્વાનો અને પોષક મહીપાળોને અભાવે ઉચ્ચ સ્થિતિએ પોંચી શક્યું નથી, પણ હિન્દુસ્તાનને નિયમે તેનો પ્રકાશ પણ એક સમયે જગતને દીપાવશે કે જેને પ્રકાશિત કરવાનો બોજો અને ફરજ આપ જેવા વિદ્વાનો અને આપના વિદ્વાન્ પિતાશ્રી જેવા મહીપાળોની ઉપર છે આપની ભવિષ્યની કારકીર્દી ગોંડળની પ્રજાને અને હિન્દી પ્રજાને લાભદાયક નિવડે અને યશસ્વિની થાય એમ ઇચ્છી આપના ચિરપ્રવાસના ફળરૂપે જે વિજય યુરોપની પ્રજા સમક્ષ મેળવ્યો છે તથા દેશનું અને દેશી રાજ્યોનું પદ દીપાવ્યું છે તે માટે અભિમાન સાથે ધન્યવાદ આપીએ છીએ આપના નગર ગમનમાં આવતી આયુર્વેદની, દેશી વૈદ્યોની અને દેશ પ્રેમીઓની આશા પરમેશ્વર સફળ કરો અને આપે વર્ષોના શ્રમને અંતે મેળવેલી વિદ્યાનું સાર્થક થાઓ હિન્દી પ્રજા આપ કુમારશ્રી પાસેથી જે સાર્વજનિક લાભની આશા રાખે છે તે એકાદ અંગ્રેજી દેશી વૈદાની તુલનાત્મક પુસ્તક લખી કાઢવાથી પૂર્ણ થતી નથી એક સામાન્ય ગૃહસ્થ કે જે પોતે આજીવિકા ચલાવવા ડિગ્રી મેળવે છે અથવા ડાક્તરી ડીગ્રી મેળવેલો વિદ્વાન્ આર્થિક ઉપાધીથી દબાઇ ગયેલો હોય છે અને તેમાંથી મુક્ત થવાને જે વ્યવસાયમાં પ્રારંભથી જોડાય છે તેમાંથી આગળ વધી શકતો નથી એટલે તેઓ વિલાયતી દવા વેચનારી કંપનીઓના એજન્ટ બને છે પણ દેશને તેવા વેપારી ડાક્તરોની થોડી જરૂર છે અને તેવા ડાક્તરોથી દેશને લાભ પણ થોડો છે જેવી રીતે વકીલાત ડીગ્રી મેળવનારાથી દેશને લાભ કરતાં હાની વધુ છે પણ તેવા વકીલો પણ પોતાની બુદ્ધિથી દેશને અપૂર્વ લાભ પહોંચાડી શકે છે તેના લોકમાન્ય તિલક, પટેલ, માલવીયા, અને મહાત્મા ગાંધી જેવા પ્રત્યક્ષ દાખલા છે તેવીજ રીતે ડાક્તર કે રસાયનશાસ્ત્રીઓ પ્રફુલ્લચંદ્રરાય, રમેશનાથ દત્ત, નીલરત્ન ધર, કે સર્વાધિકારી જેવાઓ દેશને લાભ પહોંચાડી શકે તેવા વિદ્વાનો ઘણે ભાગે નિર્ધન હોય છે પણ ડાક્તરી વિદ્યા, રસાયન, સર્જરી વિગેરે શાસ્ત્રોમાં નિપુણ થએલા આપ પોતાની સેવા દેશને સમર્પણ કરો તો આપને લાખો રૂપિયાની મુડી મેળવવાની સગવડ છે અને તેથી લાખો રૂપીઆની દેશી અને વિદેશી દવાઓ બનાવનારા કારખાનાને પોતાની બુદ્ધિથી ઉભા કરી શકો તેમ દેશને મોટો લાભ પોંચાડવા સાથે પોતે પણ લાખો રૂપીઆ મેળવી શકો તે સાથે અંગ્રેજી વૈદકના દરેક શાસ્ત્રને દેશી ભાષામાં પ્રકાશિત કરી આયુર્વેદના ફેલાવ માટે ઉપકાર કરી શકો અને આયુર્વેદને પોતાનું શાસ્ત્ર માનીને માટે પોતાનો થોડો સમય પણ ખર્ચવા યોગ્ય માનો તો પ્રત્યેક હિન્દીના અંતઃકરણમાં પ્રીતિનું સ્થાન મેળવો

હિન્દી પ્રજા આપ પાસેથી ભવિષ્યની મોટી મોટી આશા રાખે છે તેમાં સાફલ્ય મેળવવું એ હાલના જમાનામાં લક્ષ્મીસાધ્ય છે, તેની અનુકૂળતાવાળો માણસ

સ્વદેશ પ્રેમી હોય તો ધારે તે કરી શકે. અમે આશા રાખીએ છીએ કે કુમારશ્રી સ્વદેશ પ્રેમી અને સ્વશાસ્ત્ર પ્રેમી થઇ ઇશ્વરે તેઓને જે શાસ્ત્રમાં નિપુણ બનાવ્યા છે તે દ્વારા દેશને અને શાસ્ત્રને બનતો લાભ આપશે અને તે કામમાં તેઓના વિદ્વાન્ પિતાશ્રીની જોઇતી મદદ મેળવશે.

આ વખતે અમે ગોંડળના નામદાર ઠાકોર સાહેબશ્રીને ધન્યવાદ આપીએ છીએ કે આપે વિદ્યાની પાસે પુત્રવાત્સલ્યને ગૌણ ગણિ આપનાં સંતનોને વિદ્યાર્જન માટે દરિયાપાર હજારો ગાઉને અંતરે મોકલવાનું સાહસ કરેલ છે; તેના ફળ તરિકે મૂર્તિમાન્ નામદાર કુમારશ્રીને વિદ્યાધર થયેલા આપ જુઓ છો. લડાઇ જેવા વિષમ વાતાવરણમાં પણ કુમારશ્રીએ પોતાનું કર્તવ્ય પૂર્ણ કરેલ છે તે આપની વિદ્યા દેવી પ્રત્યેની ભક્તિનુંજ ફળ છે. આવીજ રીતે થોડા સમયમાં કુમારશ્રી નટવરસિંહજી, કુમારશ્રી કીર્તિસિંહજી અને કુમારીશ્રી તારાબા સાહેબ એ આપનાં પ્રિય શીશુઓ પણ આપે નિર્મેલું લક્ષ્ય સફળતાપૂર્વક વેધી પોતાના માતા પિતાના ખોળાને શોભાવશે અને પોતાના દર્શનથી પ્રજાને આનંદિત કરશે કે જેઓ ૧૫-૨૦ વર્ષ થયાં સરસ્વતીની સુશ્રુષા માટે દરિયાપાર તપ કરી રહ્યાં છે. અમને ખાત્રી છે ગોંડળના રાજકુમારો અને રાજકુંવરીઓ હિન્દી પ્રજાને અને હિન્દના રાજાઓને અનુકરણ કરવા લાયક દૃષ્ટાંતરૂપ થશે, તેમ તેઓ પોતાના જ્ઞાનનો લાભ પણ હિન્દી પ્રજાને આપશે તથા નામદાર ઠાકોર સાહેબશ્રી પણ તેઓને આર્થિક અનુકૂળતા કરી આપશે કે જેથી પોતાનું અને પોતાના રાજ્યનું અમર નામ રહી જાય.

જીવરામ કાળીદાસ વૈદ્ય.

---

વિશેષ વિજ્ઞાપન.

# નવા ગ્રન્થનો આરંભ અને હવે પછીનું ધોરણ.

આ અંકથી નવા ગ્રન્થનો આરંભ કરતાં ગ્રાહકબંધુઓ અને મિત્રોને જણાવવાનું કે આ વખતે રોગોપચારનો એટલે રસાયનિક ઔષધોનો સારો ગ્રન્થ પ્રકટ કરવાનો વિચાર હતો પણ માર્ચ મહિનાના અંકમાં પ્રસિદ્ધ થયેલા અપ્રસિદ્ધ ગ્રન્થોનાં નામોમાં શ્રીપાર્વતી પુત્ર **શ્રીનિત્યનાથ સિદ્ધનો** રચેલો રસાયનખંડાંતર્ગત **વાદિખંડ-ઋદ્ધિખંડનું** નામ જણાવવામાં આવ્યું હતું તે નામ વાંચતાં સંખ્યાબંધ ગ્રાહકે અને રસાયન ધાતુવાદ દેહલોહસિદ્ધિના પ્રેમી વૈદો અને ઘણા મિત્રોએ એ ગ્રન્થનો આરંભ કરવા આગ્રહ સાથે ભલામણ અને વિનંતિઓ કરી. તેથી આ ગ્રન્થ મોંઘો જતાં અને સામાન્ય જનસમાજને કે

માત્ર ઉપચાર કરવાના ઉદ્યમવાળા વૈદ્ય ભાઈઓને કદાચ પ્રીતિજનક ન જણાય એવો છતાં તે વિદ્યાના જીજ્ઞાસુ અને પ્રેમીજનોને ઉપયોગી અને દુર્લભ્ય હોવાથી તેમ આની શોધમાં હજારો મનખો લાગેલા હોવાથી આ ગ્રન્થજ હાલમાં ચાલુ કરવાનું યોગ્ય જણાયું છે જો કે કેટલાક વૃદ્ધ અને બુદ્ધિમાન્ વિદ્વાનોએ આ ગ્રન્થ નહિ પ્રસિદ્ધ કરવાની ભલામણ કરી હતી અને તે પણ કેટલેક અંશે માનવા જેવી હતી.

શ્રી નિત્યનાથસિદ્ધનો રચેલો **રસરત્નાકર** પાંચ ખંડાત્મક છે ૧ રસખંડ, ૨ રસેંદ્રખંડ, ૩ વાદિખંડ, ૪ રસાયનખંડ, અને ૫ મંત્રખંડ. રસખંડ વૈદ્યોને રોગોપચાર માટે ઉપયોગી છે. રસેંદ્રખંડ દરદીઓને ઉપયોગી છે. દેહ લોહ સિદ્ધિના જીજ્ઞાસુને વાદિખંડ-ઋદ્ધિખંડ ઉપયોગી છે વધીને કે દીર્ઘાયુષ્ય ઇચ્છનારા માટે રસાયનખંડ છે અને મંત્રશાસ્ત્રપર પ્રીતિવાળાને ઉપયોગનો મંત્રખંડ છે. તેમાં રસખંડ, રસેંદ્રખંડ, અને રસાયનખંડ છપાઇ ગયા છે વાદીખંડ અને મંત્રખંડ હજી સુધી છપાયા નથી. તેની હસ્તલિખિત પ્રત પણ દુર્લભ્ય છે અને આખા હિન્દમાં દસ વિશ લખેલી પ્રત ભાગ્યેજ હશે. આ વાદિખંડની હસ્તલિખિત એક પ્રત અમારા પરમ મિત્ર અને રસશાસ્ત્રના મહાન્ શોધક રા. રા. નારાયણરાવ પ્રભાકર વિનોદ, વિનોદ બાગ વડોદરા એમની પાસેથી મળી હતી અને વાદિખંડની અને મંત્રખંડની એકેક પ્રત મહાત્મા શિવાનંદ સિદ્ધ હિમાલય નિવાસી પાસેથી મળી હતી તેઓ બન્નેનો ઘણો આભાર માનુંછું અને આ ગ્રન્થનો લાભ લેનારાઓએ પણ તેઓનો ઉપકાર માનવો. મંત્રખંડ પણ એટલો બધો આકર્ષક અને સિદ્ધ ફળદાયી છે કે તે છપાયે મંત્રશાસ્ત્રનો અપૂર્વ લાભ મેળવી શકશે હાલમા તો વાદીખંડ-ઋદ્ધિખંડ છપાવવાનું શરૂ કરીએ છીએ.

આ ગ્રન્થમાળા મૂળ સંસ્કૃત ગુજરાતી ભાષાંતર સાથે પ્રગટ થાય છે પણ આ માસિકના ગ્રાહક મરાઠી હીંદી અને બીજી ભાષાવાળા ગ્રાહકો મૂળ ગ્રન્થની માગણી વધુ કરે છે તેથી હવે પછી મૂળ ગ્રન્થ છપાઇ રહ્યા પછી તેનું ભાષાંતર શરૂ થશે અથવા ઠીક જણાશે તો એક ફાર્મ મૂળ ગ્રન્થનું અને એક ફર્મ તેના ભાષાંતરનું એવી રીતે પ્રગટ થશે એટલે મૂળ ગ્રન્થ અને ભાષાંતર ગ્રન્થ જુદાં જુદાં અથવા બન્ને ગ્રન્થ સાથે ગ્રાહકો બંધાવી શકશે. જેથી ગુજરાતી નહી સમજનારા ગ્રાહકો મૂળ ગ્રન્થ થોડી કીંમતે મેળવી શકશે અને ગુજરાતી ભાષાંતર ખરીદનારાઓને પણ સગવડ થશે તેવી રીતે દરેક ગ્રન્થ માટે ધોરણ રખાશે.

જીવરામ કાળીદાસ વૈદ્ય.

# पारद अने आयुर्वेद ग्रन्थमाला

द्वितीय २ ग्रन्थः

श्री पार्वतीपुत्र श्री नित्यनाथसिद्ध विरचितो

रसरत्नाकरांतर्गततृतीयः

# वादिखण्डः, ऋद्धिखण्डः

संशोधकः प्रकाशकश्च

रसवैद्य जीवराम कालीदास

अध्यक्ष रसशाला, औषधाश्रम; गोंडल-काठीआवाड.

Parada & Ayurveda Granthamála;

No. 2

# Vadikhanda or Riddhikhanda

Third Part of

Rasaratnakara

By

Shri Párvatiputra Shri Nityanátha Siddha.

Edited By

Rasavaidya Jivarám Kalidas

Managing proprietor Rasashálá, Aushadháshrama.

Post Gondal, Káthiáwar; India.

विक्रम संवत् १९७६ फाल्गुनमास April 1920, A. D.

मूल्य १-८-० Price 1-8-0

॥ श्री पार्वतीपुत्र नित्यनाथ विरचित ॥

॥ १ प्रथमोपदेशः ॥

॥ मंगलाचरणम् ॥

सृष्टं येन विदा विदात्मरसमस्तजोजलभूगुणा
मन्त्रविच्छिवशक्तिभैरवरत्नाश्रीकर्णपचाननाः ।
ईशोरुद्रमुरारिधातृविबुधाश्चन्द्रार्कतारागणा.
मायं पातु चराचरं जगदिदं निर्नामनामाभिधः ॥
मृतं सूतवरा वरं च कनकं गजा ..........
नाधूमाविति तत्क्षणादघहरं शेयारसेवायुनः ।
सख्यामर्बुदकोटिलक्षमयुतं युक्त्या सहस्रं शतम्
दत्ते खेगतिमक्षय शिवपदं तस्मै परस्मै नमः ॥

नत्वा श्री भैरवीं देवीं पार्वतीं सिद्धमनतिम् । रसरत्नाकरं वक्ष्ये देहलोहशिवकरम् ॥

## रसनामानि तन्निरुक्तिः एतद्ग्रन्थनिर्माणम्

शिवबीजं सूतराजा पारदश्च रसेन्द्रकः । एतानि रसनामानि तथान्यानि शिवामये ॥
दत्ते शिवपदं सिद्धिं साधकानां महोत्तमाम् । शिवबीजं तदाख्यातं सर्वसिद्धिप्रदायकम् ॥
मनःपराशिवासूनस्तेन सूत समीरितः । ससारस्य परं पारं दत्तेसौ पारदस्ततः ॥
रसभिन्नानि लोहानि देहान्यपि सुसेवनात् । रसेन्द्रस्तेन विख्यातो द्रवत्वाच्च रसः स्मृतः ॥
रसशास्त्रेषु सर्वेषु शम्भुना सूचितं पुरा । रसो रसायनं दिव्यं सूचनानैव बुध्यते ॥
सिध्दैः शिवमुखात्प्राप्तं तेषां सिध्यं तु साधनात् । संप्रदायक्रमो युक्तिस्ते स्वशास्त्रेषु गोपितम् ॥
मयापि तन्मुखात्प्राप्तं साधितं बहुधा ततः । रसशास्त्राणि सर्वाणि समालोक्य यथाक्रमम्
साधकानां हितार्थाय प्रकटीक्रियतेधुना । न क्रमेण विना शास्त्रं न शास्त्रेण विना क्रमः
शास्त्रं क्रमयुतं दृष्ट्वा यः करोति स सिद्धिभाक् ॥

## आचार्यः

आचार्यो ज्ञानवान् दक्षो रसशास्त्रविशारदः । मन्त्रसिध्दो महावीरो निश्चलः शिववत्सलः ॥
देवीभक्तः सदाधीरो देवतायागतत्परः । सर्वाम्नायविशेषज्ञः कुशलो सत्कर्मणि
एवं लक्षणसयुक्तो रसविद्यागुरुः भवेत् ॥

## शिष्यः

गुरुभक्ताः सदाचाराः सत्यव्रता दृढव्रताः । निरालस्याः स्वधर्मज्ञाः सन्मार्गपरिपालकाः ॥
दम्भमात्सर्यनिर्मुक्ताः कुलाचारेषु दीक्षिताः । अत्यतसाधकाः शांताः मन्त्राराधनतत्पराः ॥
इत्येवं लक्षणैर्युक्ताः शिष्याः स्युः रससिध्दये ॥

**अनुचराः**

सहायाः शोभनाः सर्वे यथा शिष्यास्ततोधिका. । कुलीनाः स्वामिभक्ताश्च कर्तव्या रसकर्मणि ॥

**कुपात्रशिष्याः, गुरुसेवया विद्यासिद्धिः**

नास्तिका येदुराचाराश्चुंबका गुरुतल्पगाः । विद्यां गृहीतुमिच्छंति ये चौर्येण बलाच्छलात् ॥
न तेभ्यः सिध्यते किंचिन्मणिमंत्रौपधादिकम् । कुर्वंति यदि मोहेन नाशयंति स्वकं धनम् ॥
इहामुत्र सुखं ते च नाप्नुवंति कदाचन । तस्माद्भक्तिबलादेव संतुष्यति यथा गुरुः ॥
तथा शिष्येण संप्राह्या रसविद्यात्मसिध्धये । हस्तमस्तकयोगेन वरं लब्ध्वा सुसाधयेत् ॥

**रसशाला, रसमंडपः**

आतंकरहिते देशे धर्मराज्ये मनोरमे । उमामहेश्वरोपेते समृद्धनगरे शुभे ॥
कर्तव्यं साधनं तत्र रसराजस्य धीमता । अत्यतोपवने रम्ये चतुर्द्वारोपशोभिते ॥
तत्र शाला प्रकर्तव्या सुविस्तीर्णा मनोरमा । सम्यग्वातायनोपेता दिव्यचित्रैर्विचित्रिता ॥
तत्समीपे समे दीर्घे कर्तव्यं रसमण्डपम् । अतिगुप्तं सुविस्तीर्णं कपाटार्गलभूषितम् ॥
ध्वजच्छत्रवितानाढ्यं पुष्पमालाविलंबितम् । भेरिकाकलघटादिभृंगीनादविनादितम्
तन्मध्ये वेदिका रम्या कर्तव्या लक्षणान्विता ॥

**रसलिंगं, तत्पूजनफलं, ध्यानम्**

निष्कत्रयं हेमपत्रं रसेंद्रं नवनिष्ककम् । अम्लेन मर्दयेद्यामं तेन लिंगं तु कारयेत् ॥
दोलायंत्रे सारनाले जंबीरस्थं दिनं पचेत् । तल्लिंगं पूजयेत्तत्र शोभनैरुपचारकैः ॥
लिंगकोटिसहस्रस्य यत्फलं सम्यगर्चनात् । तत्फलं कोटीगुणितं रसलिंगार्चनाद्भवेद् ॥
ब्रह्महत्यासहस्राणि गोहत्यायास्तथायुतम् । तत्क्षणाद्विलयं यांति रसलिंगस्य दर्शनात् ॥
स्पर्शनात्प्राप्यते मुक्तिरिति सत्यं शिवोदितम् । वाङ्मायां श्रीं अघोरेण मंत्रराजेन चार्चयेत् ॥
अष्टादशभुजं शुभ्रं पञ्चवक्त्रं त्रिलोचनम् । प्रेतारूढं नीलकंठं रसलिंगं विचिन्तयेत् ॥
वाङ्माया श्रींकारराजशक्तिबीजरसांकुशा । दत्तमोक्षप्रदा तेषां कामविद्यारसांकुशी ॥
अनया पूजयेद्देवीं गंधपुष्पाक्षतादिभिः । नंदीभृंगीमहाकालकुलीगणपूर्वदिक्क्रमात् ॥

પ્રાણોને મેળવવાં છે પ્રયાગ સમ્મેલનના વિસર્જન વખતે મેં વૈદ્યભાઈઓને પ્રાર્થના કરી હતી. કે અદેખાઇ અને ક્ષુદ્રતાને તજી આપણે સગા ભાઇ પ્રમાણે વર્તન રાખવું જોઇએ. રોગીઓ સમક્ષ કે પરોક્ષ એકબીજાની નિંદા ન કરવી જોઇએ. પ્રયાગમાં બધા વૈદો પરસ્પર બેઠયા હતા તેજ દૃશ્ય આંહી દેખાડવું જોઇએ. ઘણા સજ્જનો નિબંધ વાંચી શકયા નથી, કવિતા સંભળાવી શકયા નથી અને ભાષણ પણ કરી શકયા નથી તેઓ કૃપા કરી ક્ષમા કરે. આવનું સમ્મેલન બમણા ઉત્સાહથી થાય મુંબઇમાં સમ્મેલનને આમંત્રણ કરવા માટે ડા. પોપટભાઇને ધન્યવાદ આપુ છુ. આયુર્વેદની ઉન્નતિ કરી શકીએ કે જેને જોઇ આખું જગત્ વિસ્મિત થઇ જાય આયુર્વેદ સમ્મેલન પોતાનું કર્તવ્ય નહીં ભુલે એવી પ્રાર્થના કરું છુ.

તે પછી ડૉ. પોપટભાઇ અને શ્રી નિવાસજી એમ. એ. એમણે પ્રમુખનો ઉપકાર માન્યો અને તેમના ગુણગાન કર્યા, ૩૫ વાગે આનંદ, પ્રેમ અને સફળતાપૂર્વક સમ્મેલન સમાપ્ત થયું.



## નિ ભા. આયુર્વેદિક સમ્મેલનનો પ્રદર્શન વિભાગ.

તા. ૩૦-૩-૨૦ વૈદ્ય પ્રદર્શન ખોલવાનું કામ ઇંદોરના મહારાજાને બહારગામ જવાનું થતાં ઇંદોરના ચીફ મીનીસ્ટર બાબુગવજીને હાથે કરવામાં આવ્યું. કલ્યાણમલ જૈન હાઇસ્કૂલના કેટલાક ભાગોમાં આ પ્રદર્શનની મનોહર સજાવટ કરવામાં આવી હતી. એક વિભાગમાં વૈદ્યકશાસ્ત્રના ગ્રન્થો જેમાં સુશ્રુતનું ઇંગ્રીશ ભાષાંતર, હસ્તલિખિત અને છાપેલા બીજા ગ્રન્થો રાખ્યા હતા ૨ વિભાગમાં નમુનાની વનસ્પતિ સુકી અને લીલો મેજ ઉપર વ્યવસ્થિત રીતે રાખવામાં આવી હતી વનસ્પતિના નમુના લગભગ ૧ હજાર હતા ઔષધોપયોગી ભાતભાતનાં ફુલ પાનનાં ચિત્રો ભિંતોપર ટાંગેલા અને ટેબલોપર મુકેલા હતાં તેની સંખ્યા લગભગ ડોઢ હજાર જેટલી હતી તેમાં શ્વેતપુષ્પની લક્ષ્મણા, મહાનિંબ, મહેંદી, ભીલામાં, ભૂમ્યામલકી, વિનોદિની, વત્સનાભ, પહાડી હંસરાજ, નાગાર્જુની, ત્રાયમાણ, વિદારી દંદપત્ર, નરમ, પુન્નાગ, હિંગુપત્રી, કોશાતકી, ઝિંગિકા, પડ્ભુજા, ગોપાળકકડી, પાષાણભેદ, કપિકચ્છુ, જીવંતી, કાસ્મીરી, પુષ્કરમૂળ, તામ્રકંટક, રૂદ્રજટા, સમુદ્રફળ, કોકિલાક્ષ, કાકોદુંબર, કુબેરાક્ષી, ભદ્રેલા વગેરે ઔષધીયુ જોવામાં આવતી હતી.

૪ ચોથા હોલમાં સિધ્ધૌષધોનો સંગ્રહ કરેલો હતો તેમાં અનેક પ્રકારની ભસ્મો, ગુટિકા, અવલેહ, આસવ વગેરે હતાં. ઔષધ આયુર્વેદિક છતાં દેખાવ વગેરેમાં પાશ્ચાત્ય સંસ્કાર દેખાતા હતા. ૫ પાંચમા હોલમાં પ્રાચીન વૈદ્યોના વિભાગની ચીજો રાખેલી હતી શરીર, ઇંદ્રિઓના ચિત્રો રાખેલાં હતાં આ પ્રદર્શન માટે મુંબઇ, મદ્રાસ, કલકત્તા, હંગેરા

હૈદ્રાબાદ, મધ્યપ્રાંત, કાઠીઆવાડ, સીંધ, બરાડ, મહારાષ્ટ્ર વગેરે ઠેકાણેના વૈદો અને કારખાનાવાળાએ ઔષધો મોકલ્યાં હતા. સીતારામ યશવંત માળવણકર, દુર્ગાસુતા પાર્થ સારથી મદ્રાસ, શેઠ નારણભાઇ કેશવલાલ પેટલાદ, એમ એસ. એ.બ.ઇ રાવળપિંડી, ધરણીધરજી સાગર, વૈદ્ય વ્રજવિહારીલાલ ટં ન, ભૈરવદત્તશર્મા હુગરુ, વૈદ્ય પન્નાલાલશર્મા અજમેર, લોકમણીશર્મા ધારશુલા, પં. કેદારનાથશર્મા કાનપુર, ડો બાપાલાલ શાહ, ઝંડુફાર્મસી મુંબઇ, વૈદ્ય પ્યાલીરામશર્મા ઇંદોર, રસશાળા ઔષધાશ્રમ ગોંડળ, હોલારામ ભુવનેશ્વરીપ્રસાદ જવાળામુખી વગેરે ઠેકાણેથી વનસ્પતિજ, રસાયનેક, ભસ્મ, માત્રા, ગુટિ, તૈલ, આસવ, અવલેહ, વિષઘ્ન અમદ વગેરે સિદ્ધ ઔષધીયું આવેલ હતી.

અનેક પદાર્થ પ્રેક્ષકોનાં ચિત્તને આકર્ષિત કરતાં હતાં અને વૈદ્યનિક શોધમાં પોતાનું બુદ્ધિ સર્વસ્વ અર્પણ કરવાની સુચના, દેશની ઉન્નતિ ઇચ્છનારાઓ માટે કરતાં હતાં.

# આપણી આયુષ્ય મર્યાદા.

(લેખક—શ્રી. દા. સાતવળેકર સ્વાધ્યાય મંડળ, ઔંધ).

**મનુષ્યની આયુષ્ય મર્યાદા**—માનવી આયુષ્યની મર્યાદા કેટલી છે આ બાબત કોઇની ગમે તેવી કલ્પના હોય તોપણ સાધારણ રીતે મનુષ્યનું આયુષ્ય ૧૦૦ વર્ષનું ગણાય છે એ માટે કોઇને શંકા નથી શાસ્ત્રદ્રષ્ટિની વાત બાજુએ રાખીએ અને હાલનો અનુભવ સ્વીકારીએ નહીં તો પ્રત્યેક મનુષ્ય એમજ કહેશે કે માનવી આયુષ્યની મર્યાદા ૧૦૦ વર્ષની છે. પણ હાલનો હિન્દુસ્થાનનો અનુભવ કેવો છે વારૂ? આપણું આયુષ્ય ૧૦૦ વર્ષનું છે એવી કલ્પના હાલના હિન્દી મનુષ્યને (પછી ભલે હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ કિંવા ગમે તે હોય) નથી. તેને એમ જણાય છે કે આ ભૂમિના માણસો પ્રાચીનકાળમાં દીર્ઘાયુષી હતાં. તોપણ તેમની એવી સમજુતી થયેલી જણાય છે કે આપણું દીર્ઘાયુષ્ય થવું એ અશક્ય છે. જુની સમજુતીના હિન્દી મનુષ્યો કહેશે કે અહો પ્રાચીનકાળમાં સત્યયુગ હતો તેથી તે વખતે મનુષ્યોનાં આયુષ્ય ઘણાં હતાં હાલમાં છે કળીયુગ તેથી હાલમાં આયુષ્ય ન્હાનાંજ હોય અને આગળ આગળ વધુ ન્હાનાજ થવાનાં. આવા પ્રકારનો નિરૂત્સાહી દૈવવાદ જુનાં માણસોમાં ભરાઇ ગયો છે પણ હાલના સુશિક્ષિત માણસો તરફ નજર નાખશું તો તેઓ પોતાના આયુષ્યની બાબતમાં અત્યંત ઉદાસીન થયેલા દેખાય છે. તેઓમાં પૂર્વનો દૈવવાદ નથી પરંતુ તેને ઠેકાણે ઉત્સાહી પુરૂષાર્થવાદ નવીન શિક્ષિત મનુષ્યોમાં આવ્યો નથી એ અત્યંત ખેદની વાત છે.

**ધાર્મિક દૃષ્ટિએ આયુષ્ય મર્યાદા**—જુના લોકમાં સત્યયુગ અને કળિયુગની

કલ્પના જે પ્રચલિત થયેલી છે તે મૂળ પૌરાણિકકાળમા ઉત્પન્ન થયેલી હઇને તે મૂળ સનાતન વૈદિક ધર્મની કલ્પનાથી વિરુદ્ધ છે તેમા શકા નથી દૈવવાદ અને ધર્મવાદ એ બન્ને એકજ ઠેકાણે રહેવો શક્ય નથી દૈવવાદ એ એક પ્રકારનો મન અને બુદ્ધિનો રોગ હઇને ધર્મવાદ એ પુરૂષાર્થનો પ્રેરક છે ધાર્મિકમનુષ્યને પોતાની ઉન્નતિ બદલ શકાજ હોતી નથી મારા પુરૂષાર્થના જોર ઉપર હુ કર્તવ્યપાલન કરીશ, ધનાર્જન કરી આ લોકમા અભ્યુદય સપાદન કરીશ, સત્ય માર્ગે ચાલી મારૂ ઉચ્ચ ધ્યેય સફળ કરીશ અને છેવટે સ્વાતન્ત્ર્ય પ્રાપ્તિ કરી શકીશ, આ ચતુર્વિધ પુરૂષાર્થવાદિ ધાર્મિક માણસના મનમા આળશી અને નિરૂત્સાહી દૈવવાદ અડકી પણ શકતો નથી

જો ખરા ધાર્મિક માણસને કોઇ કહે કે તારી જન્મકુડળી અમે જોઇ છે અને તે કુડલી પ્રમાણે તારૂ આયુષ્ય ૪૦ વર્ષનું છે તો તે ખરો ધાર્મિક માણસ કહેશે કે 'હું આ જન્મપત્રિકાને ફાડી નાખું છુ અને હુ મારી જન્મપત્રિકા આજરોજથી નવી બનાવવાનો છુ ' જો કોઇ સજ્જડ રીતે તેને ગ્રહોની સ્થિતિ બદલ ભય બતાવશે તો તે કહેશે કે 'તમારા ગ્રહ ગમે ત્યા હો હુ મારા પુરૂષાર્થ વડે મારા ગ્રહોના નવાં સ્થાન નિશ્ચિત કરીશ' હાલમા દૈવવાદને ધર્મનુ સ્થાન મળેલુ છે પણ આપણો સનાતન ધર્મ એવો પાગળો નથી આપણો ધર્મ ઉત્સાહપ્રદ પુરૂષાર્થી ધર્મ છે વૈદિક ધર્મ કહે છે કે कुर्वन्नेवह कर्माणि जिजीविषेच्छत समा યજુ० અ० ૪૦-૨ આ જગતમા સત્કર્મ કરતા કરતા સો વર્ષ જીવવાની પ્રયત્નપૂર્વક ઇચ્છા રાખવી એ વૈદિક ધર્મ છે. આ કળિયુગ હો કે સત્યયુગ હો તે બદલ કોઇએ મનમા ભીતિ કિંવા ઉદાસીનતા ધરવાની જરૂરી નથી. હુ પ્રયત્ન કરીશ અને મારૂં આયુષ્ય ૧૦૦ વર્ષનું કરીશ એવી પ્રબળ ઇચ્છા રાખવી એ ધર્મની દૃષ્ટિ છે

**પુરૂષાર્થી મનુષ્યોનાં આયુષ્ય**—૧૦૦ વર્ષ જીવવુ એ પ્રત્યેક મનુષ્યનો જન્મસિદ્ધ હક છે ઉત્તમ પુરૂષાર્થ કરવાથી આપણુ આયુષ્ય વધારી શકીએ છીએ અને ઉચ્છૃખળ વર્તન રાખવાથી આપણુ આયુષ્ય ઓછુ કરી શકીએ છીએ ૧૦૦થી વધુ વર્ષનું આયુષ્ય થઇ શકે છે એમ નીચેના વેદ મન્ત્રો કહે છે ' पश्येम शरद शत जीवेम शरद शत, शृणुयाम शरद शत, प्रब्रवाम शरद शत, अदीना स्याम शरद शत भूयश्च शरद शतात् યજુ० અ० ૩૬-૨૪ સો વર્ષ સુધી નેત્રોથી જોઇ શકીએ, જીવી શકીએ, કાને સાભળી શકીએ, મુખે બોલી શકીએ, દીન થયા વિના રહી શકીએ અને સો વર્ષથી વધુ પણ રહી શકીએ' ઉપરનું વેદવચન-ધર્મવચન સૂચવે છે કે સો વર્ષથી વધુ જીવવુ શક્ય છે, એટલુજ નહીં પણ કોઇપણ અવયવ-ઇંદ્રિયની ખામી-ખડિતપણુ થયા વિના જીવવુ શક્ય છે તેનો અર્થ એ કે પુરૂષાર્થથી પ્રાપ્ત કરેલું આયુષ્ય ૧૦૦ વર્ષથી અધિક થાય છે જન્મસિદ્ધ હક સો વર્ષનો છે અને દુરાચારથી ૧૦૦ વર્ષથી ઓછુ જીવી શકીએ છીએ

આ ઉપરથી આપણા લક્ષમાં આવશે કે હાલમાં જે આપણું આયુષ્ય કમી થઇ ગયું છે તે આપણામાં રૂઢ થયેલા દુરાચારને લઇનેજ છે. તેમાં દૈવ-પ્રારબ્ધનો બીલકુલ સંબંધજ નથી. દૈવ નામનો કાંઇ પદાર્થજ નથી આપણાજ દુરાચારનું ફળ આપણે ભોગવવું પડે છે અને તેનેજ મૂર્ખ લોકો દુર્દૈવ કહે છે. જો એ ખરૂં છે, તો આપણે આયુષ્ય વધારવાની ખટપટ નહીં કરવી કે?

**આયુષ્ય વધારી શકાય છે**– જન્મતાંજ બ્રહ્મદેવે આયુષ્ય નિશ્ચિત કરેલું હોય છે એમ ઘણાની સમજ થઇ ગયેલી હોય છે એ સમજ અત્યંત તિરસ્કાર કરવા યોગ્ય અને અધાર્મિક છે. વાસ્તવિક વિષે તો એવો પ્રકાર છેજ નહીં. પુરૂષાર્થ કરી અને આરોગ્યના નિયમોનું ઉત્તમ રીતે પાલન કરી આયુષ્ય વધારવું એ પ્રત્યેક માણસને માટે શકય વાત છે એ નક્કી છે. બ્રહ્મદેવે ભલે તેની મરજી પ્રમાણે લખ્યું હોય પણ આપણે આપણા પુરૂષાર્થથી તે ભુંસી નાખવા સમર્થ છીએ; પણ ખરી વાત એ છે કે બ્રહ્મદેવે વિધાતાએ કે બીજા કોઇએ કોઇનું પણ આયુષ્ય નક્કી ઠરાવેલજ નથી. વેદ કહે છે કે "मृत्योः पदं योपयतां यदैतद्राघीय आयुः प्रतरं दधानाः आप्यायमानाः प्रजया धनेन शुद्धाः पूता भवत यज्ञियासः ऋग्वेद १०-१८-२, अथर्ववेद १२-२-२४ પોતાનાપરથી મૃત્યુનો પગ દૂર ખસેડી જ્યારે તમે પોતાના વધેલા આયુષ્યને ધારણ કરી પ્રગતિ કરશો, પ્રજા અને ધનના યોગે ઉન્નતિને પ્રાપ્ત થઇ શુદ્ધ અને પવિત્ર થશો ત્યારેજ પૂજ્ય થશો" આ મંત્રમાં પુરૂષાર્થથી મૃત્યુનો પગ દૂર ખસેડી પોતાનું આયુષ્ય વધારી શકાય છે એમ સ્પષ્ટ કહ્યું છે. જો એમ છે તો વિધાતાએ આયુષ્ય નિશ્ચિત કરેલ છે એ વાત તદ્દન ખોટીજ છે; માટે આયુષ્ય નિશ્ચિત છે એવી માન્યતા કોઇએ પોતાના મનમાં ઠસાવવી નહીં; પરંતુ હું મારૂં આયુષ્ય જરૂરજ જરૂર વધારીશ એવો ઉત્સાહી પુરૂષાર્થી ભાવ હમેશાં મનમાં રાખવો અને તે પ્રમાણે આચરણ રાખવું.

**પૂર્વકાળના લોકોનાં આયુષ્ય**—આ ભરતખંડના પ્રાચીનકાળના આર્યોની આયુષ્ય મર્યાદા ૧૦૦ વર્ષ કરતાં વધુ હતી. અરાયન નામના ગ્રીસ ઇતિહાસકારે પોતાના અનુભવથી જે હિન્દી પુરૂષોની આયુમર્યાદા લખેલી છે તે ૧૪૦ વર્ષની છે. તે લખે છે કે હિન્દુસ્થાનમાં ૧૪૦ વર્ષના મનુષ્યો ઘણા દેખાય છે અને સો વર્ષ પછીના મનુષ્યોને એક વિલક્ષણજ નામ આપવામાં આવે છે. આ સુમારે બે હજાર વર્ષ પહેલાની હિન્દી આયુમર્યાદાની સ્થિતિ હતી. હાલમાં હિન્દુસ્થાનમાં ૧૪૦ વર્ષનો કોઇ પણ મનુષ્ય મળતો નથી. અર્થાત્ આટલી અવનતિ આ બાબતમાં આપણી થઇ છે.

સુમારે ૫ હજાર વર્ષ પહેલાં આજ હિન્દુસ્થાનમાં માનવી આયુષ્યની મર્યાદા ડોઢસો વર્ષથી પણ અધિક હતી. તે વખતે રાષ્ટ્રીય ધડપડાટમાં અગ્રેસરત્વનું માન જે પુરૂષોને મળે છે તેવા પુરૂષો સો વર્ષથી ઓછું જીવ્યા ન હોતા. લડાઇમાં મરણ પામવાની વાત બાજુએ

રાખીએ તો માત્ર મોતથી અલ્પાયુ મર્યાની સંખ્યા તે વખતે થોડી હતી એમ અનુમાન કરવાના મહાભારતમાં ઘણા પુરાવા છે.

ભગવાન્ શ્રી કૃષ્ણ સરખા લોકોત્તર કાર્ય ધુરંધર પુરૂષ તે વખતની બધી હિલચાલમાં મુખ્ય ભાગ લેનારા હતા વીરોમાં મોટા શૂરવીર, તત્વજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ જ્ઞાની, ધાર્મિકોમાં ઉત્તમ ધર્મનિષ્ઠ, યોગીઓમા યોગેશ્વર, રાજકારણ કુશળ પુરૂષોમાં રાજનીતિજ્ઞ, રાષ્ટ્રભક્તોમાં મોટા લોકમાન્ય રાષ્ટ્રભક્ત એવા શ્રી કૃષ્ણ હતા. તત્કાલીન રાષ્ટ્રીય ઉથલપાથલમાં તેમના જેટલું કામ કરનારો કોઇજ ન હતો. દેશસેવામાં તત્પર અને દુર્બળ જનોનું સંરક્ષણ કરી સબળ દુર્જનોનો નાશ કરનારી તે રાષ્ટ્રીય વિભૂતિ [1] મરણ વખતે ૧૨૫ વર્ષની હતી. શ્રી કૃષ્ણનું મૃત્યુ અકાળ થયું હતું અને તે વખતે તેમના માબાપ [2] જીવતાં હતાં. અર્થાત્ માબાપની ઉમ્મર તેમના કરતા ૩૦ વર્ષની વધુ ગણીએ તો વસુદેવની ઉમ્મર શ્રી કૃષ્ણના મૃત્યુ વખતે ૧૫૦ દોઢસોથી વધુ હોવી જોઇએ અને દેવકીની ઉમ્મર પાંચ દસ વર્ષ ન્હાની હોય તો ૧૪૦ વર્ષની હોવી જોઇએ. શ્રી કૃષ્ણના મૃત્યુ વખતે વસુદેવ દેવકી રોહિણી વગેરે રૂદન કરતા હતા તેનું વર્ણન મહાભારતમાં અને ભાગવતમાં છે. રાજકીય ઉથલપાથલમા પડનારા અને રાત્રિ દિવસ દેશના ઉદ્ધાર માટે શ્રમ કરનારા પુરૂષોના આયુષ્ય ઉપાધીને લઇ ઓછાં થાય છે એમ કેટલાક સમજે છે તેઓએ આ પુરૂષોના આયુષ્ય જોવા.

મહાભારતના યુદ્ધ વખતે તે વખતના યોદ્ધાઓની ઉમ્મર નીચે પ્રમાણે હતી.

શ્રી કૃષ્ણ ૮૩ વર્ષ, ભીષ્માચાર્ય ૧૭૦ વર્ષ, ધર્મરાજ ૭૦ વર્ષ, ભીમ અર્જુન ૬૬ થી ૭૦ વર્ષ, ધૃતરાષ્ટ્ર ૧૦૫ વર્ષ, દુર્યોધન ૬૯ વર્ષ, દ્રોણાચાર્ય ૯૦ વર્ષ, કૃપાચાર્ય ૯૫ વર્ષ, કર્ણ ૮૨ વર્ષ, શકુની ૮૫ વર્ષ.

એ પ્રમાણે અવસ્થાનાં પ્રમાણ ઓછામાં ઓછાં આપ્યાં છે. ભીષ્માચાર્યની ઉમ્મર ઓછામાં ઓછી છે ઘણે ભાગે તેનાથી વધુ ઉમ્મર તે વખતે હોવી જોઇએ એમ માનવામાં હરકત નથી. કારણ તેમની જીંદગીમાં નીચેની ઘટનાઓ બની હતી

| | ભીષ્માચાર્યની ઉમ્મરના વર્ષ, કેવડી ઉમ્મરે બન્યું ? |
|---|---|
| ૧ ભીષ્માચાર્ય (સત્યવ્રત) નો જન્મ | ૧ |
| ૨ ગુરૂકુળવાસ સમાપ્તિ યૌવરાજ્યાભિષેક | ૨૦ |
| ૩ આ જન્મ વિવાહ ન કરવાની પ્રતિજ્ઞા | ૨૨ |

[1] ભાગવત ૧૧-૬-૨૫.

[2] મહાભારત મૌસલપર્વ તથા ભાગવત ૧૧-૩૧-૧૮

| | | |
|---|---|---|
| ૪ | ભીષ્માચાર્યનો સાપત્ન બન્ધુ ચિત્રાંગદ વિશ વર્ષે ઉમ્મરમાં આવે છે અને ૮ વર્ષ રાજ્ય કરી મરે છે | ૫૦ |
| ૫ | ભીષ્માચાર્યનો બીજો સાપત્ન બન્ધુ વિચિત્રવીર્ય ઉમ્મરમાં આવી ગાદીએ બેસી ૭ વર્ષ રાજ્ય કરી મરે છે. | ૬૩ |
| ૬ | નિયોગથી ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુરની ઉત્પત્તિ | ૬૫ |
| ૭ | પાંડુ ઉમ્મરમાં આવી ગાદીએ બેસે છે | ૮૩ |
| ૮ | પાંડુ બાર વર્ષ રાજ્ય કરી રોગી થાય છે | ૯૫ |
| ૯ | દુર્યોધન, પાંડવો અને બીજા કૌરવોનો જન્મ | ૧૦૦ |
| ૧૦ | પાંડવોનો વિદ્યાભ્યાસ સમાપ્ત થાય છે અને કૌરવ પાંડવને પરસ્પર દ્વેષનો પ્રારંભ | ૧૨૦ |
| ૧૧ | પાંડવોને નાનપણમાં છૂટા થઇ પરસ્પર સલાહ થઇ ઇંદ્રપ્રસ્થનું રાજ્ય મળે છે. | ૧૩૨ |
| ૧૨ | પાંડવ ૨૫ વર્ષ રાજ્ય કરી રાજસૂય યજ્ઞ કરે છે | ૧૫૭ |
| ૧૩ | પાંડવોનો વનવાસ અજ્ઞાતવાસ અને પછી મહાભારતનું યુદ્ધ | ૧૭૦ |

આ પ્રમાણે ભીષ્માચાર્યની ઉમ્મર યુદ્ધ વખતે ઓછામાં ઓછી ૧૭૦ વર્ષની હતી એમ મહાભારત ઉપરથી જણાય છે અને તે અવસ્થામાં તેમનાં શરીરમાં કેટલું જોર હતું એ તે વખતનો ઇતિહાસ કહે છે. વ્યાસ મહર્ષિએ તે વખતે અથવા તે પછી થોડે વખતે મહાભારત ગ્રન્થ લખ્યો અને તે લખવાનું કાર્ય સુમારે ૩ વર્ષ ચાલ્યું હતું. 'સાઠી બુદ્ધિ નાઠી' એ મૂર્ખતા ભરેલી કહેવત હાલમાં ચાલે છે પણ પૂર્વકાળમાં એવાં વયોવૃદ્ધ માણસો આપણા રાષ્ટ્રમાં દેશસેવાના કામ ઉત્સાહપૂર્વક કરતાં. પુરૂષાર્થથી તે સમય હાલમાં પણ લાવી શકાય એમ છે.

ઇરાનમાંના સાદીકવી ૧૦૨ અને અત્તારકવી ૧૧૪ વર્ષ જીવ્યા હતા. નિઝામ ઉલ્મુખ ૧૦૫ વર્ષનો થઇ મરણ પામ્યો હતો. મલ્હારી ધનગર ઘાંટ આંબોલી મરણ વખતે ૧૧૫, પંડિત પ્રભાકરશાસ્ત્રી હયાત હાલ ઉમ્મર ૧૦૮ વર્ષની છે, રામશેઠ ભુરકી સોનાર સતારા મરણ વખતે ૧૦૫, સ. મહમદખાન કોલ્હાપુર ૧૦૩, સ. બહાદુરખાન કોલ્હાપુર ૧૦૧, મ. રામલાલ કાંગડી ૧૦૪ હયાત છે.

રોમાનીયા, બલ્ગેરીયા વગેરે દેશમાં સવાસો વર્ષની ઉમ્મરના માણસો હાલમાં પણ જોવામાં આવે છે. યુરોપના મુત્સદ્દી ૮૦-૯૦ વર્ષની ઉમ્મરે રાષ્ટ્રસેવાનાં પ્રચંડ કાર્યોનો બોજો પોતાને માથે ઉઠાવી તેમાં સાફલ્ય મેળવે છે; ત્યારે આપણા દેશમાંજ હાલમાં ઓછાં

આયુષ્ય કેમ છે ? તેનો વિચાર દરેકે કરવો જોઇએ અને જે દોષને લઇ હાલમાં આપણાં આયુષ્ય કમી થતાં આવ્યાં છે તે દોષ જલદી દૂર કરી આપણાં આયુષ્ય વધારવાં જોઇએ.

યુરોપના કેટલાક મ ણસોનાં આયુષ્ય-થેમસ પાર ૧૫૨ વર્ષ, હેન્રી જેકિન્સ ૧૬૯, મેરિ વિલિજ ૧૧૨, કાઉન્ટેસ ડેસ્મોંડ ૧૪૦, ડેથેગ્ગ્રન એ ન ૧૦૧. બાયબલમાંના ધર્માચાર્યોનાં આયુષ્ય અબ્રાહામ ૧૭૫, ઇઝાક ૧૮૦

ઉત્તમ નિયમોથી રહેનારો માણસ ૧૭૫ વર્ષની ઉમ્મર સુધી જીવી શકે છે એ વાત નિર્વિવાદ કરવા જેવી છે. એટલુ આયુષ પ્રાપ્ત કરવાનું કામ કષ્ટસાધ્ય છે એ ખરું પણ અસાધ્ય તો નથીજ. આજ પણ યુરોપમાં ૧૨૫ વર્ષથી વધુ ઉમ્મરનાં માણસો હયાત છે વિશેષે કરી ગાયના દુધની છાસ પીનારા વધુ દીર્ઘાયુષી થાય છે એવો સિદ્ધાંત ઘણા યુરોપીઅન ડૉકટરોએ બાંધ્યો છે અને યુરોપના જે પ્રાંતમાં ૧૨૫ વર્ષથી વધુ ઉમ્મરનાં માણસો છે તે ગયુનાં દુઝાણા માટે પ્રસિદ્ધ છે. ગમે તેમ હોય પણ આજસુધીના માનવી આયુષ્યનો ઇતિહાસ જોઇએ તો મનુષ્યની ઐતિહાસીક આયુષ્ય મર્યાદા પોણાબસો વર્ષની છે એમ કહેવામાં મુશ્કલ હરકત નથી.

**શતાયુર્વૈ પુરૂષ**—આ વચન બ્રાહ્મણ ગ્રન્થોમા છે નાગરીકોનું સર્વ સાધારણ આયુર્માન સો વર્ષનું છે એવુંજ આ વચનનુ તાત્પર્ય છે. પુરૂષ આ શબ્દનો અર્થ નાગરિક છે. નાગરીકોની સાધારણ આયુષ્ય (Average life સો વર્ષનું હોવું જોઇએ. નાગરિક જીવનની આ ઉચ્ચતમ અવસ્થા હાલના વખતમાં નીચે પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| યુરોપમાં | નાગરીકોનું | સાધારણ | આયુષ્ય | ૫૨ |
| અમેરિકામાં | ,, | ,, | ,, | ૫૫ |
| જાપાનમાં | ,, | ,, | ,, | ૫૮ |
| ચીનમાં | ,, | ,, | ,, | ૪૦ |
| ઇરાનમાં | ,, | ,, | ,, | ૪૨ |
| હિન્દુસ્થાનમાં | ,, | ,, | ,, | ૨૫ |

આ પ્રમાણે સામાન્ય આયુષ્ય મર્યાદા છે આ ઉપરથી વૈદિક સમયમાંની દીર્ઘાયુષ્યની કસોટીએ પોંચેલો એવો એક પણ દેશ આજ પૃથ્વીની પીઠ ઉપરજ નથી એ સહજ લક્ષમાં આવશે. યુરોપ અને જાપાનનું આયુર્માન અધિક છે પણ વૈદિકકાળ પ્રમાણે આયુર્માન કરવા માટે હજી તેઓએ મોટો માર્ગ ઓળંગવાનો છે. આપણી હિન્દી લોકની સ્થિતિ તો અત્યંત દીન છે. જો આપણે આપણી ઉન્નતિ કરવામાં પોતાના જોરે કમ્મર બાંધશું નહીં તો આપણા ઉદ્ધારનો ઉપાય બીજો કોઇ કરે એમ નથી અને આપણું

આયુર્માન આથી પણ નીચે જવા નો સંભવ છે. ત્રિશ વર્ષ પહેલાં હિન્દુસ્થાનનું આયુર્માન સરાસરી ૩૩ વર્ષનું હતું તે આજ પચીસ વર્ષથી કાંઇ ઓછું થયું છે આ પ્રમાણે આપણા આયુષ્યનો એક સરખો હ્રાસ થતો જાય છે એ તરૂણોએ અવશ્ય વિચારવું જોઇએ.

[1] **આયુષ્ય કેમ વધારવું**—હાલમાં આરોગ્યવર્ધક અને શક્તિવર્ધક સંબંધી જે માસિક અને પુસ્તકો યુરોપ અને અમેરિકામાં નીકળે છે તેમાં એકમતે ચા, કોફી, કોકો, સીગારેટ, સિગર, તંબાકુ કોઇ પણ પ્રકારનું વ્યસન વગેરેનો સર્વ પ્રકારે નિષેધ કરેલો જણાય છે. દારૂ, ભાંગ, અફીણ વગેરે પણ સહારક પદાર્થોજ છે. એ સર્વ માદક પદાર્થોનો યુરોપમાં અટકાવ થવા લાગ્યો છે અને તે તરફ બેહદ સૂગ વધતી જાય છે ચા, કોફી, સીગારેટ, અને દારૂ એનું સમાજમાંથી એકદમ ઉચ્ચાટન થવું જોઇએ તોજ આયુષ્યવર્ધનના માર્ગમાં પહેલું પગથીયું આગળ વધ્યા એમ ગણાશે એ સિવાય બીજી મહત્વની વાત એટલે ટોનિક ઔષધો ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠવો જોઇએ ઔષધ વેચનારાઓએ કામોત્તેજક જાહેરાતો આપી તરૂણોને મોહિત કરી નાખ્યા છે. તેવાં ઔષધોથી (અને અતિ વિષયથી) શરીરોનો જેટલો નાશ થાય છે તેટલો દુર્વ્યસનોએ થયો નહીં હોય. તેવાં ઔષધો ઉપર વધુ પડતો વિશ્વાસ બેસવાથી માનસિક નિર્બળતા વધે છે રોગવૃદ્ધિ પામે છે પૈસા અને આરોગ્યનો નાશ થાય છે અને અકાળ મૃત્યુને આધિન થઇ છેવટે મૃત્યુવશ થવું પડે છે.

યોગ્ય અને સ્વચ્છ ભોજન, સ્વચ્છ હવા અને પાણી નિયમિત વ્યાયામ પચે તેટલું ખાવાની ટેવ, બ્રહ્મચર્ય, ઉત્સાહી, અને પુરૂષાર્થી રાષ્ટ્રસેવકોની સંગતિ, ધાર્મિક ગ્રન્થોનું વાંચન, ઇશ્વરભક્તિ વગેરે અનેક બાબતો છે કે જેને યોગે આયુષ્ય અને આરોગ્ય વધે છે. મલીન ખોરાક, ટાઢી મીઠાઇ, ખુશી પડે તેમ ખાવાં, ગંદી હવામાં રહેવા, સોડાવોટર, લેમોનેડ, કોલ્ડ્રીંક, બજારૂ મલીન ચા વગેરે કોઠો બગાડનારાં પીણાં, વ્યાયામ ન કરવો. આગ્રહ કરી કરાવી અજીર્ણ થાય તેટલું ખાવું, વ્યભિચાર, નિરૂત્સાહી, આળસુ લોકો સાથે હમેશાં રહેવું, નાટક જોવાં, નાટક અને સ્ત્રી વિષયક વાર્તાઓ વાંચવી, નાસ્તિક બનવું એવાં અનેક કારણો છે કે જેને યોગે આયુષ્ય ઓછું થાય છે. આયુષ્ય વધારવાના જે જે ઉપાય હોય તે તે સમજી લઇ તે પ્રમાણે આચરણ કરવું અને આયુષ્ય ક્ષીણ કરનારાં જે જે કારણ હોય તેને દૂર કરવાં એ પ્રત્યેકનું કર્તવ્ય છે અલ્પાયુ માણસ રાષ્ટ્રસેવા કરી શકે નહીં આપણી માતૃભૂમિને ઉત્સાહી, દીર્ઘાયુષી અને માતૃભક્ત પુરૂષોની હાલમાં આવશ્યકતા છે તરૂણ પુરૂષો આ માતૃભૂમિની આશા તરફ લક્ષ આપશે કે ? ઉપઃકાળ અકટોબર ૧૯૧૯.

---

[1] હવે પછીના અંકમાં આયુષ્યવર્ધક ઔષધોના પ્રયોગો પ્રગટ થશે.

# રાજયક્ષ્મા અને ક્ષય

## તેનાં કારણ, સંપ્રાપ્તિ, ઉપચાર અને પથ્યાપથ્ય.

(લેખક—અધિપતિ).

કારણ સંપ્રાપ્તિ—આ રોગ ઘણો ભયંકર છે. આ દરદને ઇંગ્લીશમાં કન્ઝમ્પશન્ અથવા થાયસિસ્ કહે છે. આ રોગ દરદીઓના ક્રમે કરી રસ રક્ત માંસ મેદ મજ્જા વીર્ય વગેરે ધાતુઓનો ક્ષય કરી અંતે ક્ષય કરે છે; તેથી અન્વર્થક નામ શાસ્ત્રકારોએ આપ્યું છે. આ દરદમાં શરીરનાં ચરબી અને માંસનો ઘણી ઉતાવળે નાશ થાય છે; અશક્તિ વધે છે; ફેફસાં બગડી જાય છે; સર્વજાતિના અને સ્થિતિના લોક આ રોગના બળિદાનરૂપ થાય છે. તરૂણ અવસ્થામાં આનંદ કરનારા સ્ત્રી પુરૂષો ઉપર આ રોગ અચાનક હલ્લો કરે છે. આ મુંબઇ ઇલાકામાં દર વર્ષે આ એક ક્ષયરોગથીજ ડોઢ બે લાખ મરણ નિપજતા હોય એમ અનુમાન કરી શકાય છે; તેવીજ રીતે હિન્દુસ્થાનના બીજા ભાગમાં પણ ક્ષયરોગથી મરણસંખ્યા દરસાલ વધતી જાય છે અને એક દસકામાં પ્રથમ કરતાં ૪-૫ ગણું મરણ પ્રમાણ વધી પડયું છે. આ રોગ ઘણો ભયંકર છતાં અને દરેક સ્થિતિના લોકમાં તેનો પ્રચાર છતાં તેની ભયંકરતા તરફ પ્રજાનું અને રાજ્યનું ઓછું લક્ષ્ય ખેંચાણું છે તેનું કારણ આ રોગ તત્કાળમારક નથી એજ છે જ્યારે પ્લેગ, કોલેરા જેવા રોગમાં દરદી ત્વરીત મરણ પામે છે પરંતુ ક્ષયરોગમાં સારવાર કરનારાની થતી હાડમારી, કુટુંબીઓની ચિંતા, કામધંધો નહી કરવાથી ઉભી થતી આર્થિક મુશ્કેલી છેવટે દરદીનું મરણ થતાં તેના કુટુંબનું નિરાધારપણું અને દેશને તેવા ઉછરતા જુવાન મનુષ્યોની બુદ્ધિ અને સેવાની પડતી ખોટ એ બધા વિચારો મનમાં લાવીએ છીએ ત્યારે વિચારશીલ માણસના મનમાં બીજા અનેક દરદો કરતાં ક્ષયરોગની ભયંકરતા વધુ ઉદ્વેગજનક લાગે છે ક્ષયરોગ પોતાના શિકારને ગુપ્ત રીતે એવો મજબુતિથી પકડે છે કે એકદમ તે તેના પંજામાંથી છુટી શકતો નથી. શરીરનું વજન ઓછું થવા માંડે છે, તાવ હમેશાં રહ્યાં કરે છે, અન્ન ઉપર અરૂચિ થાય છે, ઉધરસ આવે છે, શ્વાસની ગતિ વધે છે, મળાવરોધ થાય છે. એવાં પૂર્વ ચિહ્ન જણાતાં તુર્ત ઉપાય કરવામાં આવે તો દરદ સાધ્ય થઇ શકે છે. પણ વખત લંબાતા મટી શકતો નથી.

ક્ષયથી થનારા મૃત્યુ ૨૫ થી ૩૫ વર્ષની ઉમ્મરના દરદીઓનાંજ વધુ હોય છે અને તેજ અવસ્થાનાં મનુષ્યો જગતને ઉપયોગી ગણાય છે. તેનું મુખ્ય કારણ કુદરતી નિયમોથી અવળું વર્તન રાખવું એજ છે. બહુ દારૂ પીવો, બહુ બીડી સીગારેટ પીવી, અતિ વિષય, સડેલાં માંસાદિનો ખોરાક. મલીન ચા કોફી સ્ટેશનો ઉપર કે હોટેલુંમા પીવાં, હોટેલું અને વીશીનાં ખાણાં, અસંખ્ય માણસોના શ્વાસોચ્છ્વાસ ભરાઇ રહે તેવી

જગ્યાએ રહેવાં વગેરે કારણે પણ ક્ષયોત્પાદક છે. ક્ષય ઉત્પન્ન થયા પછી યોગ્ય સારવાર મળતી નથી કે યોગ્ય ઔષધ અને સ્વચ્છ હવા પાણીનો લાભ મળતો નથી તો દરદ વધી જઇ ભયંકર નિવડે છે. સ્ત્રીઓ કરતાં પુરૂષો આ રોગમાં વધુ સપડાય છે. હાલમાં સુધારાના સમયમાં મનુષ્યોનું જીવન એવું કૃત્રિમ અને અસ્વભાવિક થઇ ગયેલું છે અને કુદરતી નિયમોનો ભંગ થઇ ગયો છે કે ક્ષયરોગ જે અટકાવી શકાય એમ છે તેનાથી દુનીયા આખીમાં દરસાલ ૩૦ થી ૪૦ લાખ મરણ નીપજે છે. એ શું અર્વાચીન સુધારાની ઉત્તમતા સાબીત કરે છે? ખરૂં તો એ છે કે હાલની બનાવટી સુધારણા નૈસર્ગિક નિયમોની વિરૂદ્ધજ પોતાની પ્રગતિ કરે છે અને તેથીજ ક્ષયરોગનું પ્રમાણ વધતું આવ્યું છે. અને એજ કારણ છે કે ગામડા કરતાં શહેરોનું મરણ પ્રમાણ વધારે હોય છે ગામડાનાં માણસો આખો દિવસ ખુલ્લી હવામાં મહેનત કરે છે અને રાત્રે ખુલ્લી હવાની આવજાવવાળા સાદાં મકાનોમાં સુવે છે, તેમ હરવા ફરવા કે જવા આવવા માટે બંધ ગાડીયું કે રોગ જંતુઓવાળી બેઠકું હોતી નથી, તેથી તેઓ ખુલ્લી હવાવાળે રસ્તે પગે ચાલીને જાય આવે છે, એટલે વ્યાયામનો પણ તેઓને લાભ મળે છે અને સૂર્યનો તડકો પણ તેઓમાં શરીર સેકે છે. ગામડાનાં લોકો ગરીબ છતાં, પોષક ખોરાક પુરતો નહીં મળવા છતાં, ખુલ્લી હવા, ખુલ્લો પ્રકાશ, મહેનત અને કરકસરપૂર્વક વર્તવાથી તેઓ સુખી અને નીરોગી જીંદગી ગાળી શકે છે; ત્યારે શહેરની ઘાટી વસ્તીમાં રહેનારા, ગાડીયે ફરનારા, બંગલાંમાં સુનારા અને મિષ્ટાન્ન ભોજન કરનારા ગૃહસ્થો રોગાવસ્થામાંજ પોતાનાં આયુષ્ય પોતાને બોજારૂપ ભાસતાં શરીરો સાથે વિતાવે છે. તેમ ગામડાના લોકો દારૂ, માંસ, ચા, બીડી તથા હોટેલોના મલીન ખાણાંપીણાંથી અલગ રહે છે, બંધ હવાવાળી નાટકશાળાની કે ગંદા પાયખાનાની મજાથી પણ તેઓ અજાણ હોય છે, તેજ કારણ છે કે ગામડાના કરતાં શહેરના લોકો ક્ષયરોગના ભોગ વધુ થાય છે. મુંબઇ જેવા શહેરમાં કેટલાંક લોકોને દીવસે પણ દીવા કરવા પડે. છે તેવા મકાનમાં રહેનારા માણસો શુદ્ધ હવા અને ખુલ્લો પ્રકાશ ક્યાંથી મેળવી શકે? અને તેનું પરિણામ કેવું આવે? શહેરના મજુરો અથવા કામ કરનારા લોકો હવા વિનાના ઘરોમાં, કોટડીયુંમાં, દારૂની દુકાનોમાં અનેક રોગના કુંભમેળા જેવી નાટકશાળામાં રાત્રીઓ વિતાવે છે અને ઉજાગરા કરે છે; અને સ્ત્રીઓ દળવું, ખાંડવું, વાસણ માંજવા, માથાપર પાણી ભરવાં, કપડાં ધોવાં, રસોઇ કરવી વગેરે કામો કરવાથી, અનેપેક્ષિત કસરત આપનારાં ગૃહકૃત્યોને પોતાની આબરૂમાં ઉણપ લાવનારા ગણે છે. અને ખાવું, પીવું, સુવું, ગપ્પા મારવા અને આનંદ ભોગવવો એ સિવાય તેને કામ હોતું નથી. તેથી ખોરાકનું વિધિવત્ પાચન થતું નથી, ફેફસાં પ્રફુલ્લિત રહેતાં નથી, સ્નાયુ મજબુત થતા નથી, મન ભ્રમિત અને ગ્લાનિવાળું રહે છે, અને ક્ષય, હિસ્ટીરિયા, વાઇ જેવા કોઇને કોઇ રોગ ઉત્પન્ન થાય છે; ઘણી સ્ત્રીઓને મેદ વધી જઇ વાંઝીઆપણું પ્રાપ્ત થાય છે, નિર્વિઘ્ને સુવાવડ થતી નથી, સુવાવડમાં અનેક વ્યાધિ થાય છે, શરીર નિર્બળ સુવારોગ ગ્રસ્ત થઇ જાય છે અને પછી

સુદૃઢ તથા કર્મક્ષમ થશે અને આયુષ્ય લંબાશે. એક મિનીટ સુધી શ્વાસ રોકી શકે તેનાં ફેફસાં નીરોગાવસ્થામાં છે એમ માનવું.

ક્ષયરોગનાં બીજ શરીરમાં દાખલ થયા પછી તેની વૃદ્ધિ થવાની સ્થિતિના ત્રણ ભાગ કરેલા છે. ઘણાં દરદીઓ તુર્તમાંજ ભયંકર સ્થિતિમાં આવી પડે છે. એકમાંથી બીજી અવસ્થામાં ક્ષયરોગ ક્યારે જાય છે તે અનુભવિ વિના જાણી શકાતું નથી તેમ દરેક દરદીને એ રોગ એક પછી બીજી અને પછી ત્રીજી સ્થિતિમાં એમ ક્રમે કરીને જાય છે એમ પણ નથી. તો પણ સાધારણ રીતે ક્ષયરોગની ૩ અવસ્થા કહેલી છે.

પહેલી અવસ્થા–શરીરમાં ઝીણો તાવ જણાય છે. શરીર આખો દિવસ ગરમ રહે છે. માથું વખતોવખત દુઃખે છે. ગળામાં ખરેરી પડે છે. સુકી ખાંસી આવે છે. સાદ બેસી જાય છે. શ્વાસ નળીમાં કફ અટકી જવાથી ઘોઘરો અવાજ નિકળે છે. થોડો થોડો ફીણવાળો કફ પડે છે. થોડો શ્રમ કરતાં શ્વાસ ચડે છે. શરીર હળવે હળવે ક્ષીણ થતું જાય છે. નબળાઇ વધે છે. આંખું ઉંડી ઉતરવા માંડે છે. રાત દિવસ શ્વાસ અને નાડી ઉતાવળે ચાલે છે હાથ પગમાં બળતરા થાય છે. છાતીનું સ્થિતિસ્થાપકપણું અને ફુલવાની ગતિ કમી થઇ જઇ છાતી કઠણ લાગે છે. છાતીએ ઠેકતાં ભાગેલા હાંડલા જેવો અવાજ થાય છે. ઝાડો કબજ થાય છે. એમાંનાં ઘણા ખરાં ચિન્હો પ્રથમાવસ્થામાં જણાય છે.

બીજી અવસ્થા–કઠણ થયેલી છાતી જરા નરમ પડે છે. તેમાં પરૂ અને કફ ઉત્પન્ન થઇ ઉધરસમાં બડખા પડે છે. કફનું પ્રમાણ વધે છે તેમાં કોઇ કોઇ વાર લોહી પણ દેખાય છે. રોગીના કફમાં સ્થિતિસ્થાપક તંતુ જોવામાં આવે તો રોગ ભયંકરરૂપ લેવાનો છે એમ માનવું. ઉધરસ એકસરખી આવવા લાગે છે તેથી રોગીને ચેન પડતું નથી. ઉંઘ આવતી નથી. તાવ જોરમાં આવે છે સવારે થોડો કમી થઇ બપોર પછી ચડવા માંડે છે. સવારે ૩–૪ વાગાને સુમારે પરસેવો વળે તે કોઇ વખત એટલો બધો આવે છે કે પથારી પણ ભીંજાઇ જાય છે. જેમ જેમ પરસેવો વધુ વળે છે તેમ શરીરમાંનું લોહી ઓછું થવા માંડે છે. શરીર અત્યંત ક્ષીણ થતું જાય છે અને અસ્થિપંજર જેવું થઇ જાય છે. ક્ષયના વિષાણુજંતુ આખા શરીરમાં ફેલાઇ જઇ આંતરડાની શ્લેષ્મલ ત્વચાને ખાઇ જઇ તે ઠેકાણે ક્ષત ઉત્પન્ન કરે છે. તેથી ખાધેલું અન્ન પચ્યા વિના ઘણાને જેવું ને તેવું ઝાડામાં નીકળે છે. ક્ષયની બીજી અવસ્થામાં આ ક્ષય જન્ય સંગ્રહણી રોગ ઘણો ભયંકર છે. અને આ ચિન્હ જણાય તો દરદીનો ત્વરિત અંત આવે છે. તે સિવાય જીભ સુજી લાલ થાય છે. ચાંદાં પડે છે. આ સ્થિતિ થાય તો ફેફસાં એકદમ સડવા માંડે છે. કફ ઘણો પડે છે. તેની ગંધ પણ ખરાબ વધે છે અને હાંસડીનો ભાગ બેસી ગયેલો દેખાય છે.

ત્રીજી અને છેવટની અવસ્થા-ફેફસામાં ક્ષત અને વ્રણ પડી ઘણો ભાગ સડી બહાર પડે છે અને તેથી ફેફસામાં ખાડા પડે છે. તેમાં કફના બડખા ઘણા દિવસ અટકી જાય છે. ઘણા ખરા બડખા ઉધરસ આવતાં નિકળે છે અને તેમાં ઘણી દુર્ગંધ આવે છે ફેફસામાંની તંતુ સરખી નાડીઓ સંકોચ પામી તેને સડતા અટકાવવાનો યત્ન કરે છે, તેથી ફેફસાં એકદમ સડતાં અટકે છે. એ પ્રમાણે ફેફસાં સંકોચ પામવાથી છાતી ઉપર અને પાંસળાની મધ્યમાં ખાડા પડે છે. છાતી સપાટ તથા આંતર ગોળ થાય છે અને બીજું ફેફસાંના આચ્છાદન પડદા ઉપર સોજો આવવાથી તેમાં રૂઝ અને પીડા થાય છે તે સોજો વધી સડવા માંડે છે કોઇ કોઇવાર છાતીમાં છિદ્ર પડી પરૂ બહાર આવવા માંડે છે ક્ષયની સ્થિતિમાં તાવ ઘણેભાગે બપોર પછી ચડે છે, અને તે ૧૦૨ થી ૧૦૭ સુધી ચડે છે નાડીની ગતિ પણ ઘણી વધે છે. નીરોગી માણસોનું હૃદય દર મિનીટે ૭૦ થી ૭૫ વખત થડકે છે પરંતુ ક્ષયરોગીને આ અવસ્થામાં ૧૦૦ થી ૧૦૪ વખત થડકે છે. આ અવસ્થામાં ઇંગ્રેજી મત પ્રમાણે કોઇ પણ ઔષધથી સારૂં થઇ શકે નહીં તેને કુદરતી મદદ આપવી. નિસર્ગ દેવતા તે રોગ મટાડવાનો જે યત્ન કરે છે તેમાં ઔષધથી અડચણ આવે છે એમ ઇંગ્રેજી વૈદ્યોનો મત છે પણ આપણા શાસ્ત્રકારોએ તો કહ્યું છે કે જ્યાંસુધી કંઠમાં પ્રાણ છે અને જ્યાંસુધી ઇંદ્રિઓ સાબિત છે ત્યાં સુધી ઔષધ આપવુ.

ક્ષયનાં એકંદર લક્ષણોમા ઉધરસ, કીલુવાળા પીળા કે બીજારંગના બડખા, લોહી પડવું, શરીરનું વજન દિવસે દિવસે કમી થવુ, તાવ ચોવિશે કલાક રહેવો અને બપોર પછી ૧૦૨ થી ૧૦૭ સુધી ચડવો, નાડી અને શ્વાસની ગતિ વધવી, હૃદયનો થડકો દર મિનીટે ૧૦૦ થી ૧૪૦ પર્યંત અને શ્વાસોચ્છ્વાસની ગતિ ૧૬ થી ૧૭ ને બદલે ૩૦ થી ૪૦ પર્યંત વધવી, શ્વાસ લેવામાં અને કાઢવામાં શ્રમ પડવો, છાતી સુકાયેલી સોજેલી લાલ થયેલી અને ચાંદાવાળી થવી, જઠરાગ્નિ મંદ પડવો, રાત્રે ખરો ઘણો પરસેવો વળવો, તાવ વધને મોઢું અને ગાલ લાલ થઇ જવા, ઝાડા થવા, ભુખ ન લાગવી, ગળામાં ખજવાળ આવી ઉધરસ આવવી, હિચકી થવી, સાદ બેસી જવો, હાથના નખ ગોળ અને વિકૃત થવા, પગે સોજો ચડવો, ભગંદર થવું, જે બાજુનું ફેફસું બગડેલું હોય તે બાજુનો હાથ અને આંખ વિકૃત થવાં, શરૂઆતમાં અભક્ષ્ય પદાર્થ ખાવાની અને સ્ત્રી સંગની તીવ્ર ઇચ્છા થવી વગેરે પૈકી ચિન્હો અને લક્ષણો જુદા જુદા દરદીઓને જણાય છે.

ઉપર લખેલા ચિન્હો પૈકી બે ચાર ચિન્હો હોય તેથી તેને ક્ષય ઠરાવી શકાતો નથી; પણ આપણા શાસ્ત્રકારો લખે છે કે ખંભો પડખાં અને હાથ પગમાં બળતરા થાય અને આખા શરીરમાં તાવ રહે એ ક્ષયનું પ્રારંભિક લક્ષણ અને સાદ બેસી જવો, શળ નીકળવું, ખંભો અને પડખાં સંકોચાવાં, તાવ, બળતરા, ઝાડા, લોહી પડવું, માથું ભારે, ખોરાકપર અરૂચિ, ઉધરસ એટલાં લક્ષણ હોય તે ક્ષયની સ્થિતિ સમજવી ક્ષયરોગી સ્ત્રી જ્યારે ગર્ભ ધારણ કરે છે ત્યારે

તે રોગથી મુક્ત થયેલી દેખાય છે પણ પ્રસવ થયા પછી સુવાવડમાં ક્ષય ભયંકરરૂપ પકડી પ્રાણઘાતક નિવડે છે. અંગ્રેજ ડાકટરો શરીરનું વજન વધવા કે ઘટવા ઉપર રોગનો વધારો કે ઘટાડાનો નિર્ણય કરે છે તેમ પાણીમાં કફ તરે તો સારો થશે અને બુડી જાય તો નહીં બચે આવી પણ સાધ્યાસાધ્યતાની પરીક્ષા છે.

'ક્ષયરોગ એ વંશપરંપરા ઉતરનારો (અનુવંશિક) રોગ નથી. ઘણા વૈદ્યો અને ડૉક્ટરો અનુવંશિક છે એમ કહે છે પણ તે ભુલ છે ઉપદંશ ગળતકોઢ-પીન વગેરે દરદો માબાપથી છોકરામાં ઉતરે છે તેમ ક્ષયરોગ માટે નથી. જમન પ્રો નીમીયર એમ. ડી. કે જે ફેફસાના રોગમાં નિપુણ ગણાય છે તેનો એવો મત છે કે "ક્ષયરોગ અથવા તેના જંતુ માતા પિતાથી સંતાનોમાં ઉતરત નથી. પરંતુ જે પ્રમાણે મુખાકૃતિ માબાપ પાસેથી મળે છે અને તેના જેવી દેખાય છે તે પ્રમાણે છાતીનો વિશાળ અથવા સંકોચાયેલો આકારજ વંશમાં ઉતરે છે." બીજા પણ યુરોપના ડાકટરોનો એવો અભિપ્રાય થવા માંડ્યો છે કે ક્ષયરોગ આનુવંશિક નથી, પરંતુ માબાપને થયેલો ક્ષય સંતાનોને લાગુ પડવાનાં બીજાં કારણો હોય છે. જેમકે જે મકાનમાં માબાપો રહેતા હતાં તે ભેજવાળાં ગંદાં, હવા પ્રકાશ વિનાના મકાનમાં છોકરાં રહેતાં હોય છે, માબાપને જેવા આહાર વિહાર કે વ્યસનની ટેવ હોય તેવી છોકરામાં પડે છે, આરોગ્ય જાળવવામાં તથા ફેફસાને વ્યાયામ આપવામાં છોકરાઓ નિષ્ફળ નિવડે છે, શરીરની કુદરતી શક્તિનો નાશ કરવાની ટેવ તથા બીજા વર્તમાન સુધારાના અનેક દુર્ગુણોજ માબાપ પછી છોકરાંને ક્ષયરોગમાં સપડાવે છે. ક્ષયરોગી માબાપોનાં બાળકો પ્રથમથીજ સદ્ગુણી અને નિસર્ગ-દેવતાને માન આપનારાં નિવડે તો તેઓ જરૂર આ રોગમાં સપડાય નહિ.

ત્યારે ક્ષયનું કારણ તેના જંતુઓ છે કે ? એ વિચારવું જોઇએ. ક્ષયનો સ્પેશિયાલિષ્ટ ડૉક્ટર ડેવિડ વોક એમ. ડી કહે છે કે "જ્યારે પ્રો. કોક ક્ષયરોગના જંતુઓ શોધી કાઢ્યા ત્યારે ડૉક્ટર લોકોએ તે ઉપરથી એવું અનુમાન કર્યું કે તે જંતુજ ક્ષયનું મૂળ અને એકલું કારણ છે. પણ એ તેઓના સમજ નિરાધાર છે" ઇંગ્લાંડના ક્ષયરોગ નિવારક ખાતાના મેનેજર અને માલેક પ્રો. રીચર્ડ હેનેલ કે જેણે ક્ષયરોગના હજારો રોગી સારા કર્યા છે તે પોતાના ૪૦ વર્ષના અનુભવથી કહે છે કે "ઘણા શોધક એમ કહે છે કે ફેફસાનો ક્ષય આનુવંશિક છે, બીજા કેટલાક એમ કહે છે કે ક્ષયનાં જંતુ શ્વાસ માર્ગે ફેફસામાં જવાથી ક્ષયરોગ લાગુ પડે છે, પરંતુ સરકારી રીપોર્ટ ઉપરથી તેઓનો એ મત સાફ ખોટો છે એમ વારંવાર દેખાડવામાં આવ્યું છે". ડૉ. જે. ટી. રોબિન્સન એમ. ડી. કહે છે કે "ખટપટી અને લુચ્ચાં ડાકટરો જંતુ બાબતમાં જે સાચા ખોટા ગપ્પા મારે છે તેજ જંતુ આપણા મિત્ર છે. તે ગંદકી કાઢી નાખનારાં કુદરતના નોકરો છે. મલોત્સર્ગની તે એક સ્વાભાવિક રીત છે; અને શરીરમાંના સડતા અને ગંધાતા

મળને બહાર કાઢી નાખવાનો સ્વભાવિક ઉપાય છે. એ જંતુ રોગનું કારણ નથી પણ પરિણામ છે. (અર્થાત્ વ્યાધિજ શરીરમાં જંતુ ઉત્પન્ન કરે છે પ્રથમ દરદ થઇ પછી જંતુ ઉત્પન્ન થાય છે). શરીરમાંની શિરા અને સ્નાયુનું રૂપાંતર કરી તેમાંના નિર્જીવ અણુને અલગ કરે છે. જેને લીધે તેવા અણુને બહાર કાઢી શકાય છે. સમજુ પ્રજા વર્ગને છેતરવા માટે જે જે જંગલી, ખોટા અને અપ્રગલ્ભ સિદ્ધાંત શોધી કાઢવામાં આવ્યા છે તે બધામાં જંતુ બાબતની વિચારપરંપરા અથવા થિઅરી અસંત વિક્કારવા યોગ્ય અને ખોટી છે. જે ખરૂં છે અને જે સાબિત કરવાને હું સમર્થ છું તે હું લખું છું".

આ પ્રમાણે કેટલાક ડાક્ટરોનો ઉપર મુજબનો ક્ષયજ જંતુ સંબંધે અભિપ્રાય છે; ત્યારે કેટલાક તે મતથી વિરૂદ્ધમાં છે તેઓ કહે છે કે જંતુથી દૂષિત થએલાં પદાર્થો પેટમાં જવાથી-શ્વાસ માર્ગે તેનો પ્રવેશ થવાથી ક્ષયરોગનો પ્રચાર થાય છે ક્ષયરોગી જનાવર કે માણસોનું દૂધ પાવાથી બાળકોને આ રોગ લાગુ પડે છે. તે પ્રથમ આંતરડામાં અને પછી ફેફસાં અને આખા શરીરમાં થાય છે. તરૂણ માણસોને ક્ષયરોગ થવાનું જંતુથી દૂષિત થયેલાં પદાર્થો ખાવાથી અને શ્વાસ માર્ગે શરીરમાં જવાથી થાય છે.

આ પ્રમાણે ડાક્ટરોમાં પરસ્પર વિરોધી વાદ ચાલે છે પણ સૂક્ષ્મદષ્ટિથી વિચારતાં બન્ને વાદ ખરા છે.

ક્ષય થવાનાં કેટલાંક કારણો ઉપર બતાવ્યાં તે છે તેમજ ક્ષયરોગી માણસના કફનો સંસર્ગ થવાથી એટલે કફવાળાં વાસણને બરાબર સાફ કરવામાં ન આવે અને તે કફ ભોંયપર કે સુવાના ઓરડાની જમીનપર જ્યાં ત્યાં નાખવામાં આવે અગર ભુલથી પણ રહી જાય તો તેના જંતુઓ સારા માણસના શરીરમાં દાખલ થાય; પણ તે જંતુઓને માટે લાયક માણસ હોય તેનાજ શરીરમાં તે જંતુઓ જીવી કે વધી શકે છે. અર્થાત્ જે માણસનાં ફેફસાં નબળાં તથા વિકૃત હોય છે તેનેજ તે જંતુઓ અસર કરે છે પણ તંદુરસ્ત અને સ્વચ્છ ફેફસાંવાળા માણસના શરીરમાં જંતુઓ જાય છતાં અસર કરી શકતા નથી; તો પણ ક્ષયરોગી માણસના સહવાસમાં વધુ રહેવું એ જોખમ ભરેલું છે. ઘરમાં એક દરદી ક્ષયરોગી થવાથી ઘરનાં બીજાં માણસોને તે લાગુ પડવાના અનેક દાખલા બન્યા છે પશુને પણ ક્ષય થાય છે, અને તેના દુધને સેવવાથી નબળા ફેફસાવાળા માણસને દરદ તુરત લાગુ થઇ જાય છે. ખરાબ ખોરાક, ખરાબ હવા, પ્રકાશ વિનાનું ઘર, ચીંતા, કસરતનો અભાવ, પ્રાણાયામ (દીર્ઘશ્વાસોચ્છ્વાસ) લેવાની ટેવ ન રાખવી, શોક, અતિ વ્યાયામ, અતિવિષય, ઉજાગરો, હમેશાં અજીર્ણ રહેવું, મળાવરોધ, યૌવાવસ્થા પ્રાપ્ત થયા પહેલાં ગર્ભાધાન, અતિ ભાષણ વગેરે કારણોએ ફેફસાં નબળાં પડેલાં હોય તેવા માણસપર ક્ષયના જંતુઓ સત્વર ફાવી જાય છે.

**પ્રાથમિક ઉપાય**—ક્ષયરોગવાળા કુટુંબ સાથે લગ્નાદિ વ્યવહાર રાખવો નહીં. જેના કુટુંબમાં ક્ષયરોગ ચાલતો હોય તેવા માણસના ઘરનું પાણી કે ખોરાક લેવા નહીં. ક્ષયરોગ

થયો છે અથવા થવાનો સંભવ છે એવો વહેમ પડે ત્યારથી ઇલાજ લેવા. ખુલ્લી હવા અને સૂર્યનો પ્રકાશ પુષ્કળ પડતો હોય તેવા મકાનમાં રહેવું. ગરમ કકડાં પહેરવાં. પવન શરીર ઉપર સીધો લાગવા દેવો નહીં. શારીરિક કસરત કરવી નહી. પ્રાણાયામ પુષ્કળ કરવા. ઉજાગરો બીલકુલ કરવો નહીં. દિવસે ઉંઘવું નહીં સ્ત્રી સંગ છોડવો. આરામ થયા પછી ૧ વર્ષ સુધી સ્ત્રી સંગ કરવો નહીં. ભણવું, વાંચવું, ગાવું કે હરવું ફરવું દરેક બાબત મનને પ્રિય લાગે તેટલીજ કરવી. શરીરને કે મનને શ્રમ પડે તેટલો વખત કાંઇ પણ કામ કરવું નહી. દરદ મટી ગયા પછી પણ બહુ મહેનત અને અતિ વિષયથી દૂર રહેવું અને પ્રાણાયામ સવાર સાંજ કરવાની ટેવ હમેશને માટે રાખવી. ક્ષયરોગમાં તાવ, ઉધરસ, ઝાડો, કબજીયત કે તેવા જે જે ઉપદ્રવ વધુ જોવામાં આવે તેનુ શમન કરનારાં ઔષધની પ્રથમ યોજના કરવી. અર્થાત્ હૃદય ફેફસાને બળવાન્ નીરોગી બનાવનારા ઔષધ સાથે તે તે ઉપદ્રવની દવા પણ પ્રમાણમાં મેળવતું જવું. ક્ષય રોગમાં ગમે તેવાં બીજાં ચિન્હો સાથે તાવ તો હોય છે. અને તાવ હોય ત્યાંસુધી પ્રથમ ઉપાય તાવનો કરવો. આ તાવ હમેશાં ચડ ઉતર થયા કરે છે. જ્યારે તાવ નથી એમ જણાય છે ત્યારે પણ તાવ હોયજ છે. તે સાથે દરદીની ભુખ પણ મરી જાય છે. તાવ કાબુમાં આવે તો બીજા ઉપદ્રવો શાંત કરવાનું રહેલું થઇ પડે છે આપણા શાસ્ત્રકારો લખે છે કે જે ઉપદ્રવ હોય તેનો ઉપચાર તે તે અધિકારમાં કહ્યા પ્રમાણે કરવો. ક્ષયરોગમાં લંઘન કરાવવું નિષેધ છે; પણ જો તાવ તથા તે સાથે અરૂચિ અને મંદાગ્નિ હોય તો તેને નિઃસંશય ૮ થી૧૫ દિવસનું લંઘન કરાવવું. અમારા હાથ નીચેના સંખ્યાબંધ દરદીઓ આવી સારવારથી સારા થયા છે. જ્યાંસુધી દરદીના શરીરમાં તાવ છે અને ભુખ બીલકુલ નથી, ત્યાંસુધી દુધ અને ખોરાક આપવાં તે ક્ષયના જંતુઓની વૃદ્ધિ કરવા જેવું અર્થાત્ રોગને ઉત્તેજન આપવા જેવું છે. દુધ તો બીલકુલ આપવુંજ નહીં. ભુખ લાગવા માંડે અને તાવ ઓછો થવા માંડે ત્યારે મગનું ઓસામણ અને ગાળેલો થોડો ભાત અથવા તેવો સાદો ખોરાક થોડો થોડો ત્રણ ચાર વખત આપવો. ૧૦ થી ૧૫ લાંઘણ બરાબર થશે તો તાવ તદ્દન મટી જઇ ભુખ ઉઘડશે. ત્યારે દુધ ભાત અને તે દરદીને રૂચિ પડે તેવો વિશેષ દુધ સાથે ખોરાક થોડો થોડો શરૂ કરવો; તથા ક્રમે કરી વધારવો. એટલે લોહી વધવા માંડશે. થોડા વખતમાં બીજા ઉપદ્રવો પણ શમી જશે.

**તાવ ઉતારવા** માટે ઔષધમાં રત્નાગિરી રતિ ૩, અમૃતાસત્વ વાલ ૪, વગટિકાભસ્મ રતિ ૧૨ સાથે મેળવી ૮ ભાગ કરી દર બબે કલાકે આપવા. તાવ અટકાવવા આ પ્રયોગ સાથે ત્રિભુવનકીર્તિ ૩ થી ૬ ગોળી, મહાજ્વરાંકુશ ૨ થી ૪ ગોળી અથવા આરોગ્યવર્ધની ૩ થી ૬ ગોળી મેળવવી. તાવ સાથે ઝાડા હોય તો ઉપલા પ્રયોગ સાથે કર્પૂરસુંદરી ૪ થી ૮ ગોળી મેળવવી.

**ક્ષયરોગમાં ઇંગ્રેજી દવા**—વાપરનારાઓ કોડલીઅર ઓઇલ, સીરપ ફેરી આયોડાઇડ,

ઉપર મુજબ બતાવેલી માત્રાથી આ દરદમા હરકોઇ એક ઔષધ પણ આપી શકાય છે. ક્ષયરોગ માટે મે કડો ઔષધો બનાવેલ છે પણ જે જે ઔષધ વાપરવાથી વધુ ગુણકારી જણાયાં છે, જે જે ઔષધના પ્રયોગથી દરદીઓ સારા થયા છે તેજ ઔષધો રસશાળામાં બનતી ક્રિયા સાથે જણાવેલાં છે. એકજ ઔષધની બનાવટ જુદા જુદા ગ્રન્થોમાં ભિન્ન હોવાથી માત્ર દરેક ઔષધનાં નામ માત્ર જણાવવાથી કઇ કૃતિ પ્રમાણેનું ઔષધ અમે સૂચવીએ છીએ એ વાપરનારાઓના ખ્યાલમાં આવે નહીં; તેમજ એકજ ઔષધ બીજાઓ જુદિ કૃતિથી કરતા હોય એમ જાણી આમાં જણાવેલાં ઔષધો પરિચિત હોવા છતાં દરેકની કૃતિ લખવાનું જરૂરનું જણાયું છે આમાં બતાવેલી માત્રા પુખ્ત ઉમ્મરના માણસની સમજવી. સ્ત્રીઓ બાળકો કે નાજુક પ્રકૃતિના માણસોને માટે પ્રકૃતિ પ્રમાણે માત્રા ઓછી અદકી કરવી.

ઉપર કહેલી ક્ષયરોગમાં વપરાનારી દવાઓ નીચે પ્રમાણે બને છે. બનાવટમાં ગ્રન્થકર્તાના લખાણથી કોઇ કોઇ ઠેકાણે અમારા અનુભવને લીધે ફેરફાર કર્યો છે.

૧ શિલાજતુ પ્રયોગ--(યો. ર. ૧૭૧) સુવર્ણ માક્ષિકભસ્મ, વાવડીંગ, શિલાજીત, લોહભસ્મ, હરડે, રસસિંદૂર સમભાગે મેળવવાં. માત્રા ૨ થી ૪ રતિ.

૨ ચતુર્મુખ રસ--(યો. ર ૧૭૭) પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ પ્રત્યેક એકેક તોલો, સ્વર્ણભસ્મ તોલો ૦ા એક દિવસ બધાને સાથે ઘુંટવાં. કુંવાર, ત્રિકટ, ત્રિફળા, સાટોડી કંથા, લવીંગ, ચિત્રો, કમળ પ્રત્યેકના રસની ભાવના દઇ ગોળો વળી એરાવસ પુસ્મા પેક કરી ધાન્યના ઢગલામાં ૩ દિવસ રાખી મુકવું. પછી ઘુંટી તૈયાર કરવું. ક્ષય તથા તેને અંગે થતા બધા ઉપદ્રવમાં માત્રા ૧ થી ૩ રતિ

૩ રાજમૃગાંક--(ભાવ ૭૧૦) રસસિંદૂર તોલો ૧, સુવર્ણભસ્મ તોલો ૧, તામ્રભસ્મ તોલો ૧, મનશીલ, ગંધક, ટંકણ પ્રત્યેક બબે તોલા લઇ સાથે ઘુટી પીળી કોડીયું (વનટી) માં તે ભુકો ભરવો પછી કોડીના મોં બકરીના દુધમાં ઘુટેલા ટંકણખાર વડે છાંદવાં પછી તે કોડીયુને એક હાંડલામાં ભરી તેના મોં છાંદી લઇ ગજપુટનો આંચ આપવો. ઘુંટી નાંખવું. વાયુ અને કફ પ્રધાન ક્ષયરોગ ત્વરિત શમે છે મરી ૨ વાલ, લીંડીપીપર ૧ વાલ, મધ ઘી સાથે માત્રા ૨ થી ૫ રતિ ચટાડવું.

૪ કનકસુંદર--(યોગ ર) પારદ, સુવર્ણભસ્મ, સુવર્ણ માક્ષિકભસ્મ, શુદ્ધ હરતાળ, શુદ્ધ મનશીળ, રાતું ખાપરીયું, ગંધક, શુદ્ધ મોરથુથુ પ્રત્યેક એક એક તોલો લઇ સાથે ઘુંટી આકડાના દુધ, અરણી, બોરાં, ચિત્રો, ભાંગરો, અરડુસી પ્રત્યેકની એક એક ભાવના દઇ, ગોળો વાળી, કપડામાં વીંટી, તેના ઉપર બબે આંગળ ઘોળી ધુળનો થર દઇ, સુકાવી, ૧૦ રતલ છાણામાં પકાવી, પછી દવા બહાર કાઢી ઘુંટી, અરડુના રસની ૧ ભાવના અને ત્રિકટુના ઉકાળાની ૧ ભાવના આપી તૈયાર કરવો. ગમે તે પ્રકારના ક્ષયમાં તથા તેના ઉપદ્રવોમાં આપવો માત્રા ૨ થી ૪ રતિ.

૫ સુવર્ણભૂપતિ--(યો. ૨. ૧૮૦) શુદ્ધ પારદ તોલો ૧, ગંધક તોલો ૧, તામ્રભસ્મ તોલા ૨, અભ્રકભસ્મ, લોહભસ્મ, કાંતલોહભસ્મ, સુવર્ણભસ્મ, રૌપ્યભસ્મ, વછનાગ પ્રત્યેક એકેક તોલો, કાળા હંસરાજના રસમાં એક દિવસ બધાંને સાથે ઘુંટી વાલ વાલની ગોળીયું વાળી સુકાવી કપડમાટી કરેલી ચંદ્રોદય પકાવવાની અગ્નિશીશીમાં ભરી વાલુકાયંત્રમાં ૮ કલાક ધીમા અગ્નિથી પકાવવું. સ્વાંગશીત થયે બધી દવા કાઢી લઇ ઘુંટી રાખવી. વાયુ, કફ, પિત્તના ઉપદ્રવથી થયેલો ક્ષય, આમદોષ, મંદાગ્નિ, શૂળ, મરડો, ઝાડા, શ્વાસ, ખાંસી, મળબંધ વગેરે દરદમાં તથા ક્ષયના બધા ઉપદ્રવોમાં મધ પીપર સાથે આપવો. માત્રા ૧ થી ૩ રતિ.

૬ પ્રાણદા પર્પટી--(યો. ૨. ૧૮૨) પારદ, અભ્રકભસ્મ, લોહભસ્મ, બંગભસ્મ, મરી, વછનાગ પ્રત્યેક એકેક તોલો, ગંધક ૬ તોલા કોયલાના અગ્નિમાં લોઢાના કડાયામાં પકાવી પર્પટી ઢાળવી. માત્રા ૨ થી ૩ રતિ.

૭ કુમુદેશ્વર--(રસાર્ણ.) શુદ્ધ પારદ, ગંધક, અભ્રકભસ્મ પ્રત્યેક એક એક તોલો, હિંગળો ૧॥ તોલો, મનશીળ ॥ તોલો, લોહભસ્મ ૨॥ તોલા શતાવરીના રસની ૧૪ ભાવના દેવી. ૨ વાલ મરીનો ભુકો, અને ૧ તોલો સાકર સાથે આપવો. ભયંકર ક્ષય તથા તાવ, ખાંસી, ઝાડા, મળબંધ વગેરે ક્ષયના ઉપદ્રવોને મટાડે છે. માત્રા ૨ થી ૩ રતિ.

૮ સુવર્ણ પર્પટી--(યો. ૨, ૧૮૩) સોનાનો વરખ અથવા ભસ્મ તોલો ૧, શુદ્ધ પારો તોલા ૮ માં સોનાનો વરખ અથવા ભસ્મને ઘુંટી નાખવી. પછી તેમાં ૮ તોલા ગંધક મેળવી પર્પટી ઢાળવી. પછી ખરલ કરવી. પિત્તપ્રધાન ક્ષયરોગમાં સાકર તોલો ॥ અને વંશલોચન વાલ ૪ સાથે અને વાયુ કફ પ્રધાન ક્ષયરોગમાં વંશલોચન વાલ ૪, લીંડીપીપર વાલ ૨ અને મધ સાથે માત્રા ૨ થી ૪ રતિ આપવી.

૯ મહાલક્ષ્મી વિલાસ--(ભૈ. ૨. ૯૨૦) અભ્રકભસ્મ તોલા ૧૬, રસસિંદૂર તો. ૧૬, બંગભસ્મ તો. ૪, રૌપ્યભસ્મ તો. ૨, સુવર્ણમાક્ષિકભસ્મ તો. ૨, તામ્રભસ્મ તો. ૧, સુવર્ણભસ્મ તો. ૨, ભીમસેની કપૂર તો. ૮, જાયફળ, જાવંત્રી, વરધારાનાં બી, કનકબીજ પ્રત્યેક તોલા ૪ સાથે મેળવવાં. માત્રા ૨ થી ૪ રતિ.

૧૦ વસંતકુસુમાકર--(ભૈ. ૨. ૯૧૭) પ્રવાળભસ્મ, રસસિંદૂર, મોતીભસ્મ, અભ્રકભસ્મ પ્રત્યેક ૪ તોલા, રૌપ્યભસ્મ, સુવર્ણભસ્મ પ્રત્યેક બબ્બે તોલા, લોહભસ્મ, નાગભસ્મ, બંગભસ્મ પ્રત્યેક એક એક તોલો બધાંને સાથે મેળવી અરડૂસી, હળદર, શેરડી, કમળપુષ્પ, ચમેલીના ફુલ, દુધ, કેળનો કંદ, સુખડ પ્રત્યેકની સાત સાત ભાવના દઇ કસ્તૂરી તોલો ૧ મેળવી ઘુંટવું. માત્રા ૨ થી ૬ રતિ.

**૧૧ મહાલોકનાથ રસ**--(ભૈ. ૨. ૧૭૬) શુદ્ધ પારદ તો. ૧, ગંધક તો. ૨. સાથે ઘુંટી તેમાં અભ્રકભસ્મ તોલો ૧ મેળવી કુંવારના રસમાં ઘુંટી સુકાવવું. પછી તામ્રભસ્મ અને લોહભસ્મ પ્રત્યેક બબે તોલા અને કોડીભસ્મ તોલા ૯ મેળવી પીલુડીના રસમાં ઘુંટી ગોળો વાળી હાંડલીમાં નાખી ગજપુટનો અગ્નિ દેવો. મધ, પીપર અને વંશલોચન સાથે માત્રા ૨ થી ૪ રતિ આપવી.

**૧૨ અમૃતામૃત પર્પટી**--(ગોંડળ રસશાળાની બનાવટ) સુવર્ણભસ્મ તોલો ૦ાા, રૌપ્યભસ્મ તોલો ૧, તામ્રભસ્મ તોલા ૨, લોહભસ્મ તોલા ૨, અભ્રકભસ્મ તોલા ૨, શુક્તિભસ્મ તોલા ૩, પારદ તોલા ૬, ગંધક તોલા ૧૨ બધાં સાથે મેળવી પર્પટી ઢાળવી. માત્રા ૨ થી ૬ રતિ.

**૧૩ સુવર્ણ વસંતમાલતી**--(યો. ૨. ૧૧૪) સુવર્ણભસ્મ અથવા વરખ તોલો ૧, મોતી તોલા ૨, કાળાં મરી તોલા ૪, રાતું ખાપરીયું તો. ૮ માખણમાં કાલવી લીંબુના રસથી ઔષધમાં ખટાઇ આવી જાય ત્યાંસુધી [૧]ઘુંટવું. મધ પીપર સાથે માત્રા ૨ થી ૩ રતિ.

**૧૪ ક્ષયકેસરીલોહ**--(ભૈ. ૨. ૨૪૨) સુંઠ, પીપર, મરી, હરડે, બેડાં, આમળાં, એલચી, જાયફળ, લવીંગ પ્રત્યેક એક એક તોલો લાલરંગની લોહભસ્મ તોલા ૯ બધાં સાથે મેળવી બકરીના દુધની ભાવના દઇ સુકાવી તૈયાર કરવું. મધ સાથે માત્રા ૨ થી ૪ રતિ.

**૧૫ કલ્યાણસુંદરાભ્ર**--(ભૈ. ૨. ૨૪૫) અભ્રકભસ્મને આમળાં, મોથ, ઉભી ભોરીંગણી, શતાવરી, શેરડી, બીલીનો ગર્ભ, અરણી, વાળો, અરડૂસો, કાંકચ, બળદાણાના મૂળ પ્રત્યેકના રસની એકેક ભાવના દઇ સુકાવવું. ક્ષય, શોષ, શ્વાસ, કૃશતા, સોજા, સ્વરભંગ, શૂળ, નબળાઇ, અમ્લપિત્ત, આમદોષ, સંગ્રહણી, ઉલટી, અરૂચિ વગેરેમાં અપાય. માત્રા ૧ થી ૩ રતિ.

**કાંચનાભ્ર**--(ભૈ. ૨. ૨૪૯) સુવર્ણભસ્મ, રસસિંદૂર, લોહભસ્મ, અભ્રકભસ્મ, પ્રવાળભસ્મ, હરડે, રૌપ્યભસ્મ, કસ્તૂરી, શુદ્ધ મનશીળ બધાં સરખે ભાગે લઇ ઘુંટવાં ક્ષયમાં તથા ક્ષયના હરકોઇ ઉપદ્રવમાં અપાય છે. માત્રા ૧ થી ૨ રતિ.

**૧૭ હરનેત્ર રસ**--(૨. રત્ના. ૩૨૬) શુદ્ધ પારદ તોલા ૫, સુવર્ણ માક્ષિકભસ્મ તોલા ૪, ગંધક તો. ૩, ટંકણ તો. ૨ સાથે મેળવી ખાંડી લુણીના રસમાં એક દી ઘુંટી ગોળો વાળી સુકાવવો. પછી ૧૪ તોલા ગંધકને ખાંડી લુણીના રસમાં ઘુંટી તે ગોળા ઉપર ચોપડવો પછી તે ઉપર કપડું વીંટી દોરા બાંધી વાલુકાયંત્રમાં પકાવવી સ્વાંગશીત થયે કાઢી ઘુંટવું. માત્રા ૨ થી ૪ રતિ.

---

૧ લગભગ ૨૧ દિવસે ખટાઇ આવશે.

૧૮ અર્કવટી—(ગોંડળ રસશાળા ઔ.) આકડાનાં ફુલના રવાખડાં તોલા ૨૦, લવીંગ તોલા ૧૦, અફીણ શોધેલું તો. ૫ સાથે ઘુંટી ગોળી બે રતિની વાળવી માત્રા ૪ થી ૮ રતિ.

૧૯ બૃહત્ વાસાવલેહ—(બૈ. ર. ૨૩૯) અરડુસીનું પંચાંગ તોલા ૪૦૦ લઇ ૬ ગણું પાણી મુકી ઉકાળવું; ચતુર્થાંશ પાણી રહે એટલે ગાળી લેવું. પછી તે ઉકાળામાં સાકર તોલા ૪૦૦ નાખી ધીમે તાપે પકાવવું. ઘાટું થઇ જાય એટલે સુંઠ, પીપર, મરી, તજ, તમાલ, એલચી, કાયફળ, મોથ, કુઠ, કપીલો, ધોળું જીરૂં, કલોંજીજીરૂં, નસોતર; પીપરીમૂળ, ચવક, કડુ, હરડે, તાલીસપત્ર, ધાણા પ્રત્યેક બબ્બે તોલા લઇ ખાંડી કરેલું ચૂર્ણ નાખી ચાટવા જેવું થતાં સુધી પકાવવું. ઠંડું થઇ ગયા પછી મધ તોલા ૩૨ નાખી હલાવવું. આ ચાટણ ચટાડી ઉપર રહેજ ગરમ પાણી પાવું. બધી જાતની ખાંસી સ્વરભંગ, અસાધ્ય વાત કફપ્રધાન ક્ષય, આફરો, મંદાગ્નિ હૃદયરોગ, છાતીમાં ક્ષત થવાને લીધે થયેલો ક્ષય તથા મૂત્રરોગમાં અપાય છે. માત્રા ૧ થી ૨ તોલા.

૨૦ દ્રાક્ષાસવ—(ગો. ર. ૧૩૩) કાળી દ્રાક્ષ તોલા ૪૦૦, લઇ દસગણા પાણીમાં ઉકાળી ચતુર્થાંશ પાણી રહે એટલે ગાળી લઇ તેમાં ૨૦૦ તોલા મધ, ૨૦૦ તોલા સાકર, ધાવડીનાં ફુલ તોલા ૬૪, વાવડીંગ, લવીંગ, જાવંત્રી, મરી, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, લીંડીપીપર, ચીત્રો, ચવક, પીપરીમૂળ, નગોડનાં બી, સુખડ, અગર, કપૂર પ્રત્યેક ૪ ચાર તોલા લઇ ખાંડી તેમાં નાખી ચીનાઇ બરણીમાં નાખી પેક કરી છાંદી લઇ ૧ મહીનો રહેવા દેવું; પછીથી ગાળી લઇ વાપરવું. હરસ, ક્ષય, ગુલ્મ, ઉદરરોગ, નેત્રરોગ, મગજના ગળાના હૃદયના રોગમાં અપાય છે. તથા પૌષ્ટિક છે. માત્રા ૧ થી ૨ ઔંસ.

૨૧ તાલીસાદિ ચૂર્ણ—(બૃ. ગો. ૪૮૦) તાલીસપત્ર તોલો ૧, મરી તોલા ૨; સુંઠ તોલા ૩, પીપર તોલા ૪, વંશલોચન તોલા ૫, તજ તોલો ||, એલચી તોલો ||, સાકર તોલા ૩૨ સાથે ખાંડવાં ક્ષય, આફરો, મંદાગ્નિ, શ્વાસ, ઉલટી, ઝાડા, શોષ, ઉધરસ, બરલ, તાવ એટલાં દરદમાં અપાય. માત્રા | થી || તોલો.

૨૨ સિતોપલાદિ ચૂર્ણ—(યો. ર. ૧૭૦) સાકર તોલા ૧૬, વંશલોચન તોલા ૮,

લીંડીપીપર તોલા ૪, એલચી તોલા ૨, તજ તોલો ૧ સાથે ખાંડવાં. ખાંસી, શ્વાસ, ક્ષય, હાથ પગ શરીરમાં બળતરા, મંદાગ્નિ, પડખાનું શૂળ, અરૂચિ, તાવ, મોમાંથી પડતું લોહી એટલા દરદમાં અપાય. માત્રા ૦। થી ૦॥ તોલો.

**૨૩ લવંગાદિ ચૂર્ણ**--(યો. ર. ૧૭૦) લવીંગ, ચણકબાબ, વાળો, સુખડ, નડસળ, કમળપુષ્પ, કાળુંજીરૂં, એલચી, લીંડીપીપર, અગર, ભાંગરો, નાગકેસર, સુંઠ, મોથ, કપુર, જાયફળ, વંશલોચન દરેક એક એક તોલો અને બધાંથી અર્ધે વજને સાકર લઇ સાથે ખાંડવાં. રૂચિકર, જઠરાગ્નિવર્ધક, બળપ્રદ-વૃષ્ય, ખાંસી, હેડકી, સળખમ, મરડો, ઝાડા વગેરેમાં હિતકર માત્રા ૦। થી ૦॥ તોલો.

**૨૪ એલાદિ ચૂર્ણ**--(યો. ર. ૧૭૦) એલચી, તમાલપત્ર, નાગકેસર, લવીંગ પ્રત્યેક એક એક તોલો, ખારેક ૨ તોલા, દ્રાક્ષ, જેઠીમધ, સાકર અને પીપર પ્રત્યેક એકેક તોલો સાથે ખાંડવું. માત્રા ૦। થી ૦॥ તોલો.

**૨૫ કર્પૂરાદ્ય ચૂર્ણ**--(યો ર. ૧૭૦) કપુર ૧, ચણકબાબ ૨, જાયફળ ૩, તમાલપત્ર ૪, લવીંગ ૫, ગળો ૬, કાળાં મરી ૭, લીંડીપીપર ૮, સુંઠ ૯ તોલા તથા બધાંની બરાબર સાકર મેળવી ખાંડવાં. બળતરા, ક્ષય, ઉર્ધ્વરસ, સાદ બેસીજવો, સળખમ, શ્વાસ, ફેફસી, અરૂચિ એટલાં દરદમાં વાપરવું. માત્રા ૦। થી ૦॥ તોલો.

### ક્ષયમાં આપવાના ઉકાળા. દરેકની માત્રા ૧ થી ૨ તોલા.

(રસશાળા ઔષધાશ્રમ ગોંડળની બનાવટ)

**૨૬ ઉકાળો ૧**--ખરખોડીનાં મૂળ, જેઠીમધ, ધરાખ, કડાછાલ, કચુરો, એરડાનાં મૂળ, અરડૂસી, ગોખરૂ, બોંઆંબલી, ધમાસો સરખે ભાગે ખાંડવાં.

**૨૭ ઉકાળો ૨**--લીંડીપીપર, અરડૂસી, અરણીનાં મૂળ, બળદાણાનાં મૂળ, ધમાસો, બેઠીભોરીંગણીનાં ડોડવાં, પડવળ, ખારેક, ખડસલીઓ પિતપાપડો, ખાખરાનાં મૂળની છાલ સરખે ભાગે ખાંડવાં

**૨૮ ઉકાળો ૩**--રાસ્ના, શતાવરી, આસોંધ, અરડૂસી, બેહો સમેરવો, જેઠીમધ, સૂંઠ, હરડે, ખારેક, મરડાશીંગી, કાળીપાટ સરખે ભાગે ખાંડવાં.

**૨૯ ઉકાળો ૪**--અજમા, ખોડીઅજમોદ, વાવડીંગ, ધમાસો, સુંઠ, કાળીપાટ, લવડીનાં મૂળ, દુધેલી, મોથ, અરડૂસી, એલચી, ધાણા સમભાગે ખાંડવાં.

૩૦ ઉકાળો ૫--તજ, મોથ, આમળાં, દારૂહળદર, હળદર, અજમોદ, હરડે, લીંડીપીપર, અરડૂસી, સાકર, સાટોડીનાં મૂળ, શતાવરી, વિદારીકંદ, બેઠીભોરીંગણીનાં મૂળ, ભોંઆંબલી સરખે ભાગે ખાંડવાં.

૩૧ ઉકાળો ૬—ભારંગી, કડુ, હરડે, અરણીમૂળ, કાંકચીઆ, મરાખ, કમળકંદ, અરડૂસી, સુંઠ, શતાવરી, ઉંદરકની, જાવંત્રી સરખે ભાગે ખાંડવાં.

૩૨ ઉકાળો ૭--તજ, તમાલ, એલચી, શતાવરી, સુંઠ, પીપર, મરી, મેથી, વંશલોચન, ખેરસાર, પીપરીમૂળ, લવીંગ, આકડાનાં સુકાં રવાઇડાં, જેઠીમધ, સાકર સરખે ભાગે ખાંડવાં.

૩૩ ઉકાળો ૮--કચુરો, વાળો, ઉભી ભોંરીંગણીના ડોડવાં, સાકર, સુંઠ, લીંડીપીપર, અરડૂસી, ખારેક, કુણી વડવાઇ, અતિવિષની કળી, મોથ, કાકડાસીંગી, હળદર સરખે ભાગે ખાંડવાં.

૩૪ ઉકાળો ૯--ચિત્રો, પીપરીમૂળ, મોથ, અરડૂસી, પુષ્કળમૂળ, બેઠો સુમેરવો, તુળશી, દુધીઓ વજ, ગળો, રાસ્ના, બેઠી ભોંરીંગણીમૂળ, સાકર, ભારંગી, સુંઠ, કાયફળ, દેવદાર સરખે ભાગે ખાંડવાં.

માંસ ખપતું હોય તેઓએ ઉપલા હરકોઇ ઉકાળા સાથે મોર, તેતર, કુકડાં, સુવર, ઉંટ, બકરાં ગેંડું, સાંસલાં, સિંહ, વાઘ, રીંછ, શીયાળ, ગીધ એમાંનાં હરકોઇ જનાવરનું તાજું માંસ ઉપરના હરકોઇ ઉકાળા સાથે અથવા ખોરાકની ચીજ સાથે ૧૬ ગણા પાણીમાં ઉકાળી અષ્ટમાંશ રહે એટલે ગાળી સુગંધી ચીજો અથવા તેજાનાનો ભુકો નાખી યથારૂચિ પીવું. અમુક એક જનાવરનું અથવા વધુનું મળી આખા દિવસમાં માંસનું પ્રમાણ ૫ થી ૧૦ તોલા પ્રારંભમાં લેવું. જઠરાગ્નિ પ્રદીપ્ત થયા પછી પ્રમાણ વધારવું.

**પથ્યાપથ્ય**—ક્ષયરોગવાળાને પથ્ય (હિતકારક) ચોખા, ઘઉં, મગ, ચણા, બકરીનું દુધ, ઘી, દહીં, માખણ, માંસભક્ષિ જનાવરોનું માંસ, સૂર્યનો તડકો, ખુલ્લી હવા નર્મદા, ગંગા જેવી મહા નદીનાં જળ, મધ, સાકર, કેળાં, ફણસ, આમળાં, ખજુર, નાળીએર; સરગવો, દ્રાક્ષ, સીંધાલુણ, મદ્ય, આસવ, સુવર્ણ, મોતી, તરૂણી સ્ત્રીઓનો સ્પર્શ, (સંગ નહીં) તાંદળજો, બડેલો, રીંગણાં, ટીંડોરાં, લસણ, સુગંધી માલીસ, કપૂર, કસ્તૂરી, શ્વેતચંદન, ઉષ્ણ જળથી સ્નાન, ગરમ કપડાં અને હમેશાં ખુલી હવામાં પ્રાણાયામ (દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેવા) કરવા.

કુપથ્ય (હાનિકારક)--જુલાબ, મળ મૂત્રાદિનો વેગ રોકવો, મહેનત, સ્ત્રીસંગ, આફ લેવી, અજ્જન, ઉજાગરો, સાહસ કર્મ, કસરત, રૂક્ષ અન્ન, તાંબુલ, તરબુચ, કળથી, અડદ, લસણ, હીંગ, ખટાશ, કડવાં તુરાં તીખા પદાર્થ, પત્રશાક, ક્ષાર, કરેલા, દાહ કરનારી ચીજો, બંધીઆર હવા, સુર્ય પ્રકાશ વિનાનું મકાન, ખરાબ પાણી, ભાષણ, ચિંતા, શોક વગેરે વર્જ્ય છે

---

## પેંચ અને અભિપ્રાય

આરોગ્યદર્પણ-ક્રાઉનપેજી ૧૬૦ પાનાનુ પુસ્તક કીંમત ૧-૦-૦ લેખક વૈદ્ય કાળીદાસ રણછોડભાઇ વીજાપુર ગુજરાત આ પુસ્તકમા હવા, પાણી, ખોરાક, વનસ્પતિવર્ગ, પ્રાણિજવર્ગ, ઋતુચર્યા, દિનચર્યા, નિદ્રા, ફેલાતા રોગ, વ્યસન વગેરે લોકોને હમેશાં સહવાસની અને પરિચિત મ મસેનુ વ્યાવહારિક દૃષ્ટિએ વિવેચન કરવામાં આવ્યું છે, જેથી સામાન્ય લોકોને પોતાના હમેશના વર્તનને સુધારવાના માર્ગો જડે એમ છે. ગ્રન્થ લોકોપયોગી છે.

ન્હાનાં ગામોની આરોગ્યતા--લ ધનજી ભ ડો. મહેતા L M. S. જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ વડોદરા કીંમત ૦-૧-૦ એક આનો. આ નાનકડુ પુસ્તક મુખ્યત્વે ન્હાનાં ગામડાઓ માટે લખાયેલું છે જો કે ગામડા અવ્યવસ્થિત અને અસ્વચ્છ હોય છે પણ શહેરના કરતા ગામડામા હવા પાણીની વિપુલતાને લીધે આરોગ્ય જળવાય છે. આ પુસ્તક શહેર સુધારણા માટે અને શહેરીઓ માટે પણ ઉપયોગી છે ખાળ, મોરી, ખોરાક, ઘરની બાંધણી, કચરો, ઉકરડા, પીવાનુ પાણી ચેપી દરદો વગેરે બાબતો ઉપર ટુંકું પણ ઉપયોગી વિવેચન કરવામા આવેલ છે બ્રીટીશ અને વડોદરા લોકલ બોર્ડોએ આ પુસ્તક મોટી સંખ્યામા ખરીદેલ છે.

ગુજરાતી પંચ--(અઠવાડિક) રાજદ્વારી વિષયનું ઉત્તમ જ્ઞાન, ગરીબ લોકો પણ મેળવી શકે એવુ આ પત્ર એ સરસ સાધન છે. મુખ્યત્વે કરી રાજદ્વારી અને તેમાં પણ આખા હિન્દે સ્વિકારેલ કોંગ્રેસપક્ષનું અનુયાયી છે દેશનો મત સરસ રીતે જગત સમક્ષ મૂકાવનાર કોંગ્રેસપક્ષજ છે અને દુનીઆએ હિન્દુસ્થાન તરફથી બોલનાર તરિકે કોંગ્રેસપક્ષનોજ સ્વીકાર કરેલ છે, એટલે કોંગ્રેસ અને તેના અગ્રણી પુરૂષો શું કહે છે તે બ્રિટિશ હિન્દની અને દેશી રાજ્યની પ્રજાએ હમેશાં જાણતુ રહેવાની જરૂરી છે

ધનાઢય લોકો ડેઇલી પેપરો મંગાવી જગત્ જ્ઞાન મેળવવા સમર્થ હોય છે પણ સામાન્ય સ્થિતિના માણસો વધુ કિમ્મતના ન્યુસપેપરો મંગાવી શકતા નથી; તેઓ માટે રાજદ્વારી સાથે સાંસારિક વ્યાવહારિક ઔદ્યોગિક અને સાર્વદેશિક ટુંકા સમાચારો પુરા પાડનારૂં આ એક અલ્પ મૂલ્યનું પેપર છે. તેના અધિપતિ વિદ્વાન્ અને ધર્મનિષ્ઠ છે વા. લ. ૩-૦-૦ ત્રણ રૂપીયા.

**ઉદ્યોગી ભારતમાળા**--(મરાઠી માસિક) સંપાદક રા. રા. જનાર્દન નરસિંહ દત્તે વા. લ. ૨ાા- ઇ. સ. ૧૯૧૯થી આ માસિક ચાલુ થયેલ છે. તેમાં ઇગ્લીશ હિન્દી અને મરાઠી ભાષામાં ઔદ્યોગિક લેખો પ્રગટ થાય છે. હિન્દુસ્થાનને ઉપયોગની હમેશની વપરાતી ચીજો સંબંધે માહિતીપૂર્ણ લેખો અને સમજુતી આપવામાં આવે છે. મરાઠી ભાષા સમજનારાને ઉદ્યોગ સંબંધી માહિતી મેળવવા માટે ઉપયોગી છે. સંપાદક વિદ્વાન્ હઇ આ માલા ચાલુ રહેશે તો દેશોપકાર થશે.

**ખંડેલવાલ જૈન**--(હિન્દી માસિક) ખંડેલવાલ જ્ઞાતિને કેળવવા ખરાબ રિવાજો દૂર કરવા, જમાનાને અનુસરતા પોતાના જુના ધર્મના અવિરોધી સુધારા દાખલ કરવા આ માસિક યત્ન કરે છે; લેખો મનનીય હોય છે. સંપાદક રા. રા. જવરચંદ શેઠી ઉત્સાહી વ્યુત્પન્ન શુદ્ધ વર્તનના માણસ છે. જ્ઞાતિ તરફથી ઉત્તેજન મળશે તો માસિક પોતાની જ્ઞાતિનું શ્રેય સાચવી શકશે હાલમાં ઘણા માસિકો અનિયમિત વખતે પ્રગટ થાય છે તેમ આ માસિક સંબંધે પણ બને છે પરંતુ ઘણી વખત મહીનાઓ સુધી દેખાતું નથી વા. મૂ. ૧ા ગોતમપુરા માળવા.

**ઉષ:કાળમાળા**--(મરાઠી માસિક) કાંદેવાડી મુંબઇ ૪. વા. લ. ૨ાા) ડેમી કદમાં ૩૨ પેજનો એક અંક નિકળે છે રાજદ્વારી તથા બીજા વિષયના લેખો પ્રગટ થાય છે. કોંગ્રેસપક્ષનું હોવાથી એજ નીતિ હમેશાં ચાલુ રાખશે તો લોકોની વધુ પ્રીતિ મેળવશે. સાંસારિક વ્યાવહારિક અને ઇતર વિષયના લેખો પણ પ્રગટ થાય છે "આમચ્યાં તિલ· વિવાહસ્થિતિ" "સ્ત્રી ધર્મ" "આમચી આયુષ્ય મર્યાદા" "અપમૃત્યુલા દૂર કરા" "રાષ્ટ્રીયત્વ વ તરૂણપિઢી" વગેરે લેખો મનનીય છે. આ માસિકની સફળતા ઇચ્છીએ છીએ.

વિશેષ હવે પછી.

---

## હસ્તલિખિત ગ્રન્થોની પોંચ.

**રસાદિજટિલ પ્રયોગ સંગ્રહ**--આ ગ્રન્થ રા. રા. આર્યવૈદ્ય મયારામ સુંદરજી જેતપુરના પ્રપિતામહ અને અમારા પિતૃકુટુંબ (ભાયાત) કૌથમીશાખીય વત્સગૌત્ર વ્યાસથી નથુરામ દામનો બનાવેલો અને સંગ્રહીત છે. આ ગ્રન્થ જામકંડોરડા પાંસેના મેવાસા ગામમાં વિક્રમ સંવત્ ૧૮૮૫માં એટલે લગભગ ૧૫૦ વર્ષ પહેલાં લખાયેલો હતો મૂળ શ્લોક ઉપર રા. રા. મયારામભાઇએ ગુજરાતી ભાષાંતર કરીને મોકલેલ છે. મૂળ ગ્રન્થની સંસ્કૃત ભાષા સરલ છતાં સુધારવી પડે તેવી છે અને શ્લોક રચના પણ બરાબર નથી તોપણ ગ્રન્થનું હાર્દ ઘણું ઉત્તમ છે. ભસ્મ રસાયન જુદા જુદા દરદો ઉપર વાપરવાના રસો વગેરે ઘણાજ અનુભવ સિદ્ધ થયેલાં છે એટલે ઉપચાર કરનારા વૈદ્યોને આ ગ્રન્થ ઘણો ઉપકારક થશે આ ગ્રન્થનું પ્રથમ ભાષાંતર છાપવામાં આવશે અને પછીથી મૂળ ગ્રન્થ પ્રગટ થશે કારણકે મૂળ શ્લોકમાં ઘણીજ સુધારણા કરવાની જરૂર છે આ જુનો અને લોકોપયોગી ગ્રન્થ મોકલવા માટે વૈદ્યરાજ મયારામભાઇનો ઘણો ઉપકાર માનું છું.

---

## રસરત્નાકરાંતર્ગત વાદિખંડ (ઋદ્ધિખંડ).

મોકલનાર--રા. રા. વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય બોરા બજાર સ્ટ્રીટ મુંબઇ કોટ. આ ગ્રન્થ કે જે આ માસિકમાં ગયા એપ્રિલ મહીનાના અંકથી સંસ્કૃતમાં છાપવો શરૂ કર્યો છે તેની હસ્તલિખિત પ્રત છે. શ્રી નિત્યનાથસિદ્ધ વિરચિત આ ગ્રન્થ એટલો બધો ગહન, ગંભીર અને આર્ય રસાયનશાસ્ત્રને પ્રકાશિત કરનારો છે કે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં ગણાય. આ ગ્રન્થની હસ્તલિખિત બે પ્રત મને મળી છે અને રા. રા. જાદવજીભાઇ તરફથી આ ત્રીજી પ્રત મળે છે તે માટે ઘણો ઉપકાર માનું છું. ત્રણે પ્રતોમાં ન્યૂનાધિકતા જણાય છે પણ પ્રથમની બન્ને પ્રતો કરતાં આ પ્રત વધુ શુદ્ધ હોવાથી મૂળ છાપવામાં અને ભાષાંતર કરવામાં ઘણી સરળતા પડશે. રા. રા. જાદવજીભાઇના નામથી હિન્દના વૈદ્યો અને આર્ય વૈદ્યકક્ષેત્રમાં વિચરનારાઓ સુપરિચિત છે અને તેઓનું નામ મુખ્યત્વે કરી પ્રાચીન ગ્રન્થોનો સંગ્રહ કરી છપાવી જીર્ણોદ્ધાર કરનારા તરિકે વધુ પ્રખ્યાત છે. તેઓ તરફથી આયુર્વેદીય ગ્રન્થમાળા નામના માસિકપત્રનું કામ હૃદયંગમ થઇ પડયું હતું. પણ અનેક આવરણો, ઉત્તેજન ન મળવાની ખામી તથા યુદ્ધને લીધે ઉપજેલી મુસ્કેલીઓને લઇ તે માસિક બંધ પડયું. જો તે ચાલુ રહ્યું હત તો જુના ઘણા ગ્રન્થોનો લાભ પ્રજાએ લીધો હોત. પણ હું ઘણી વખત લખી ચુકયો છું તે પ્રમાણે વિદ્વાનો ધનહીન હોય છે અને લક્ષાધીશોનાં દ્રવ્યનો કિંચિન્માત્ર પણ લાભ તેઓ મેળવી શકતા નથી તેથી વિદ્વાનોએ આરંભેલા અનેક કાર્યો પૂર્તિ પામી શકતા નથી. રા. રા. જાદવજીભાઇએ પ્રસ્તુત ગ્રન્થ આ માસિકમાં શરૂ થયેલો જોઇ વગર માગ્યે આ ગ્રન્થની પ્રત મોકલી આપી એ તેઓની ઉદાર વૃત્તિને માટે ઘણો આનંદ ઉપજે છે. જ્યારે ઘણા ભાઇઓ પાસે જામિનગીરી આપવા તૈયાર થયા છતાં પણ લિખિત પ્રતો મળતી નથી. રા. રા. જાદવજીભાઇનો અંતઃકરણપૂર્વક આભાર માની વિનંતિ કરૂં છું કે આવીજ રીતે તેઓ પાસેના સંગ્રહ ગ્રન્થોનો લાભ આ માસિકના વાંચનારાઓને આપતા રહેશે.

# શોક ! મહાશોક !!

# લોકમાન્ય ગયા ! ! !.

**હિન્દ દેવીના તિલક, ભારતના ઉદ્ધારક પિતા, હિન્દના કરોડો આબાળ-વૃદ્ધ મનુષ્યોને રોતાં મુકી કૈલાસ તરફ ગયા ! ! !**

"લોકમાન્ય બાળગંગાધર તિલક તા. ૩૧ શનિવારે રાત્રે ૧૨ ઉપર ૪૦ મિનિટે કૈલાસવાસી થયા" આ ભયંકર શબ્દો હિન્દના પ્રત્યેક ખુણામાં હિન્દના તેત્રીસ કરોડ મનુષ્યોના હૃદયમાં વજ્ર પેઠે અથડાયા. હિન્દી પ્રજા પોતાના શરીરનું ભાન ભુલી ગઈ. આ અમે શું સાંભળીએ છીએ, શું વાંચીએ છીએ એ વિચારે દરેકનાં અંતઃકરણ વિહ્વળ કરી નાંખ્યા. હિન્દી પ્રજાનો જે ઇતિહાસ આજ સુધીમાં અવગત છે પ્રજાના જાણવામાં છે તેમાં તથા ઐતિહાસિક કાળ પહેલાં પણ લોકમાન્યના મરણ જેટલો વજ્રાઘાત આર્ય પ્રજાના હૃદયને થયોજ નહીં હોય એમ કહેવું એ સત્ય વાત છે. પોતાના નજીકના કુટુંબીના મરણ કરતાં પણ અનેક ગણો અધિક શોક લોકમાન્યના કૈલાસવાસથી પ્રજાને થયો છે. એનો પુરાવો લોકમાન્યના કૈલાસવાસના ખબર વિજળી વેગે હિન્દની દશે દિશામાં તથા મોટા શહેરો ઉપરાંતના નાના ગામડામાં બે દિવસની અંદર ફેલાઇ જતાંજ મહાસાગરના ભયંકર ખડભડાટની પેઠે આખો દેશ ખળભળી ઉઠયો. આખા દેશમાં હાહાકાર વરતી રહ્યો. આખા દેશનાં આબાળ વનિતા વૃદ્ધ યુવાન દરેક મુક્તકંઠે રૂદન કરવા લાગ્યાં. દરેક ઘર અગ્નિશૂન્ય થઇ ગયું. દરેક માણસની ક્ષુદ્ધા તૃષા નષ્ટ થઇ ગઇ. આખો દેશ બે દિવસ તો ચૈતન્યશૂન્ય જડ જેવો થઇ ગયો. હા હતવિધે તેત્રીસ કોટી મનુષ્યોમાં જે પ્રકાશક એકજ રત્ન હતું તે તેં નષ્ટ કર્યું.

વર્ષો થયાં લોકમાન્ય તિલક સાર્વજનિક (દેશહિતકર) કાર્યોમાં અહોરાત્ર શરીરના સંરક્ષણની દરકાર કર્યા વિના મંડ્યા રહેતા હતા. ઉત્તરાવસ્થાની નબળી શરીર સ્થિતિમાં એ અહોનિશ કરવામાં આવતા શ્રમે તેઓના શરીરને વધુ ક્ષીણ કર્યું. તા. ૧૨ જુલાઇ રોજ લો. તિલક મુંબઇ ગયા ત્યારે તાવની ચડઉતર થતી હતી વળી ઔષધો-પચારથી તાવ અટકી જતો હતો પરંતુ તા. ૨૦ જુલાઇ સુધી તો લોકમાન્ય હમેશ મુજબ પોતાનું કામકાજ કર્યેજ જતા હતા.. મંગળવાર તા. ૨૦ જુલાઇ રોજ સાંજે હવા ખાવા મોટરમાં બેસી છેટે ફરી આવ્યા તેમાં પવન લાગ્યો તેજ રાત્રે તેઓને તાવ આવ્યો આ છેવટનો મંદવાડ હતો અને તેમાંથી સાજા થયા નહિ. તેઓને મધુમેહનો વ્યાધિ ૧૨-૧૫ વર્ષથી હતો પણ પથ્ય અને ઔષધોપચારથી તે રોગ બીલકૂલ દેખાતો નહોતો; પણ અચાનક આ વ્યાધિયે તેઓનાં પ્રાણ શોષ્યા. મુંબઇ શહેર તેઓને પુના

## લોકમાન્ય ગયા !!!

જેટલુ જ પ્રિય હતુ અને મુબઇમા તેઓના સ્નેહી મિત્રો હજારોની સખ્યામા હતા એટલે ઔષધોપચાર તથા સુશ્રુષા પુનામા ન થઇ શકત તેવી મુબઇમા થઇ તેઓના સ્નેહી મિત્રો અને સેવકોએ જે સેવા સારવાર કરી તે એકાદા મોટા રાજાને પણ ન મળી શકે એવી હતી પૈસાને બળે રાજા સેકડો ડૉક્ટર વૈદ્યને ભગા કરી શકે અથવા સેકડો નોકરોને પોતા પાસે હાજર રાખી શકે પણ લો તિલકની સેવા જે પ્રેમ અને ભક્તિથી થઈ શકી તે રકમ કે પૈસાથી થઇ શકે નહીં લોકમાન્યને તાવ આવ્યાના ખબર તેઓના સ્નેહી ડૉક્ટરોને મળતા તેઓએ જે એક વખત સરદારગૃહમા પગ મૂકો તે છેવટ સુધી કાઢ્યો નહીં અઠવાડીયા સુધી દવાખાનાના ખર્ચ, ધધો છુડાડી હજારો રૂપિયાના અગણિત નુકસાન ભોગવી, સેકડો રોગીઓ માટે કઠોર હૃદયે આખ આડા કાન કરી એ ડાક્ટરો રાત દિવસ ઉભે પગે હીંદપિતાની સેવા એક નિષ્ઠાથી કરતા ડૉ દેશમુખ, ડૉ રાવ ડૉ ગોપાળરાવ દેશમુખ, ડૉ ભડકમકર, ડૉ એરલકર, ડૉ આદરને ડૉ વેલણકર, ડૉ વેલકર, ડૉ સાઠે, ડૉ નવલે ડૉ પુરોહિત, ડૉ દેશ ઇ, ડૉ બખલે, ડૉ ગડબોલે, ડૉ ખરે ડૉ સાર્વેરકર વગેરે પચીસ ડાકટરોની નજર આગળ એ આઠ દિવસમા ખંજુ કામ નહેતું જે વાત ડોક્ટરોની તેજ લોકમાન્યના સેવકોની હતી છેલ્લા દસ દિવસમા એવો એક ક્ષણ કે એક નિમેષ માત્ર પણ ગયો નથી કે જ્યારે કમર બાધી ઉભા રહેલા, સર્વ પ્રકારની સેવા કરવા તૈયાર થયેલા સેવકોની દૃષ્ટિ તિલક ઉપર લગી નહી ન હોય તિલકની સેવનુ માન મને મળશે કે ? એવી આશા રાખનારા અને તે ન મળવાથી પોતાને હતભાગી સમજનારા અસખ્ય સેવકવર્ગ સરદારગૃહમા ઉભાજ રહેતા તિલકને ઉપયોગી થનાર એકાદુ કામ છુપે છુપે પણ કોઇ આપણને ચિધશે ? એવી આશા રાખનારા અનેક વોલન્ટીયરોની તિલકના ઓરડાના બારણા પાસેથી ચાર માળ ઉતરી રસ્તા ઉપરના દરવાજા સુધી અખડ લાઇન ૮ દી સુધી થઇ ગઇ હતી સરદારગૃહના માનેક પણ તિલકને પોતને ઘેર ન થઇ શકે તેવી વ્યવસ્થા કરી હતી અર્થાત્ આ મદવાડમા તિલકને પોતાના આયુષ્ય શિવાય દરેક વસ્તુ સુલભ થઇ હતી

લોકમાન્યના મદવાડના વર્તમાનથી આખુ મુબઇ શહેર તથા આખો હિદુસ્તાન ખળભળી ગયો હતો એટલે હિદમા મદવાડના ખબર પડતા તબીયતના ખબર પુછનારા અને સહાનુભૂતિ દર્શાવનારા અસખ્ય તાર ઉપર તાર આવવા લાગ્યા તા. ૨૭ પછી ૪ દિવસમાં સેકડો તાર આવ્યા અને તેના ઉત્તર અપાયા નહોતા ત્યા તો પાછા સેકડો તાર આવી પડ્યા પણ તાર મોકલવાથી કે તારનો જવાબ મળવાથી સમાધાન થતુ નહોતું તેવા અસખ્ય સ્નેહીમિત્રો છેલ્લા એક બે દિવસમા આવ્યા તેમા શ્રીમત દાદાસાહેબ ખાપર્ડે, રા દાદાસાહેબ કરદીકર, ડૉ મુજે, રા ગગાધરરાવ દેશપાંડે, રા વિદ્વાસ, રા કેલકર, રા ગોખલે, રા ખાડીલકર, શિવરામપત પરાંજપે વગેરે હતા મહાત્મા ગાધીજી અને શ્રીમતી સરલાદેવી હમેશા બે વખત આવતા તેમજ સર નારાયણ રાવ

ચંદાવરકર બેરિસ્ટર જીણા, મૌલાના શૌકતઅલી, ના. રેંગલર પરાંજપે, ના. કામત, ડા. કિચ્લુ, મી. છોટાની, મી. દળવી, મી. જમનાદાસ દ્વારકાદાસ, રા બ. પી.બી. જોશી. શેઠ હંસરાજ પ્રાગજી, શેઠ લક્ષ્મીદાસ તેરશી, મી. શંકરલાલ બેંકર, રા. બ બ. કોલ્હટકર, રા. તુળજાપુરકર વગેરે સેંકડો ગણ્યમાન્ય પુરૂષો અને સ્ત્રીઓ તેઓના ખબર પુછવા આવતા. મુંબઇમાં અને ઘણેભાગે આખા હિંદમાં તિલકના મંદવાડના ચિંતાજનક ખબર ફેલાતાં દેવપૂજા, રૂદ્રાભિષેક, શાંતિપાઠ, જપ, પ્રાર્થના વગેરે ચાલુ થયાં હતાં. અને દરેક જાતિનાં માણસ પોતપોતાના ઇષ્ટદેવ પાસે તિલકને શાંતિ થવાની માગણી કરતા હતા; તથા તિલકને આરામ થવા માટે હજારો રૂપિયાના દાન ધર્મો પ્રજાયે કર્યાં હતાં પણ કાંઇ કામ આવ્યું નહીં. આખર તારીખ ૩૧ મધ્યરાત્રે ૧૨-૪૦ વાગે તેઓનું પ્રાણોત્ક્રમણ થયું. તે વખતે તેઓની પુત્રીઓ, પુત્રો, જમાઇ અને મુંબઇ પુનાના અનેક સ્નેહીઓ તેઓ પાસે હતા. આ શોક સમાચાર સરદારગૃહ પાસે ઉભેલાં માણસોને જણાવતાં હજારો માણસો મુક્તકંઠે રૂદન અને શોક કરવા લાગ્યા. આખા શહેરમાં રાત્રે વર્તમાન ફેલાઇ ગયા. નાટકશાળાઓમાં આ ખબર પડતાં તેના મેનેજરોએ પ્રેક્ષકોને આ કરૂણાજનક બનાવ સંભળાવી અધુરાં નાટકો બંધ રાખ્યાં. સવારના વર્તમાનપત્રોદ્વારા આ ખબર મુંબઇના દરેક ખુણામાં પ્રસરી ગઇ અને લાખો માણસો તેઓનાં દર્શન કરવા સરદારગૃહ તરફ એકઠાં થવા લાગ્યાં. ૮ વાગતામાં ધોબી તળાવથી ક્રાફર્ડ મારકીટ સુધીના તમામ માર્ગો બંધ થઇ ગયા લોકમાન્યના દર્શનનો છેલ્લો લાભ દરેક લઇ શકે એવા હેતુથી સરદારગૃહના પહેલા માળના કઠોડાની બારીમાં એક સુખાસન ઉપર શબને પધરાવ્યું હતું. હજારો સ્ત્રીઓ તે મહાપુરૂષનાં છેવટનાં દર્શન અને પૂજા કરવા આવતી હતી. સ્ત્રીઓ લોકમાન્યના શબને પુષ્પ ચંદનથી વધાવી તેઓના ચરણમાં ભેટ ધરતી, અને તેઓને ચરણે પડી નમસ્કાર કરતી હતી. તેઓનું પ્રતાપી વદન કરમાયું નહોતું, ઉલટું અધિક તેજસ્વી દેખાતું હતું. સરદારગૃહના દરવાજા ઉપર શોક દર્શક કાળા વાવટા લટકાવ્યા હતા. રસ્તે ઉભેલા લોક શોકસાગરમાં ડુબી ગયેલાં દેખાતાં હતા. મનુષ્યસાગરના ઉછાળાથી ટ્રામ અને ગાડીઘોડા કે મોટરોનો વ્યવહાર અટકી પડયો હતો. પગે ચાલનારાઓ પણ એ રસ્તા ઉપર મુશ્કેલીથી પસાર થઇ શકતા હતા. મુંબઇના અને આખા હિંદના ઇતિહાસમાં આ બનાવ નોંધવા જેવો ગણાશે

લોકમાન્યની સ્મશાનયાત્રામાં ભાગ લેવા તથા તેઓનાં છેવટનાં દર્શન કરવા આસપાસના ગામોમાંથી હજારો માણસો આવી પહોંચ્યાં હતાં. અને પુનેથી એક વધુ સ્પેશીઅલ ટ્રેન પણ આવી હતી. ભજન ગાનારી ટોળીયો પણ લોકોને વધુ શોકાતુર કરતી હતી. લોકમાન્ય ઉપર પુષ્પોનો વરસાદ થઇ રહ્યો હતો, અને તેઓના વદનનું દર્શન મુશ્કેલીથી થતું હતું. આખા શહેરમાં બે દિવસ હડતાળ પડી હતી. મીલો પણ બંધ થઇ હતી, લાખો મજુરો તિલક મહારાજનાં દર્શન કરવા ઉતરી પડયા હતા.

## લોકમાન્ય ગયા !!!.

લોકમાન્યના શબને પોણા બે વાગતાં પાલખીમાં પધરાવ્યું અને પાલખી બહાર નીકળતાં મનુષ્યોના મસ્તકોનો જાણે સમુદ્ર ઉછળતો હોય તેવો દેખાવ થઇ રહેલો લોકમાન્યનું સરઘસ અબ્દુલરહેમાન સ્ટ્રીટમાંથી શરૂ થયું માર્ગમાં સ્ત્રીઓ અને પુરૂષો સેંકડો ઠેકાણે પુષ્પથી વધાવતા નેત્રોમાં અશ્રુ લાવી પ્રણામ કરતા અને તિલક મહારાજનો જયજયકાર બોલાવતા પોતાનો શોક પ્રકટ કરતા હતા. જુમ્મા મસીદ નજીક સેંકડો મુસલમાન સ્ત્રી પુરૂષો દર્શન માટે ઉભાં હતાં તેઓએ પુષ્પની વૃષ્ટિ કરી. ઝવેરી બજાર, મારવાડી બજાર, ભુલેશ્વર રસ્તો, કાવસજી પટેલ તળાવ, ગીરગામ બેક રોડ સેંડ હર્સ્ટ રોડ એ મોટા રસ્તાઓમાં થઇ ઉતરે ચોપાટીના મેદાનમાં સરઘસ પોંચ્યું સરદારગૃહમાંથી નિકળી ચોપાટીએ પોંચતાં ૫ કલાક લાગ્યા. સરઘસમાં સર્વ જાતિના સર્વ દરજ્જાના નાના મોટા આજસુધીમાં ક્યાંય નહિ દેખાતા લોક જોવામાં આવ્યા. સરઘસમાં ૫ થી ૬ લાખ માણસો હતાં અને તેટલાજ માણસો ઘરબાર શેરી વગેરે ઠેકાણે દર્શન કરવા ઉભેલાં હતાં. મહાત્મા ગાંધી, મી. જમનાદાસ, મી. શૌકતઅલી, ડો. કિચલુ, મી. છોટાણી વગેરે ગૃહસ્થોએ પણ લોકમાન્યની પાલખીને ખાંધ આપી. ચોપાટી ઉપર પુષ્કળ મેદાન છતાં બેહદ ગરદી થઇ. શે. કાવસજી જહાંગીર, વસંતરાવ દાભોલકર, શેઠ જમનાદાસ વગેરેની ખટપટથી ચોપાટીના મેદાનમાં ગણપતિ વિસર્જન કરવાની પવિત્ર જગ્યાએ લોકમાન્યના શબનો દહનવિધિ થયો. એ મુંબઇના ઇતિહાસમાં અપૂર્વ બનાવ છે. એક પારસી ગૃહસ્થે ચિતા માટે એક ખાંડી સુખડનાં લાકડાં તથા બીજા હિન્દુઓએ સુખડનાં લાકડાં મોકલ્યાં હતાં. સુખડના લાકડાની ચિતામાં શબને પધરાવી દહનવિધિ શરૂ થતાં લોકોનો આક્રંદ હૃદય ફાડી નાખે તેવો થયો ત્યાંપણ હિન્દુ મુસલમાન પારસી સ્ત્રી પુરૂષો તેઓની ચિતાની પ્રદક્ષિણા કરતાં હતાં. બ્રાહ્મણો મંત્રો ભણતા હતા. સમુદ્ર કિનારે પાલખી પહોંચ્યા પહેલાં લાલા લજપતરાય આવ્યા અને ખાંધ આપી હતી લોકમાન્યના શબને ગદ્‌ગદ કંઠે નમસ્કાર કર્યા. ત્યાર પછી દહનવિધિ ચાલુ થય તે વખતે એક યુવાને શોકના આવેશમાં હાય હિન્દનો હીરો ગયો હાય હિન્દનો પિતા ગયો એમ કહી ચિતામાં કુદકો માર્યો ત્યારે તેને ઘણી મુશ્કેલીથી બહાર કાઢવામાં આવ્યો તે શરીરે ઘણું દાઝી ગયેલો હોવાથી હાલ ઇસ્પીતાલમાં છે. એ પ્રમાણે લોકમાન્યની સ્મશાન યાત્રાનો સમારંભ કલ્પનાતીત થયો મુંબઇ શહેરમાં અથવા હિન્દના કોઇ પણ શહેરમાં આવી રીતે સર્વ જાતીનો લોક સમુદાય એકત્ર થઇ પોતાના નેતાને છેવટનું માન આપ્યું હોય એવો આ પહેલો બનાવ છે.

લોકમાન્ય તિલકનું જીવન ખાનગી કરતાં સાર્વજનિક વધુ છે. લોકોના જાણવામાં નહીં હોય એવી કોઇ વાત ભાગ્યેજ તેઓના જીવન ચરિત્રમાંથી કાઢી શકાશે. લોકમાન્યના જીવનમાં જે જે બાબત બનતી તે ઘણેભાગે પ્રજા સાથે સંબંધવાળીજ હતી અને તે દરેક વખતે પ્રગટ થતી એટલે આખા હિંદમાં લોકમાન્યના જીવન ચરિત્રનો ઘણો ભાગ તો અગવતજ છે.

તેઓનો જન્મ ઇ. સ. ૧૮૫૬ સાલમાં જુલાઇની ૨૩ મી તારીખે (શકે '૧૭૭૮' અશાડ વદ છઠ રોજ) થયો છે. ઇંગ્રેજી તિથી પ્રમાણે પાંસઠમું વર્ષ ઉતરી છાંસઠમું વર્ષ બેસતાં તેઓ કૈલાસવાસી થયા. તેઓની જન્મભૂમિ રત્નાગિરી શહેરમાં ચિત્પાવન બ્રાહ્મણ વર્ગમાં તેઓનો જન્મ થયો. ઇંગ્રેજ અને ચિત્પાવન બ્રાહ્મણ એ બન્નેમાં ઘણેભાગે દ્વેષબુદ્ધિ ચાલી આવે છે મહારાષ્ટ્રમાં આજ ઇંગ્રેજી રાજ્ય છે, ત્યાં તેઓની પહેલાં ચિત્પાવન બ્રાહ્મણ રાજા હતા. ઇંગ્રેજોયે ચિત્પાવનનું રાજ્ય લીધું. એટલે ચિત્પાવનો ઇંગ્રેજોનું રાજ્ય લેવાના છે, એવા સંશયને લઇ પરસ્પર વેરભાવ ચાલ્યો આવતો હોય એમ જણાય છે. લોકમાન્યનું મૂળ ગામ દાપોલી તાલુકામાં ચિખળગાંવ નામનું ગામ છે. ત્યાં તેમની ખેડ છે, તોપણ તેઓના વડિલો વિદ્યાવ્યાસંગી હતા. ગણિત અને સંસ્કૃત એ બે વિષયમાં પ્રવીણતા તેઓએ પોતાના પિતા પાસેથી મેળવેલી હતી. તેઓના પિતા ગંગાધરનો ધંધો શિક્ષણનો અને પોતે વૈય્યાકરણી હોવાથી લોકમાન્યે નાનપણમાં સંસ્કૃતનો અભ્યાસ જુની શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે કરેલો હોવાથી તેઓનું સંસ્કૃત જ્ઞાન ઘણું ઉંચું થયું. પોતાની ૧૦ વર્ષની ઉમરે તેઓ પુનામાં આવ્યા. તે પછી તેઓનું આખું જીવન પુનામાં ગયુ. ૧૬ મે વર્ષે મેટ્રીકયુલેશનની પરીક્ષા આપ્યા પછી ૧૮૭૩ની સાલમાં તેઓ ડેક્કન કોલેજમાં ગયા. ત્યાં તેઓએ વિદ્યા સાથે શરીર સંપત્તિ પણ ઉત્તમ મેળવી. બી એ થયા પછી એલ એલ. બી.ના અભ્યાસ તરફ વળ્યા. તેઓના પિતા વગેરેની ઇચ્છા તિલક મુનસફ થાય એમ હતી, પણ તેઓના મનમાં સરકારી નોકરી કરવાનું કદિપણ આવ્યું નહીં. તે અરસામાં તેઓના પિતા મૃત્યુ પામવાથી પૈસા કમાવાનું દબાણ કોઇ કરે એમ રહ્યું નહીં એટલે ચિપલુણકરનું ઉજ્વળ અને નવીન ધ્યેય લોકમાન્યે સ્વીકાર્યું.

લોકમાન્ય કહેતા કે "જુઓ પ્રારબ્ધથી મનુષ્યનું ચરિત્ર કેવું બને છે તે. મારે શિક્ષક પ્રોફેસર થવું, વિશેષ કરી કોઇ પણ બાબતમાં સંશોધન કરી નવીન મત પ્રતિપાદન કરનારા ગ્રન્થ લખવા એમ મને લાગતું પણ છેવટે જોઉ છું તો મેં પોતે કાઢેલી શાળા અને કોલેજ છોડી દઇ રાજકારણમાં હું પડયો. મને લખવાનો અંતઃકરણપૂર્વક કંટાળો, એમ છતાં મારૂં આખું જીવન વર્તમાનપત્રોના સંપાદકના ધંધામાં ગયું" પણ આ બધો ખેલ પ્રારબ્ધનો કહી શકાય નહીં. કારણ લોકમાન્યને ગ્રન્થકાર કે પ્રોફેસર થવું તું શા માટે ? અને તેઓએ વર્તમાનપત્રો હાથમાં લીધાં અને પોતાને નહીં રૂચનારૂં લખવાનું કામ પોતાપર ઓઢયું તે શા માટે ? એનો સૂક્ષ્મ વિચાર કરવાથી મૂળ હેતુ અને પ્રત્યક્ષ ક્રિયા એમાં ઝાઝો અંતર પડતો નથી એમ દેખાશે. તિલકને પ્રોફેસર થઇ ગ્રન્થો લખવાતા તે એટલા માટે કે જે પરકીય વિચારોના દબાણ નીચે આપણી બુદ્ધિ દબાઇ ગઇ છે તે વજન બની શકે તેટલું દૂર ફેંકી દેવું તેઓને જણાતું કે આપણા લોકોની બુદ્ધિ કાંઇ કમી નથી. આપણી સંસ્કૃતિ અને વિદ્યા બન્ને ઓજસ્વી છતાં કોઇ પણ વિષયમાં જોશું તો આપણો ઇંગ્રેજી પ્રોફેસર અગ્રેસર. તેનેજ સર્વ

પ્રકારનુ માન તેનેજ બધા મુગે મોઢે આદર આપે તેનીજ સ્તુતિ ગાય; અને તેઓના સિદ્ધાંતરૂપી હુકમ ગમે તેવા ખોટા સાચા, તર્કમા ન ઉતરે તેવા અને હીંદી લોકોને અપમાન કરનારા હોય તોપણ માથે ચઢાવવામા આવે એવી બાબતોની ચીડ લોકમાન્યને વિદ્યાર્થી દશામાજ આવી હતી એક વર્ડસ્વર્થ સિવાય બીજા કોઇ પણ પ્રોફેસરને માટે તેઓ લેશ પણ માન ધરાવતા નહીં. તેઓનો અધ્યયનનો વિષય ગણિત હતો અને તે વિષયના તેઓને મળેલા બન્ને પ્રોફેસરો બુદ્ધિ સામર્થ્યની દૃષ્ટિએ તુચ્છ અને તિરસ્કરણીય છતા એ પ્રોફેસર દગના મોઢે પગાર લ્યે છે એટલુજ નહીં પણ ઉલટુ પોતાનુ શ્રેષ્ઠપણુ બતાવે છે એ વાત તિલક જેવા તેજસ્વી અને માનધન પુરૂષને કેમ રૂચે ? આવા અબુધ ઇગ્રેજો હિંદમા ગ્રન્થકાર અને શિક્ષક તરિકે આવી શકે છે, તેનુ મૂળ કારણ વિદેશી રાજ્ય અને વિશેષત ઇંગ્રેજોની સ્વાર્થી રાજ્યપદ્ધતિ એ તેઓને વિદ્યાર્થી દશામાજ માલુમ હતુ

ઇ સ ૧૮૭૯ને સુમારે એટલે તિલક એલ. એલ. બીનો અભ્યાસ કરતા હતા, અને ભવિષ્યના પોતાના આયુષ્યક્રમ બાબત પોતાનો વિચાર ચલવતા હતા, તે અરસામાં કે વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર સરકારી નોકરીનું રાજીનામુ દઇ પુને આવ્યા. અને તા ૨ જાનેવારી ૧૮૮૦ રોજ મોરોબા દાદાના વાડામા ન્યુ ઇંગ્લીશ સ્કુલની સ્થાપના કરી તેમા લો. તિલક જોડાણા પણ યુરોપીયન પ્રોફેસર પોતાના વ્યાખ્યાનોમાં વિદ્યાર્થીઓને અવળો ઉપદેશ આપે છે, અને આપણાજ પૂર્વજોની નિંદા શિખવે છે, એવુ જણાતાં તેના ઉપાય તરીકે અને તે બાબતમા બધાઇ ગયેલા લોકમતને કેળવવા માટે તેઓને છાપનાનુ અને વર્તમાનપત્રની જરૂરી જણાઇ કોઇપણ ઉદ્યોન્મુખ રાષ્ટ્રને શરૂઆતની ચળવળમાં છાપખાના લેખનકળા અને વક્તૃત્વ એનીજ જરૂર વિશેષ હોય છે. એમ વિચારી કેસરી એ મરાઠી અને મરાઠા એ ઇંગ્રેજી એ બે પત્ર કાઢવાનુ નક્કી થયું તે પત્રો પોતાની માલિકીના છાપખાનામા સને ૧૮૮૧ના જાનેવારી મહીનાથી પ્રસિદ્ધ થવા લાગ્યા શરૂઆતમાજ કોલ્હાપુર પ્રકરણ ઉપર કડક લેખ આવ્યા તેનુ છેવટ એમ આવ્યુ કે ૪ મહિનાની સાદી કેદની શિક્ષા તેઓને થઇ ૧૮૮૧ સાલથી જે હથિયાર સરકારે લો તિલકપર ઉપાડયું તે ૧૯૧૬ સાલ સુધી નીચે મુકયુ નહીં તે મુદત દરમ્યાન લોકમાન્ય ઉપર ૩ રાજદ્રોહના ગુન્હા કર્યાનો આરોપ આવ્યો અને બે ગુન્હા મળી ૭ વર્ષની કેદ તેઓએ ભોગવી

ન્યુ ઇગ્લીશ સ્કૂલ અને ફર્ગ્યુસન કોલેજ સાથેનો સબધ ૧૮૯૦ સાલમા તેઓને છોડવો પડયો, પણ શાળામા જન્મેલા 'કેસરી' 'મરાઠા' પત્રો સાથે તેઓનો પ્રથમનો સબધ સન ૧૮૯૧ સાલથી વધુ નિકટનો બન્યો કેસરી અને મરાઠા પોતાના હાથમાં લેવાની ઇચ્છા થવાનુ કારણ. પોતાનું ગુજરાન ચલાવવુ એ નહોતું પણ સાર્વજનિક ચળવળનુ એક જોરદાર સાધન પોતાના હાથમા લેવુ એ હતુ. ૧૮૯૧ સાલમાં કેસરી અને મરાઠા માલેકીહકથી સાત હજાર રૂપિયાના કરજના બોજા સાથે ખરીદ્યા

તે કર્જ પાછળનાં ૧૦ વર્ષ સુધી લો. તિલક ભરી શકયા ન હોતા. ૧૮૯૭ સાલમાં તેઓપર રાજદ્રોહની પહેલી ફરીયાદ થઇ ત્યારે લોકમાન્યની પાસે ૧ રૂપિયો પણ સીલક ન હોતો અને વર્તમાનપત્રો ઉપર કરજ હતુ ! ૧૮૯૧ સાલમાં કેસરીના ગ્રાહક ૪ હજાર હતાં તે ૧૮૯૭માં ૭ હજાર થયાં. ૧૮૯૮ સાલમાં લો. તિલક તુરંગમાંથી છુટી આવ્યા ત્યારે વર્તમાનપત્ર ઉપરનું કરજ ઉતર્યું હતું અને વડિલોપાર્જિત ૩ પીંજવાનું કારખાનું પડી ભાંગ્યું હતું પુનાના પ્લેગને લીધે વકીલી અભ્યાસ કરાવવાનો વર્ગ પણ બંધ થયો એટલે તે પછી લોકમાન્યને નિર્વાહનું સાધન "કેસરી" જ એકલું રહ્યું તે પછી તેઓની લેખિનીના પ્રભાવે કેસરીના હજારો ગ્રાહક વધી પડયાં. શ્રી ગાયકવાડ સરકાર પાસેથી ખરીદેલી એક વિશાળ જગામાં નવી ઇમારતો નવાં યંત્રો વગેરે સુધારણા થઇ તેમાં હજી પણ કેટલીક અધુરી છે. લોકમાન્ય વિલાયતથી એક નવીન છાપવાનું યંત્ર લઇ આવ્યા છે તેમાં દર કલાકે હજારો કોપી છપાઇ જાય છે; તે હમણાંજ ઉભું કરવામાં આવ્યું છે. અને તે યંત્ર ચાલુ થયે આવતી સાલથી કેસરી દર અઠવાડીયામાં બે વખત છાપવાની તેઓએ યોજના કરી હતી એ યોજના સફળ થઇ નવા યંત્રથી કેસરીને નવા રૂપમાં નિકળેલું લોકમાન્યે નજરે જોયું નહીં એ બાબતનું મોટું દુઃખ ઉપજે છે.

કેસરીપત્ર મરાઠી ભાષામાં હોવાથી એક પ્રાંતમાં તેનો પ્રચાર છે તો પણ તેના વાંચનારાઓની સંખ્યા હિન્દુસ્થાનના કોઇપણ વર્તમાનપત્રના વાંચનારાઓ કરતાં અધિક (પ્રાયઃ ૫૦ હજાર) છે એ નિર્વિવાદ છે અને કેસરીની હિન્દી અને ગુજરાતી ભાષામાં આવૃત્તિ નીકળે તો તે તે ભાષાના કોઇ પણ વર્તમાનપત્ર કરતાં તેના વાંચનારા અધિક મળે એ પણ નિઃસંશય વાત છે. અર્થાત્ લોકમાન્યે જે હેતુથી કેસરી હાથમાં લીધું તે તેઓએ કેસરી હાથમાં લીધા પછી ૨૦ વર્ષમાં પૂર્ણપણે યથાર્થ કરી દેખાડયું અને તે હેતુ એ કે રાષ્ટ્રીય જાગૃતિ અને સાર્વજનિક ચળવળ. "આખા અઠવાડીઆ સુધી કેસરીમાં લખવાનો વિષય મારા મગજમાં ઘોળાયા કરતો" એમ લો. તિલક કહેતા પણ લખવાનું કામ તો એક કે બે દિવસમાંજ પૂરૂં કરી, બાકીના બચતા વખતમાં તેઓ રાષ્ટ્રીય જાગૃતિનો અવાંતર ઉદ્યોગ ચલાવ્યે રાખતા. અને તેનુંજ ફળ કેસરીની લોકપ્રિયતા છે; અને તેથીજ જન્મારામાં કેસરી કોઇ દી વાંચ્યું નથી એવા પરપ્રાંતીય લોકોના મનનું પણ કેસરી આકર્ષણ કરે છે. લેખ લખવા સાથે તેઓમાં જે ઉત્તમ ગુણ હતા તેથીજ હિન્દુસ્થાનના સર્વ આબાલવૃધ્ધોને તેઓનું નામ પરિચિત થઇ ગયું છે; એટલુંજ નહીં પણ પ્રિય પણ થઇ પડયું છે. તે ગુણ એટલે મુખ્યત્વે કરી દેશભક્તિ, ધૈર્ય, એકનિશ્ચયપણું, સ્વાર્થત્યાગ.

લોકમાન્યના લેખમાં ચિત્તાકર્ષકપણું, રાષ્ટ્રીય દૃષ્ટિ અને મર્મજ્ઞાન એ એટલું બધું પરાકાષ્ઠાએ પહોંચેલું દેખાય છે કે તેથી તેઓના મિત્રોમાંજ નહીં પણ તેઓના શત્રુઓમાં પણ વાહ વાહ કહેવાય છે. સરકારી અધિકારી સરકારી નોકર તરીકે તેઓની સ્તુતિ કરી

શકતા નથી પણ ખાનગી રીતે બોલવાનો પ્રસંગ આવતા અનેક પ્રસંગે અધિકારીઓ પણ મહાન્ આદર બતાવે છે મુંબઇના ટાઇમ્સપત્રે લો તિલકના મૃત્યુની નોંધ લેના તેમાં એક લાયક પત્રને ન શોભે તેવું લખ્યું છે પણ ટાઇમ્સને તેઓ પોતાના કટ્ટા શત્રુ છતાં લોકમાન્યના કેટલાક ગુણ તેનાથી નાકબુલ કરી શકાયા નથી ટાઇમ્સ કહે છે ' મી. તિલકની બુદ્ધિ શક્તિ વખાણવા જેવી હતી. તેઓના સંશોધક ગ્રન્થોની મોટા મોટા પ્રસિદ્ધ વિદ્વાન્ પંડિતોએ માન્યતાદર્શક સ્તુતિનિજ કરેલી છે. જે ચળવળનું કામ તેઓએ આખી જીંદગી કર્યું તેમાં તેઓનુ ધૈર્ય, સાહસ અને અખંડ ઉત્સાહ દેખાતા હતા. તેનાં ભાષણો અને લેખ સાંભળનારા અને વાંચનારાઓને પણ તેની ફરી આવૃત્તિ કિંવાં રૂપાંતર થયા છતાં તેઓના મન ઉપર તેનું પરિણામ કેટલું થાય છે એનું કોઇને પણ આશ્ચર્ય લાગે છે. તેઓની ભાષા પદ્ધતિ અતુક ણીય છે. " આવા કર્તૃત્વવાન્ ધૈર્યશીળ અને ઉદ્યોગી પુરૂષને હાથે ઘણી ભુલ થઇ છે એમ કહેનારા ટાઇમ્સ જેવા તેઓના શત્રુઓ પણ લોકમાન્યના અમૂલ્ય ગુણોની સ્તુતિ કર્યા શિવાય નિંદા કરી શકે એમ નથી.

સરકારને લાગતુ કે આવો બુદ્ધિમાન સાહસી કર્તૃત્વવાન્ પુરૂષ આપણને મળ્યો હોયે તો કેટલી મજા આવત સરકાર અને તિલક એ બન્ને વચ્ચે ક્વચિત્ કોઇ બાબતમાં મતૈક્ય થતાંજ સરકારે તે મતૈક્યને અમૂલ્ય ગણી તેનો પ્રસક્ષ ઉપયોગ કરી લેવાનીજ ઇચ્છા દેખાડી. સમાજ સુધારકોને સમાજ સુધારણ એજ વિષય પ્રિય હોવાને લીધે તેઓને એમ લાગતુ કે આવો કર્તવ્યપરાયણ ભડ પુરૂષે સમાજ સુધારણાનો પ્રશ્ન હાથમાં લીધો હોય તો અપૂર્વ પ્રગતિ કરી શકત. તિલકની કોઇ પણ પ્રકારની 'સહાનુભૂતિ મેળવવા માટે તેઓ આતુર રહેતા તેમજ જે જે સહાનુભૂતિ સૂચક વાક્યો તિલકના મુખમાથી નિકળતા તેનો તુરત ઉપયોગ કરતા. પણ તિલકે પોતાનું આયુષ્ય દેશભક્તિ દેશની રાજદ્વારી પ્રગતિ કરવામાંજ ખર્ચવાનો સંકલ્પ કરેલો એટલે જુદા જુદા વર્ગના લોકોને તેઓ સંતોષ ન આપી શકે એ બનવા જોગ છે. તેથી જુદા જુદા સમાજ સાથે તેઓ નિકટ સંબંધ ન જાળવી શક્યા હોવાથી તેઓ અસંતુષ્ટ થાય એમાં શક નથી. તથાપિ લોકમાન્યે જે વિષય પોતાનો કર્યો તેમા તેમણે અલૌકિક ગુણ અને બુદ્ધિ પ્રગટ કરી એમ તેઓના પ્રતિસ્પર્ધિઓ પણ કબુલ કરે છે. સર ચંદાવરકર અને લોકમાન્યનો એકમત મળવાનો યોગ આખી જીંદગીમાં ક્વચિતજ આવ્યો હશે તો પણ હાલમાં તેમના મુખમાંથી તિલક સંબંધે 'ગ્રેટ' એટલે મહાનુભાવ એવું વ્યક્તિવર્ણન નિકળે છે. સરકાર સાથે વ્યવહારમાં આવતાં પરાકાષ્ટાનું નિર્ભયપણું એ એક અલૌકિક ગુણ તિલકમાં હતો સરકાર સંબંધે પ્રજાજનોના મનમાં અનેક વર્ષોની ટેવને લીધે થયેલી વધુ પડતી નમ્રતા ઉખેડી નાખી રાષ્ટ્રીય સ્વાભિમાન લોકોના મનમાં પ્રકટાવ્યું એ તેઓની કામગરી અમૂલ્ય અને નિશ્ચિત હતી. લોકમાન્ય સરકાર સંબધે લેખ અને વ્યાખ્યાનદ્વારા પ્રજા સમક્ષ આક્ષેપ કરતા ત્યારે લોકોને કદી પણ એમ લાગ્યું નથી કે તે અયોગ્ય છે પણ તેઓને

એજ આશ્ચર્ય લાગતું કે આજસુધીમાં અનેક વિદ્વાન્, પંડિત, વ્યવહારજ્ઞ, સમયજ્ઞ અને દેશભક્ત થઇ ગયા પણ સરકારને નિર્ભયપણે સ્પષ્ટ બોલનારો માણસ તો આજ પહેલો. સરકાર વિરૂદ્ધ સ્પષ્ટ બોલવાનું વ્રત લોકમાન્યે પ્રથમથીજ લીધું તે આખર સુધી પાળ્યું. તેઓની રાજદ્વારી ચળવળમાં નિર્ભયતા, સાહસિકપણું વગેરે ગુણો સાથે કાયદાની દૃષ્ટિમાં પણ ઉત્તમ કૌશલ્ય જણાતું હોવાથી સરકારને તેઓની રાજકીય હિલચાલમાં મોટી ભીતિ લાગતી. સરકારની પાસે સર્વ સાધનો ભરપૂર, પૈસા જોઇએ તેટલા, પૈસાથી વશ થનારા બુદ્ધિમાન્ માણસો જોઇએ તેટલાં, અધિકારનો શસ્ત્રભંડાર ભરેલો, બ્રીટીશ સામ્રાજ્યના ગ્રહ ઉંચના વગેરે. ત્યારે બીચારા તિલક પાસે કાંઇ નહીં; માત્ર હરીફરી મગજ, જીભ અને લેખણ. એમ છતાં આ નિર્ધન, નિઃશસ્ત્ર, નિઃસૈનિક યોદ્ધાની ચડાઇનો ભય કોઇને શા માટે લાગવો જોઇએ? પણ ટાઇમ્સના કહેવા પ્રમાણે તે ભય લાગતો હતો ખરો. ચિરોલ સાહેબે " હિન્દુસ્થાનમાં અસંતોષ " નામના પુસ્તકમાં લો. તિલકને " એકંદર હિન્દુસ્થાનમાં ખળભળાટ ઉત્પન્ન કરનાર " એવી અને રૌલેટ કમીટીના રીપોર્ટમાં પણ તેવી પદવી આપી છે. તેઓયે લો. તિલકને કલંકિત કરવાના હેતુથી ભલે તેવી પદવી કે વિશેષણ આપ્યાં હોય પણ લો. તિલકના અભિમાની ભક્તોની નજરમાં તો તે વર્ણન તેઓ માટે બહુ માનારપદ છે. સરકાર તરફથી આવી નીંદા મેળવવાનું ભાગ્ય સેંકડોમાં એકાદાનુંજ હોય છે. જે લો. તિલકે પોતાના ચારિત્ર્યનું રક્ષણ કરી સરકાર સાથે અને બીજા અનેક શત્રુ સાથે આખી જીંદગી યુદ્ધ કરી " રાષ્ટ્રીય પ્રક્ષોભનો આદ્યગુરૂ " એ પદવી સરકાર તરફથી મેળવી મરણ પર્યંત ટકાવી તેઓની સ્તુતિ કરવા માટે તેઓના મિત્રોએ જુદા શબ્દ વાપરવાની જરૂરી નથી. લોકમાન્ય એ પદવી એકંદર સ્પૃહણીય છે. પણ " રાષ્ટ્રીય ચળવળના આદ્યગુરૂ " એ પદવી તેના કરતાં પણ સ્પૃહણીય નથી કે? તિલક મહારાજે ચિરોલ સાહેબ ઉપર ફરીયાદ માંડી હતી. તે " ફાદર ઑફ ઇંડિયન અનરેસ્ટ " એ શબ્દ માટે નહોતી. કેવળ ખાનગી ચારિત્ર્ય ઉપર પ્રહાર કરવા સરખી અને તે પણ ખોટી એવી બાબતો ચિરોલ સાહેબની બુકમાં હતી. તે માટેજ ફરીયાદ કરેલી. "ફાદર ઑફ ઇંડિયન અનરેસ્ટ" એ શબ્દ ગમે તેવા ભાષ્ય સાથે કોઇ ઉચ્ચારે તેમાં નિંદાનો લવલેશ પણ નિકળી શકતો નથી. 'લોકમાન્ય' આ શબ્દ પૌઢ છે, પણ " ફાદર ઑફ ઇંડિયન અનરેસ્ટ " એ શબ્દમાં લો. તિલકના પરાક્રમનું ગહન ગંભીર ગુણવર્ણન છે.

ઇ. સ. ૧૮૮૨ની સાલમાં કોલ્હાપુર પ્રકરણ વખતે લોકમાન્યની ઉમર ૨૬ વર્ષની હતી. તે કેસમાં તેઓએ કાયદાનું જ્ઞાન અને શિક્ષા ભોગવવાનું અપૂર્વ ધૈર્ય દેખાડ્યું હતું. ૧૮૮૮-૮૯ના વર્ષમાં લો. તિલકે ક્રાફર્ડ મામલતદાર પ્રકરણમાં જે ચાતુર્ય બતાવ્યું તેથી તેઓની ઉદ્યોગશીલતાનો પુરાવો પુનાની પ્રજાને મળ્યો. ૧૮૯૧ની સાલમાં સમ્મતિબિલના પ્રસંગે લો. તિલકે ડો. ભાંડારકર વગેરે પંડિતો સાથે શાસ્ત્રાર્થ કર્યો; તેમાં તેઓની કુશાગ્ર

બુદ્ધિ, સંસ્કૃત ગ્રન્થોનું ગાઢ પરિશીલન, વાદવિવાદની ઉત્તમ હથોટી લોકોના જોવામાં આવી. 'સમ્મતિનું વય' વધારવા માટે તાત્વિક કે નૈતિક દૃષ્ટિએ લો. તિલકની સમ્મતિજ હતી. માત્ર મુખ્ય મુદ્દો એજ હતો કે ધાર્મિક વિષયમાં સરકારે હાથ ઘાલવો નહીં. જરૂરની સુધારણા લોકમતથી કરવી. એ વાદ પછીજ લો. તિલકનું નામ મુંબઇ ઇલાકામાં પ્રસિદ્ધ થયું. ૧૮૯૨-૯૪ સાલમાં હિંદુ મુસલમાનનો કજીઓ ભયંકર થયો. તેમાં ખરો દોષ સરકારી અધિકારીઓનો હતો, એમ જણાવી આપ્યું ત્યારે હિંદુઓને જણાયું કે આપણો કોઇ એક રક્ષણકર્તા છે ખરો. ૧૮૯૪ સાલમાં બાપટ કમીશન પ્રકરણમાં લો. તિલકે અપૂર્વ બુદ્ધિ બળ દેખાડયું. પ્રતિપક્ષી ફિરોજશાહ મેતા વગેરેને હરાવી પરોક્ષ રીતે વડોદરા સરકારને મોટી મદદ કરી. મિત્ર માટે પોતાનું સર્વસ્વ ખરચી નાખવાનો લો. તિલકનો ગુણ બાબા મહારાજ પ્રકરણ પહેલાં બાપટ કમીશનના ઇતિહાસમાં મનોરંજક રીતે મળી શકે છે. ૧૮૯૫ સાલ પહેલાં લો. તિલકની કામગરી મહારાષ્ટ્રને એટલી બધી પસંદ પડી હતી કે મધ્ય ભાગને કાયદા કોંન્સીલની ચુંટણીની એક જગા મળતાંજ તે મતદારોએ લો. તિલકને આપી. ૧૮૯૭ સાલમાં પ્લેગને લીધે તથા પ્લેગ નિવારક જુલમી ઉપાયોને લીધે લોક અને સરકાર વચ્ચે જે ખટપટ થઇ તેમાં તકરારીપણાનું પ્રથમ માન પુના શહેરે મેળવ્યું. એ વખતે લો. તિલકે કરેલી લોકસેવા ઘણીજ વિધાયક હતી. તેઓના પ્રયત્નથી ખાનગી દરિપતાળું નીકળી, જડતી લેવા વગેરેની હેરાનગતિ ઓછી થઇ. લો. તિલકે કરેલી લોકસેવા વિકૃત કરી દેખાડવા માટે રેંડસાહેબના ખુનની જવાબદારી લો. તિલકની ચળવળ ઉપર નાખવાનો યત્ન થયો - થોડા વખતમાં સરકારને પોતાના કારભારની ભુલ કબુલ કરવી પડી અને તે બધી પ્લેગપ્રતિબંધક ઉપાયોને નામે જે જુલમી કૃત્યો થતા તે અટકયાં, પણ ૧૮૯૭ સાલમાં લો. તિલક ઉપર થયેલી ફરીયાદને લઇ નહક એક વર્ષ તુરંગવાસ તેઓને ભોગવવો પડયો. આખર પ્રો. મેકસ મુલર વગેરેની ભલામણોથી તેઓનો છુટકો થયો. હિંદુસ્થાનમાં રાજદ્રોહનો એ મહત્વનો પહેલોજ કેસ હતો એ કેસે લો. તિલક ઉપર આખા હિંદુસ્થાનની સહાનુભૂતિ ઉત્પન્ન કરી તેઓ માટે ફંડ જમા થયાં, મુંબઇના વેપારીઓ તેઓના જામીન પડ્યા, કલકત્તામાં ભેળા થયેલા પૈસા વડે મોકલાવેલા બેરીસ્ટરોએ તેઓને મદદ કરી. આખર નૈતિક વિજય લો. તિલકનોજ થયો.

૧૯૦૧ સાલમાં તાઇ મહારાજના દત્તક પ્રકરણની શરૂઆત થઇ. આ કેસમાં હાઇ કોર્ટના એક નિકાલ સિવાય લો. તિલકને અપયશ મળ્યું નહીં. તથા ઇસ્ટેટના કારભારપર નજર રાખવાના કામમાં તેઓનો અમૂલ્ય વખત રોકાતાં વર્ષોનાં વર્ષો નકામાં ગયાં. તે સિવાય પોતાની ગાંઠના ૩૦-૩૫ હજાર રૂપીઆ આ કેસમાં અગાઉ ખર્ચવા પડયા. પણ એક મિત્ર માટે મિત્રની કેવી ફરજ છે, તેનો મૂર્તિમાન દાખલો તેઓએ જગતને દેખાડી આપ્યો. ૧૯૦૫ સાલમાં કર્ઝનશાહીના જુલમથી સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ વગેરે

ચળવળ શરૂ થઇ અને તે બાબતમાં લો. તિલકે જે કામગીરી કરી તે આખું હિંદુસ્થાન જાણે છે. એ ચળવળનું પ્રાયશ્ચિત્ત લો. તિલકને આપવા માટે હિંદુસ્થાનમાં કોઇ ઠેકાણે અત્યાચાર થવાની રાહ સરકાર જોતી હતી. દરમ્યાન સુરતની કોંગ્રેસ ભાંગવાથી લો. તિલકની બાજુમાં પ્રજાનું કેવડું મોટું બળ છે તે જણાયાથી સરકારને વધુ દુઃખ થયું. ૧૯૦૮ સાલના એપ્રીલ મહિનામાં બોંબનો અત્યાચાર બંગાળામાં શરૂ થતાંજ સરકારે લો. તિલક ઉપર ખટલો કેમ કર્યો, તેમાં તિલકે એકાદ બેરિસ્ટર પ્રમાણે પોતાનો બચાવ કેમ કર્યો, ન્યા. દાવરે વર્તન કેવું રાખ્યું, માંડલેમાં કેદ રહી બધા આચાર્યોના ભાષ્યોને ઢાંકી દેનારૂં ગીતા ભાષ્ય (ગીતા રહસ્ય) કેવું રચાયું, હિંદુસ્થાનમાં રાજકીય પક્ષભેદ તીવ્ર થવાથી આ ખટલામાં મદદ કેવી થઇ, રાષ્ટ્રીયપક્ષ કેટલાંક વર્ષ કોંગ્રેસથી અલગ કેમ રહ્યો અને આખર ૧૯૧૪ની સાલમાં લો. તિલક કેદમાંથી છુટી આવ્યા પછી ફરી કોંગ્રેસમાં રાષ્ટ્રીયપક્ષ સામેલ થઇ તે પક્ષ મહા બળવાન્ બની પોતાના પક્ષની કોંગ્રેસ કેમ કરી લીધી, તેમાં યુદ્ધની મદદ મળવાથી સ્વ-રાજ્યની ચળવળને અનપેક્ષિત બળ કેમ આવ્યું, સ્વરાજ્ય સંઘ કેમ સ્થાપવામાં આવ્યો, તેના અધ્યક્ષ ઉપાધ્યક્ષ તરીકે લો. તિલકે સર્વ પ્રાંતમાં ચળવળ કેવી કરી, ચિરોલ કેસ અને હોમરૂલ લીગ ડેપ્યુટેશન એ બન્ને કામ માટે મહાયુદ્ધ ચાલુ છતાં વિલાયત કેમ ગયા, ત્યાં પ્રચંડ રાજકીય ચળવળ કરી મજુર પક્ષ અને ઇંગ્લાંડની પ્રજાનો મોટો ભાગ પોતા તરફ કેમ વાળી લીધો વગેરે બાબતો હાલ તુર્તની બનેલી હઇ લોકોના સ્મરણમાં હોવાથી તેનું સવિસ્તર વર્ણન કરવાની જરૂર નથી. પણ તે પ્રત્યેક કાર્ય ઉપરથી લોકમાન્યની દેશ-ભક્તિ, ધૈર્ય, નિશ્ચયીપણું, અને સ્વાર્થત્યાગ વગેરે ગુણ મૂર્તિમાન્ નજરે પડે છે. લો. તિલક એ અલૌકિક પુરૂષ હતા એ બાબતનો કોઇનો મતભેદ નથી. આપણે હિંદનો જે અર્વાચિન કે પ્રાચીન ઇતિહાસ જાણીએ છીએ તેમાં તો લો. તિલક જેવો એક પણ પુરૂષ થયો નથી કે જેણે આખા હિંદની લોકપ્રિયતા તેઓના જેટલી મેળવી હોય, કે લો. તિલકના જેટલું તેનું નામ લોકોની જીભે ચડ્યું હોય. બદ્રિકાશ્રમની યાત્રામાં મળનારા હિમાલયના પહાડના વનચર જે કૌતકથી યાત્રાળુઓ પાસે લો. તિલકની માહિતી પુછે છે તેજ કૌતુકપૂર્વક કોલંબો અને કંડી શહેરના સિંહલી લોક તેઓની પુછપાછ કરે છે. જંગલમાંના થોડી માણસાઇવાળા ભિલ્લ અને કોળી લોકો લો. તિલકનું નામ કાને પડતાંજ પરસ્પર હાથ જોડી તિલકને નમ-સ્કાર કરતા લોકોએ દેખ્યા છે. તેવીજ રીતે શ્રીમંત શેઠ શાહુકાર રાજા અધિકારી અને કેળવાયેલા લોકો પણ લોકમાન્યને એક અલૌકિક વિભૂતિ તરિકેજ માને છે અને પૂજે છે. પ્રથમ રાજેશ્રી પછી નામદાર પછી લોકમાન્ય એ પ્રમાણે ચડતી પાય-રીથી તેઓને પ્રજા તરફથી પદવી મળતી રહી અને તેઓના પરમભક્તો ભગવદવતાર તરીકે પણ પૂજે છે. કેટલાક વિદ્વન્માન્ય કેટલાક ધીગ્રેટ કિંવા મહાનુભાવ વગેરે વિશેષણો પણ રૂચિ પ્રમાણે આપે છે. પણ "લોકમાન્ય" એ પદવી આખા હિંદે માન્ય કરેલી અને તે તિલક માટેજ જાણે નિર્માણ થઇ હોય તેમ બન્યું છે, તિલક જેવો મહાપુરૂષ એકાદી સદીમાં કવચિત્ ઉત્પન્ન થાય છે. એવા પુરૂષના મૃત્યુથી દેશને કેટલી હાની

પહોચી સમજવી ? એની કલ્પના વાચનારને તુર્ત આવી શકશે નહીં લો૦ તિલકનું સન્માન કરવું, લો૦ તિલકને પ્રિય વસ્તુ સમર્પિત કરવી, તેનો આનંદ મેળવવો તેઓના ભવ્ય ગુણ વર્ણન કરતા આપણા શબ્દોજ અપૂર્ણ છે એમ લાગવું તથા તેઓની આજ્ઞા એજ ઇશ્વરાજ્ઞા ગણવી એમ માનનારા લાખો માણસો આજ હિન્દના બધા પ્રાંતોમાં છે રાજાના શબ્દનું જે માન નથી તે આજ લો૦ તિલકના શબ્દનું છે વિદ્વાન્ લોકો પણ જેઓને મુગટ વિનાનો રાજા ગણે છે તેઓની હયાતીમા પ્રત્યેક પ્રાંતમા થએલો અદ્ભુત પૂર્વ સત્કાર જેઓએ નજરે જોયો છે તેઓને આ વર્ણન અતિશયોક્તિવાળું જરા પણ ભાસશે નહિ ઉલટું રાજાના સત્કાર સમારંભમા જે કૃત્રિમપણું જોવામા આવે છે તે લો૦ તિલક માટે કદાચ પણ જોવામા આવતું નહોતું લો૦ તિલકને રાજાના હુકમ પ્રમાણે મુગટ નહોતો તેમ રાજાના હુકમ પ્રમાણે સિંહાસન પણ નહોતું તિલક સરખા રાજાનું સિંહાસન લોકોના મનોમંદીરમા અક્ષયરીતે સ્થાપેલુંજ છે લો૦ તિલક ઉપર લોકોનો જો પવિત્ર, શુદ્ધ અને દૃઢ પ્રેમ હોય તો લોકમાન્ય એ પદવી તેઓએ હવે પછી અનંતકાળપર્યંત તિલક માટેજ રાખી મુકવી જોઇએ 'લોકમાન્ય' આ શબ્દ હવે પછીના હિન્દુસ્થાનના ઇતિહાસમા કોઇ પણ ગમે તેવા મોટા માણસ માટે પણ વાપરવો નહી જોઇએ 'લોકમાન્ય' એટલે બાળ ગંગાધર તિલક એ સમીકરણ હિંદની પ્રત્યેક ભાષા હયાત હોય ત્યાંસુધી અબાધિત રહેવો જોઇએ લોકમાન્યે પોતાના આયુષ્યનો પ્રત્યેક ક્ષણ દેશ સેવામા કાઢ્યો તેઓ ૬૪ વર્ષ જીવ્યા પણ હીંદી પ્રજા જાણે એક નવયુવક ધુરંધર નેતા કે કદુગી ગયો હોય તેમજ માને છે, અને હજી તેઓ સો વર્ષનું આયુષ્ય ભોગવત તોપણ લોકોની માન્યતા તેવીજ રહેત જો પોતાનું આયુષ્ય આપી શકાતું હોત તો હિંદના સેંકડો માણસો તિલક માટે પોતાનો દેહ છોડી દેવા તૈયાર થાત પણ કાળની ગતિ અતર્ક્ય છે ભવિતવ્યતાને કોઇ મટાડી શકતું નથી આપણું એજ કર્તવ્ય છે કે તેઓની છબી આપણા અંતઃકરણમા દૃઢ કરી તેઓએ બતાવેલે રસ્તે પહોચીએ તથા અહોનિશ પ્રાર્થના કરીએ કે લો૦ તિલકનો જન્મ હિંદમા થઇ દેશનો પૂર્ણ ઉદ્ધાર થાય

હિંદી પ્રજા લોકમાન્યની વધારે મહાન્ ઋણી થઇ છે આપણે તેઓને કોઇનું સંનાકિક રાજા બાદશાહને ન મળે તેવું માન આપી કંઇક અંશે ઋણમુક્ત થયા છીએ પણ તેઓની હૈયાતીમા આપણાથી શક્ય હતું તેવું મહાન્ માન કે જે કોંગ્રેસના પ્રમુખ તરિકે વધુ વખત ચુંટવાનું હતું તે ન આપી શક્યા જો કે તેઓ વિલાયત જવાને રસ્તે પડ્યા પછી આપણે એક વખત કોંગ્રેસના પ્રમુખ તરીકે ચુંટ્યા પણ તેનો લાભ તેઓ લઇ શક્યા નહીં અને આપણે તેઓના પ્રમુખ તરીકેના હિંદી જગત્સત્તાક શબ્દો સાંભળવા અને જગત્‌ને સંભળાવવા ભાગ્યશાળી થયા નહી તેઓને આટલા વર્ષ પ્રમુખ તરિકે નહીં ચુંટવાનું કારણ તેઓની ચુસ્ત સ્વદેશભક્તિજ હતું બીજાના જેવી દુધમા અને દહીમા પગ રાખવા જેવી તેઓની દેશભક્તિ નહોતી તેથીજ તેઓ ઉગ્ર નેસનેલીષ્ટ કહેવાયા અને

તેજ કારણે હીંદી પ્રજા તેઓને પ્રમુખ તરીકે ચુંટતી અટકી હતી. પણ હવે દુનીયાની ઉથલપાથલે આપણને જણાવ્યું છે કે લોકમાન્ય આપણે ધારતા હતા તેવા ઉગ્ર ન હતા પણ તેઓની પ્રજાકીય હકોની માગણીઓ ઘણી મૃદુ જતી અને ત્યારે આપણને વધુ પશ્ચાતાપ થશે કે તેવા મહાપુરૂષને એક વખત કોંગ્રેસના વ્યાસપીઠપર બેસારવા આપણે કમભાગ્ય રહ્યા. જેઓની યોગ્યતા એટલી બધી હતી કે કોંગ્રેસના પ્રમુખ તરીકેનું માન આપવું એ અધિક ન હતું ભવિષ્યમાં હિન્દ સ્વરાજ્ય ભોગવતું થાય અને તે વખતે લોકમાન્ય હયાત હોય તો પહેલાં પ્રેસીડેન્ટ થવાનું માન મેળવવા તેઓજ લાયક અને હકદાર હતા. તેવા સમર્થ ધુરંધર પુરૂષ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા સુધી આપણે કોંગ્રેસ જેવી દેશનો અવાજ દુનિયાને સંભળાવનારી સંસ્થાના પ્રમુખ બનાવી તેઓને માનવંતા કરી આપણે કૃતકૃત્ય ન થયા. હવે આપણું તેઓ પ્રતિ શું કર્ત્તવ્ય છે અને કયા ઉપાયો વડે આપણે ઋણમુક્ત થઇએ એ બાબતનો વિચાર દેશના મહાન્ વિચારકો કરશેજ પણ જે બાબતમાં આખો દેશ એકમતજ હોઇ શકે તેવું માન તો હજી આપવુંજ જોઇએ અને તે એ કે આવતી કોંગ્રેસના પ્રમુખ તરીકે લોકમાન્યની ચુંટણી કરી તેઓની છબી કોંગ્રેસના પ્રમુખના વ્યાસપીઠપર પધરાવવી અને પ્રમુખનું કામકાજ કરનારા ઉપપ્રમુખ તરિકે લોકમાન્યના વિચારોની સાથે સર્વથા સમ્મત હોય તેવા ના. ખાપર્ડે, રા. કેળકરમાંના કોઇ પુરૂષની ચુંટણી કરવી. અથવા તો આવતી કોંગ્રેસના જે પ્રમુખ ચુંટાય તેમણે કોંગ્રેસના પ્રમુખના આસન ઉપર લોકમાન્યની છબી પધરાવી પોતે ઉપપ્રમુખ તરીકે કામ કરશે એમ જાહેર કરવું. આમ થાય તો આપણે દુનીયાને બતાવી શકીએ કે લોકમાન્યના વિચારો સાથે આખો દેશ સહમત છે. આજસુધીમાં કોંગ્રેસના પ્રમુખ તરિકે ચુંટાએલા કેટલાક પ્રમુખો માટે આપણને એવો અનુભવ મળ્યો છે કે જેથી આપણે તે તે કોંગ્રેસ નિષ્ફળ ગયેલી માનીએ છીએ. શું તિલકમાં સુરેન્દ્રનાથ જેવી શોધક બુદ્ધિ ન હોતી? શું સર સીંહા જેવું રાજદ્વારી જ્ઞાન ન હતું? શું મીસીસ બેસંટ જેવી દેશભક્તિ ન હોતી? બધું હતું છતાં આપણે આવા મહાન્ નાયકને અલૌકિક બુદ્ધિ અને સામર્થ્યવાળા મહાપુરૂષને આટલું માન ન આપી શક્યા. તેઓના મૃત્યુ પછી અલૌકિક માન આપી આપણે કઇ અંશે ઋણમુક્ત થયા છીએ, પણ કોંગ્રેસના પ્રમુખ તરિકે ઉપર પ્રમાણેનું માન આપવાથી આપણે વધુ ઋણમુકત થઇ શકીએ. અને એંગ્લોઇંડિયનોને, લોકમાન્યના શત્રુઓને તથા જગત્ આખાને બતાવી શકીએ કે લોકમાન્ય એ હિંદમાતાના પવિત્ર પુત્ર, હિંદીઓના પવિત્ર પિતા અને ઉદ્ધારક હતા એમ હિંદના તેત્રીશ કરોડ માણસો માને છે અને તેઓના રાજદ્વારી વિચારો સાથે આખો હિંદ સહમત છે. ત્યારેજ આપણે તેઓ ઉપર પવિત્ર પ્રેમ રાખનારા ગણાઇએ જગન્નિયંતા તેઓમાં આપણો અવિચળ પ્રેમ નભાવી રાખે.

Published under the patronage of—
H. H. the Maharaja Thakore Saheb Sir Bhagvat Sinhjee Bahadur;
G.C.I.E; M.D, L.L.D; D.C.L. F.R.C.P; F.R.S.E; F.R.U. &c.

# पारद

अने

# आयुर्वेद ग्रन्थमाला

गुजराति अने संस्कृत मासिक.

Parada & Ayurveda Granthmala monthly magazine
(Published Monthli in Gujarati & Sanskrit.)

વર્ષ ૨. વિક્રમ સંવત ૧૯૭૬, અશાડ માસ. અંક ૭.

Vo. 2. July 1920. No. 7.

Edited & Published by,
Rasavaidya Jivarám Kálidás
Managing proprietor—Rasashálá Aushadhásrama
Gondal—Kathiawár, India.

પ્રકાશક અને અધિપતિ રસવૈદ્ય જીવરામ કાળીદાસ.
માલેક—રસશાળા, ઔષધાશ્રમ; ગોંડળ—કાઠીઆવાડ.

વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે હિન્દમાં ૨-૦-૦; પરદેશમાં ૩-૮-૦.

માસિક સંબંધી પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો:
રસશાળા, ઔષધાશ્રમ; ગોંડળ—કાઠીઆવાડ.

॥ ॐ ॥

# पारद

अने

# आयुर्वेद ग्रन्थमाला

गुजराती अने संस्कृत मासिक.

Parada & Ayurveda Granthamálá—Mont

(Published Monthly in Gujarati & Sanskrit).

वर्ष २. विक्रम संवत् १९७६ असाड. इ. स. १९२० जुलाइ. अंक ७.

यस्यारंभवेन मंगलकलासंभावितेन स्फुर—
द्धाम्ना सिद्धरसामृतेन करुणावीक्षासुधासिन्धुना ॥
भक्तानां प्रभवप्रसंहृतिजरारोगादिरोगाः क्षणा—
च्छान्ति यांति जगत्प्रधानभिषजे तस्मै परस्मै नमः ॥ १ ॥

---

## અકાળ મરણને દૂર કરો.

(લેખક—શ્રી. દા. સાતવળેકર સ્વાધ્યાયમંડળ ઔંધ).

વાલ્મિકી રામાયણના ઉત્તરકાંડમાં એક વાત છે તે એ કે એક બ્રાહ્મણનો છો... બાલ્યાવસ્થામાં મરણ પામ્યો. મા બાપ બેઠાં છોકરાનું મરણ પામવાની વાત તે વખતે લોકોના જાણવામાં નહોતી કારણ તે કાળ હાલના જેવો સુધરેલો નહોતો! એટલે ઋષિકાળનાં લોકોને માબાપ બેઠાં દીકરો મરી ગયેલો જોઇ આશ્ચર્ય લાગ્યું. તેઓ કહેવા લાગ્યાં, અહો નાનપણમાં આ છોકરો કેમ મરી ગયો? કોઇ પણ પ્રકારનું પાપ રાજ્યમાં થયું હોવું જોઇએ. રાષ્ટ્રીય પાપથીજ અકાળ મરણ થાય છે એ એમ નકી કરી તે વખતના આગેવાન માણસો શ્રી રામચંદ્ર પાસે ગયાં અને તે લોકપ્રિય થયેલ રાજાધિરાજને થયેલી હકીકત જણાવી કહેવા લાગ્યાં કે "હે રાજન્ બાલ્યાવસ્થામાં આજ પર્યંત છોકરાં કદી પણ

મર્યાં નથી કોઈ પણ પ્રકારનું રાષ્ટ્રીય પાતક થયા વિના અકાળ મરણ આવતું નથી એવી રીતે રાષ્ટ્રીય પુણ્યનો ભાગ રાજાને મળે છે તેમ રાષ્ટ્રીય પાતકને માટે પણ રાજા જવાબદાર છે માટે જે કોઈ રાષ્ટ્રીય પાતક થતું હોય તેનું નિવારણ કરો અને તમારી પ્રજામાનું અકાળ મરણ દૂર કરો ”

શ્રી રામચંદ્રજીને એ કહેવું ખરું લાગ્યું રાષ્ટ્રીય પાપ શબ્દ, જવાબદાર હું અર્થાત્ તે પાપને લીધે જો પ્રજામાં અકાળ મરણ પ્રસરેલું હોય તો તે બદલ પણ હું જવાબદાર છું એમ તેમણે માન્યું અને દુરાચારનો શોધ કરી પોતાની પ્રજાનું અકાળ મરણના ભયથી સંરક્ષણ કર્યું

‘દેશમાં થનારાં અકાળ મરણ માટે સત્તાજ જવાબદાર છે’ એ સમજણ પ્રાચીન કાળના આર્યોમાં વસ્તી હતી તેમાં શંકા નથી હાલના વિસમી સદીના સુધારાના શિખરે ચઢેલા લોકો આર્યોની એ માન્યતાને જંગલી સમજશે એમાં શંકા નથી પણ હવે આપણે આર્યોની એવી સમજણ કેમ થઈ તેનો જરા વિચાર કરીએ એ પ્રાચીનકાળમાં આર્યોમાં વેદનું જ્ઞાન હતું વેદોમાં એવું કહ્યું છે કે છોકરાનું મૃત્યુ તેના બાપની પછીજ થવું જોઈએ यथाहान्यनुपूर्वं भवन्ति यथा ऋतव ऋतुभिर्यान्ति साधु। यथा न पूर्वमपरो जहात्येवाधातरायूंषि कल्पयैषाम् ॥ ऋ० १०-१८ ‘જે પ્રમાણે એક દિવસ પુરો થયા પછી બીજો દિવસ આવે છે, જે પ્રમાણે એકની પછી બીજી ઋતુ આવે છે તેમ વડીલોની પીઠ છોકરાઓ છોડતા નથી તે પ્રમાણે હે ઈશ્વર આ બધાને આયુષ્ય આપ’ વડીલોની પીઠ છોકરા છોડતા નથી અર્થાત્ બાપના પહેલા છોકરા પરલોકવાસી થતા નથી આ વેદકાળની સમજણ રામના સમય સુધી ચાલતી આવેલી આપણે જોઈએ છીએ વડીલની પહેલા છોકરાનું મરવું એ રાષ્ટ્રીય આપત્તિ છે અને તે આપત્તિ બદલ રાજસત્તાજ જવાબદાર છે એમ રામચંદ્રના કાળ સુધી આર્ય લોક સમજતા હતા અકાળ મરણ થયું તો તે બદલ તે વખતના લોક રાજાને જવાબદાર ગણતા અને રાજા પણ પોતાનો દોષ કબુલ કરી પુનઃ દોષ ન થવાની ખબરદારી રાખતા એ પ્રાચીન આર્યોની વર્તન છોડી આપણે જેમ જેમ હાલના વખત તરફ આવીએ છીએ તેમ તેમ રાષ્ટ્રીય પાતક અધિક અધિક થતા ગયા છે કે શું એવો ભાસ થાય છે કારણ હાલમાં આપણી ભારત ભૂમિમાં અકાળ મરણનું સામ્રાજ્ય ફેલાઈ ગયેલું છે

હાલમાં આપણા હિન્દુસ્થાન દેશમાં “ ૫૦ પચાસ લાખ છોકરા દર વર્ષે મૃત્યુના મોમાં પડે છે” એનો વિચાર હાલના લોકોએ નથી કરવાનો કે? દર વર્ષે આપણાં આટલાં બાળકો ભાઈ બહેનો મરી મૃત્યુના ગોઝારામાં જાય! કેવો આ સંહાર અને કેવી હાલના આર્યોની શોચનીય દશા!

આટલો અનર્થ થાય છે તો તેનો ઉપાય જોઈએ તેવો કરવામાં નથી આવતો એ માટે જેટલું આશ્ચર્ય બતાવીએ તેટલું થોડુંજ છે કોઈ કહેશે કે એની સર્વ જવાબદારી

રાજસત્તાપર છે અને તે સત્તાએ આ આપત્તિનો ઉપાય કરવો. તે વાત ખરી હોય તો પણ આપણે પોતે જે કાંઇ કરી શકાય એમ છે તેટલું તો આપણે પ્રથમ કરવુંજ જોઇએ અને આપણે હાથે જે બાબત બની શકે એમ ન હોય તે માટે બીજાની મદદ માગવી એ ઠીક કહેવાય પણ અમારે માટે બીજાએ આમ કરવું કે સર્વ કરવું એમ તો બિમાર કે પાંગળા લોકજ બોલી શકે.

હિન્દુસ્થાનના લોક બિમાર નથી કે પાંગળા નથી જગતના બીજા દેશના લોકો જેવાંજ કર્તવ્યક્ષમ છે તેથી મને ખાત્રી થાય છે કે જો આ હિંદ માતાના પુત્રો મનપર લેશે તો તેઓ આખા જગતની આગળ જશે એજ સ્થિતિ અકાળ મરણ દૂર કરવા બાબત પણ છે. જો આપણે નિશ્ચયપૂર્વક પ્રયત્ન કરવા માંડીએ તો નક્કી આપણામાંનું અકાળ મરણોનું પ્રમાણ કમી થશે. અને જો તેવો મજબુત પ્રયત્ન થયો તો વૈદિકકાળની અકાળ મરણ રહિત સમાજ સ્થિતિ પણ આપણે પ્રાપ્ત કરી શકશું એ વાત કષ્ટસાધ્ય હશે પણ અસાધ્ય (અશક્ય) તો મુદલ નથી

હાલમાં આપણામાં જોરદાર વૈદિકધર્મનો જીવન પ્રવાહ કમી થતો જાય તે ઠેકાણે મલિન વિચારોનું ડોળું પાણીજ માત્ર વધી પડયું છે કોઇ અકાળ મરણથી મર્યો તો કહે છે કે તેના કપાળમાં ઇશ્વરે તેટલુંજ આયુષ્ય લખ્યું હતું એવી આ મહા મૂર્ખપણાની સમજણ આપણામાં પ્રચલિત છે. ખરી રીતે તો પ્રત્યેક માણસને ઇશ્વરે સો વર્ષની આયુષ્યમર્યાદા એ હકનું આયુષ્ય ગણીને આપેલી છે જુઓ इमं जीवेभ्यः परिधिं दधामि मैषां नुगादपरो अर्थमेतम् । शतं जीवन्तु शरदः पुरूची अन्तर्मृत्युं दधतां पर्वतेन ॥ ऋ. १०-१८-४ ઇશ્વર કહે છે "સર્વ મનુષ્ય પ્રાણીને મેં આ આયુષ્યની મર્યાદા આપેલી છે એ સર્વ મનુષ્યમાંનો કોઇ પણ માણસ આ આયુષ્ય રૂપી ધનને વચમાંજ છોડી ન જાય સર્વ મનુષ્ય દીર્ઘ એવું સો વર્ષનું આયુર્માન પૂર્ણ થતાં સુધી જીવતાં રહો અને પર્વત નીચે અકાળ મરણને દબાવી દ્યે" પર્વત નીચે અકાળ મરણને દબાવી નાખી શકાય છે અને દરેક સો વર્ષ સુધી તો હક્ક તરીકે જીવી શકાય છે આ વેદોનો ધર્મ છે અને હાલની આપણી મલીન અને અધાર્મિક એવી સમજણ છે કે ઇશ્વરે આપણા કપાળમાં આયુષ્ય લખી રાખેલ છે! અહો! આર્ય પુત્રો ઉઠો! આવા નામર્દ જેવા આત્મઘાતકી વિચાર છોડીદ્યો અને આપણો ઉદ્ધાર આપણે હાથે કરો જો બીજા ઉપર અવલંબ્યો તેનું બધું બુડી ગયું સમજો આ કદી પણ ભુલો નહીં.

આપણા શ્રેષ્ઠ અને પવિત્ર વૈદિક ધર્મ પ્રમાણે આ કેવળ નિશ્ચયાત્મક સિદ્ધાંત છે કે 'પ્રત્યેક પુરૂષાર્થી માણસને સો વર્ષ સુધી જીવવાનો જન્મ સિદ્ધ હક્ક છે' અધિક પુરૂષાર્થ કરી તે પોણાબસો વર્ષ સુધી જેમ જીવી શકે છે તેમ ઘાતક ચાલચલગતથી આયુષ્યનો નાશ કરી શકે છે. આપણાં હાલનાં આયુષ્ય, આપણા નાશકારક વિચાર અને નાશકારક રીતભાતથીજ કમી થવા લાગ્યાં છે માટે તે બદલ આપણેજ જવાબદાર છીએ

જો તે આપણી ભુલ છે તો તેને સુધારવાને પણ આપણે ઉઠવું જોઇએ ને ડહાપણ કહેવાય.

કેટલાક લોક આ અકાળ મરણનું કારણ ઔદ્યોગિક અવનતિને કહે છે તેઓનું કહેવું એમ છે કે ઔદ્યોગિક ઉન્નતિ થવાથી આપણી પાસે પુષ્કળ પૈસા થશે અને તેથી આપણે પેટપૂર્ણ અનપાન ખાઇ શકીશું કે જેથી અકાળ મરણથી બચી શકાશે એ વિચાર એક રીતે ખરો છે ઔદ્યોગિક ઉન્નતિ થવાથી આપણે પૈસાદાર થઇએ અને તેથી દીર્ઘાયુષી થવાનાં અધિક સાધન આપણી પાસે થશે એ ખરૂં પણ હાલમાં જે સાધનો આપણી પાસે છે તે બધાં આપણે આપણું આયુષ્ય વધારવા માટે ખરચીએ છીએ કે આપણાં શરીર બાળી નાંખવા ખરચીએ છીએ, તેનો વિચાર દરેક માણસે પ્રમાણિકપણે કરવાની જરૂરી છે. ઉપરનું વિધાન બિનચુક ખરૂં હોત તો આપણામાંના શ્રીમાન્ લોક દીર્ઘાયુષી બન્યા હોત; પરંતુ વાસ્તવિક જોશું તો જ્યાં જ્યાં શ્રીમંતાઇ છે ત્યાં ત્યાં અપમૃત્યુ અધિકજ ફેલાયેલું દેખાય છે. ત્યારે નેરીજ શ્રીમંતાઇ બીજાઓ પાસે વધે તો તેથી તેઓનો અકાળ મરણમાંથી બચાવ કેમ થશે ? બીજી વાત એ છે કે જે કાંઇ શ્રીમંતાઇ આપણી પાસે છે તેનો ઉપયોગ આપણે આપણા નાશને માટે શા માટે ખર્ચવી ! એકલા મુંબઇ શહેરમાં ચિરૂટ, સીગારેટ, બીડી, તમાકુ વગેરેમાં મળી ૧ લાખ રૂપિયા દરરોજ દિવસ ઉગ્યે ખર્ચ થાય છે ને પૈસો વ્યર્થ નાશ પામે છે એટલુંજ નહી પણ તે ખર્ચ કરનારાનો પ્રથમ નાશ કરી પછી પોતે નાશ પામે છે. જે મનુષ્ય સાત સાત વર્ષ તમાકુનું સેવન કરે છે તેનું વીર્ય તદન બગડી જાય છે અને ત્યાર પછી તેને જે સંતતિ થાય છે તેમાં હૃદયની અશક્તિ અને લોહી બિગાડ એ જન્મસિદ્ધ દરદ થાય છે. એટલે પુરૂં આયુષ્ય ભોગવવા માટે તે જન્મથીજ નાલાયક હોય છે તે બાળકની પાછી સંતતિ તેનાથી પણ નબળી થાય છે ગયા ઇન્ફ્લુએન્ઝાના ઉપદ્રવ વખતે અમેરિકામાં એવો અનુભવ મળ્યો છે કે તમાકુ નહી [illegible] કરતાં તમાકુ પિનારાની મૃત્યુ સંખ્યા ભૂમિમાં અકાળ મરણનું સામ્રાજ્યજ ફેલાઇ ગયેલું છે. વાર્ષિક હેવાલમાં નવ વર્ષ

હાલમાં આપણા હિન્દુસ્થાન દેશમાં “ ૫૦ પચાસ લાખ પીનારાના ફાળામાં [illegible] મોંમાં પડે છે ” એનો વિચાર હાલના લોકોએ નથી કરવાનો તી. અર્થાત્ શરીરમાંથી એટલાં બાળકો બાઇ થઇને મળી મૃત્યુના ગોદમાં જાય ! કેરવામાં આવે છે તે માટે તેની હાલના આર્યોની શોચનીય દશા ! -ધી બાળકો એ આશ

આટલો અનર્થ થાય છતાં તેનો ઉપાય જેમણે તેવો કરવામાં પણ કરતા આવે છે માટે જેટલું આશ્ચર્ય બતાવીએ તેટલું થોડુંજ છે. કોણ કહેશે કે એ .

ઘાતક પેય માટે અઢી લાખ રૂપિયા દરરોજના ખરચાય છે તે સિવાય શ્રીમતી મદિરાબાઇ પોતાના સાથીદારો સાથે આપણી છાતી ઉપર નૃત્ય કરી રહી છે તે તો જુદુંજ. તાત્પર્ય કહેવાનું એટલું કે જગતના ઇતર રાષ્ટ્રો કરતાં આપણે ઔદ્યોગિક હ્રાસને લીધે ગરીબ છીએ પણ જે કાંઇ આપણી પાસે છે તે પણ આપણે આપણા નાશને માટે સુધારાની હોંસથી ખરચી નાખીએ છીએ પછી આપણને દીર્ઘાયુષ્યની પ્રાપ્તિ કેમ થાય? અને અકાળ મરણનો ભય આપણી પાછળથી કેમ ઓછો થાય? ઠંડા દેશમાં ઘણી ભુખ લાગે છે તેથી તેઓનાં આંતરડાં થોડા ઘણાં ખરાબ થાય તો પણ હવાને જોરે તે પોતાની મેળે સુધરી જાય છે પણ ઉષ્ણ દેશના લોકોને પોતાનાં આંતરડાંની ખરાબી કરવી કેમ પોસાય? જે વૈદિકકાળમાં અપમૃત્યુ મુદ્દલ નહોતું તે વખતનું પેય ' ગોદુગ્ધ ' એજ હતું જુઓ मजं कृणुध्वं म हि वो नृपाणः। ऋ १०-१०-१८ " ગાયનાં ટોળાં નગ્નાડો તમો સર્વનું રક્ષણ કરનારૂં પેય તે તમોને આપશે " પ્રત્યેક ઘરમાં ગાયનાં ટોળાં (વ્રજ) હોવાં જોઇએ અને પ્રત્યેક ઘર ગાયથી શોભિત રહેવું જોઇએ દરેક માણસે ધારોષ્ણ દુધ ચા કાફીને બદલે પીવું જોઇએ. વૈદિકકાળમાં ગાયનું તાજુ દુધ પીવાનો રિવાજ હતો તેથી તે કાળના લોકો દીર્ઘાયુષી થતાં અને તે વખતે મા બાપની પહેલાં બાળકો મરતાં નહીં. હમેશાં કાંઇ પેય પીવું જોઇએ એમ જણાય તો ચા, કાફી, દારૂ વગેરે ઘાતક પેય નહીં પીતાં ગાયના દુધ પીવાની ટેવ પાડવી જોઇએ. દરેક માણસ ગાય ન રાખી શકે પણ દરેક કોઇ પણ ઠેકાણે તાજું ગાયનું દુધ પીવાની વ્યવસ્થા તો જરૂર કરી શકે માત્ર ઘાતક વ્યસનમાં ખર્ચનારાં નાણાં પોષક પદાર્થમાં ખર્ચવાનો નિશ્ચય સંકલ્પ વા પ્રતિજ્ઞા આર્યભૂમિના ઉત્સાહી પુત્રોએ કરવી જોઇએ નિશ્ચય કરવામાં આવે તો શું અશક્ય છે?

તે સિવાય ઉચિત વ્યાયામ, શુદ્ધ હવાનું સેવન, પ્રથમ વયમાં અખંડિત બ્રહ્મચર્યનું પાલન, દુષ્ટ વિચારો દૂર કરી ઉત્સાહી પુરૂષોના વિચાર હમેશાં મનમાં દૃઢ કરવા વગેરે બાબતો તરફ લક્ષ્ય આપવામાં આવે તો અકાળ મરણનો ભય દૂર થયા વિના રહે નહીં વ્યાયામ ન કરવાથી ખાધેલું અન્ન રોગરૂપ થઇ ખાનારાનેજ નાશ કરે છે શરીરમાંથી પરસેવો નિકળે તેટલો વ્યાયામ તો પ્રત્યેકે હમેશાં કરવો જ જોઇએ.

યોગના આસન અને પ્રાણાયામ એ યોગ સાધનામાંના બે ઉપાય ખાત્રીપૂર્વક આયુષ્યવર્ધક છે જે લોકો જુવાનીમાં વૃદ્ધ જેવાં દેખાતા હતા તેઓ આ બે ઉપાયોનું અવલંબન કરવાથી પંચાશી વર્ષ પછીની ઉમરે પણ જુવાન જેવા થયેલા છે આ વાતનો કેટલાકની પ્રકૃતિ ઉપર અનુભવ જોયેલો હોવાથી ' ખાત્રીના નિશ્ચય 'પૂર્વક આ વાત આંહી

જણાતું છું આપણા ઋષિ મુનીઓએ હજારો વર્ષ પૂર્વે આ યોગ સાધનાનો શોધ કરી અમરપણાની વસ્તી પ્રત્યેકને માટે સાધ્ય કરી મુકી છે. પછી તેઓનાજ વંશજો તેને ન અનુસરે અને અકાળ મરણને સ્વાધીન થાય તે સરખી તે ઋષીઓના આત્માઓને દુઃખજનક બીજી કઇ વાત થાય?

આપણી આગળ કેટલું મોટું રાષ્ટ્રકાર્ય આવી પડયું છે તે કરવા માટે આપણાં શરીર બળવાન, આપણાં મન ઓજસ્વી, આપણી બુદ્ધિ વિશાળ અને આપણો આત્મા તેજસ્વી બનવાની ઘણી જરૂરી છે, અને તેમ કર્યા છતાં આપણું આયુષ્ય દીર્ઘ અવશ્ય થવું જોઇએ. બીજા દેશોમાં નેવું નેવું વર્ષની ઉમરે રાષ્ટ્ર સભામાં આવેશપૂર્વક કામ કરી શકે છે અને આપણે ત્રીસ પચાસ પુરા થયા પહેલાં તો 'હું હવે ગરડો થયો' એવું અભદ્ર ભાષણ કરવાની ઘાતક ચાલ શરૂ થઇ છે તે છોડી દેવી જોઇએ અને ઉત્સાહપૂર્વક 'હું કદી પણ વૃદ્ધ થવાનો નથી પણ હું ખરો તરૂણજ છું' એવો મનનો નિશ્ચય કરવો જોઇએ. વાત્સ્યાયન ઋષિ કહે છે કે आषोडशात्सप्ततिपर्यंतं यौवनम । સોળથી સીતેર વર્ષ સુધી યૌવનાવસ્થા છે આવી વાત્સ્યાયન મુનિના સમય સુધી સમજણ હતી એ જુઓ અને પોતાનું મન ઓજસ્વી કરો. જે આર્યોનો કદી પરાજય થયોજ નથી તેનાજ આપણે વંશજ છીએ. આપણી માતૃભૂમિની ઇચ્છા છે કે તેના પ્રત્યેક બચ્ચાંએ અકાળ મરણને દૂર હાંકી કાઢવું અને પુરૂષાર્થી બની પોતાનું અસ્તિત્વ દિવ્ય બનાવી આપણી માતૃભૂમિનું તેજ વધારવું. માતૃભૂમિની આ હાકને કોણ ઉત્તર દે છે તે જોવાનું છે.

---

# મીઠાનો ઔષધીય ગુણ.

(ડા. વામન બાજી એલ. એમ. એસ: પુણા)

કોલેરાના આજારથી સપડાયેલા માણસના રૂધિરસ્રોતમાંની એકાદી નાડી ખોલી મીઠાનું ખારૂં પાણી મેળવ્યું હોય તો જેવોજ ચિંતામણીની માત્રા પ્રમાણે અથવા તેથી પણ વધારે સારો ગુણ આવે છે આ શોધ સર લેનાર્ડ રાજર્સે કરી છે. મીઠાનો બીજો ઉપયોગ ઇન્ફલુએન્ઝા અટકાવવા માટે લવણામ્બુનસ્ય છે પિત્તનો જુલાબ થયો હોય તેમાં પણ ૧ દ્રામ મીઠું ખવરાવવું જાતું એમ લાડર બ્રંટનના ગ્રન્થમાં લખ્યું છે. કોલેરામાં

મીઠું, પાણી સાથે ઉકાળી દેવું એમ સ્પષ્ટ લખ્યું છે. ડાકટર કે વૈદ્યોને ગ્રન્થોની પરવા હોયતોજ આ વાત થશે, પરંતુ આ ત્રણી ચિકિત્સા સુળસુળાટ વધેલી હોવાથી ભયંકર પ્રાણુહાનિ થાય છે દુધમાં મીઠું નાખવાથી દુધ બગડે છે એ જેમ ભ્રામક કલ્પના છે તેમજ દરદમાં મીઠાને કુપથ્ય કહેવું બરોબર છે ઉલટું જે ઋતુમાં દુધ બગડે છે તે વખતે થોડું મીઠું નાખી દુધ ગરમ કરવું એટલે દુધ બગડશે નહીં તેમજ રોગીને પુષ્કળ મીઠું આપવાથી ફાયદો થાય છે શરીરમાં પુષ્કળ મીઠું હોય તો લોહી ઉપર જંતુની અસર થતી નથી એ તત્વ સરકારી ડૉક્ટર વર્ગના જાણુવામાં ન હોવાથી મીઠાનો વાર્ષિક ખપ દર માણુસે ૨૦ રતલથી ઓછો થતાં સાર્વજનિક આરોગ્ય બગડે છે એ તરફ કોઇનું લક્ષ જાતું નથી. મીઠા ઉપરનો કર ઓછો થયાં કેટલોક વખત થયો પણુ તેનો ખપ ૧૧ાા રતલ ઉપરથી ૧૩ રતલ સુધી વધ્યો. મીઠનું પાણી પીવાનો રીવાજ પડે તો જમતા વખતે પણુ માણુસ મીઠું જરા વધુ ખાય છે અને ઘરમાં બમણું મીઠું વરે છે આખો દેશ જો બમણું મીઠું ખાશે તો સરકારને પણુ ૧૨ કરોડ રૂપિયા મળશે અને મીઠા ઉપરનો કર હજી વધુ ઓછો કરી શકશે. મીઠાનો ઉપયોગ ડૉકટરોએ ઇન્જેકશનથી કરવા કરતાં લોકોએજ અમૃતજળ પીવાથી મૃત્યુનું પ્રમાણુ ઘણું ઓછું આવશે રોગબીજ હવામાં અને પાણીમાં હોવા છતાં જીવવાનો નૈસર્ગિક હક માનવજાતિને છે અને તે હક લોહીમાં મીઠાના પ્રમાણુ ઉપર આધાર રાખે છે એ જર્મન તત્વ છે.

---

# શુષ્ક ગર્ભ.

(લેખક—વૈદ્ય ઉમાશંકર પીતાંબર પેટલાદ).

ઇંદોર વૈદ્યસંમ્મેલનમાં વાંચેલો લેખ.

रागादिरोगान्सततानुषक्तानशेषकायप्रसृतानशेषान् ।
औत्सुक्यमोहारतिदाञ्जघान योऽपूर्ववैद्याय नमोऽस्तु तस्मै ॥ १ ॥

આયુર્વેદ વિજ્ઞાનના ૧ પુસ્તકના ૫ માં અંકમાં સુરત વૈદ્યસભાના મંત્રી વૈદ્ય ધીરજલાલ દલપતરામે ચર્ચાપત્રમાં જણાવ્યું છે જે સ્ત્રીઓને ગર્ભાધાન થયા પછી મિથ્યા આહાર વિહારથી અથવા કોઇ પણુ કારણે વાતપ્રકોપથી ગર્ભ શુષ્ક થઇ જાય છે તે ગર્ભને લૌકિકમાં છોડ થયું છે એમ કહેવામાં આવે છે એને શાસ્ત્રકારો નાગોદર ઉપવિષ્ટક

અને વાયુથી રૂદ્ધ થયેલો ગર્ભ એવા નામથી જણાવે છે આવો ગર્ભ ઔષધોપચાર કર-વાથી અથવા કુદરતથી બે ચાર છ અથવા એથી પણ વધારે વર્ષે હીલે થઇ પુષ્ટ થઇ જીવતું બાળક જન્મે છે એવો લોકોમાં અનુભવ છે અને આયુર્વેદના મુખ્ય ગ્રન્થોમાં પણ એ બાબત લખવામાં આવ્યું છે પરંતુ ટુંકાણમાં તેનાં કારણો અને ઉપાયો કોઇ વૈદ્ય આયુર્વેદશાસ્ત્રને આધારે અથવા ઇંગ્રેજી ગ્રન્થોને આધારે લખી મોકલશે તો આયુર્વેદજ્ઞ વૈદ્યોને મોટો લાભ થશે ".

તેના જવાબમાં આયુર્વેદ વિજ્ઞાનના ૧ પુસ્તકના ૯ મા અંકમાં આ. વિ ના તંત્રીએ ધન્વન્તરી પત્રના તંત્રીનો અભિપ્રાય લખી , જણાવ્યો છે- જે " છોડ બંધાવું એ ખરો ગર્ભ નથી અથવા તો મૃત્યુ પામ્યા પછી છોડ બંધાય છે આવો મૃત્યુ પામેલો ગર્ભ ફરી જીવતો થાય એમ માનવું હાલના વિદ્વાનોના મતથી વિરૂદ્ધ છે એથી છોડ પાલવે છે એ માન્યતા ભૂલ ભરેલી છે" તથા આયુર્વેદ વિજ્ઞાનના તંત્રી પોતાના મત પણ જાહેર કરતાં જણાવે છે કે "ધન્વન્તરી પત્રના તંત્રીનો આ અભિપ્રાય પાશ્ચાત્ય વૈદ્યકશાસ્ત્રને અનુસરતો છે ને એજ યથાર્થ છે એમ અમારો મત છે."

ઉપરના પ્રથમના સુરત વૈદ્ય સભાના મંત્રીએ લખેલ ચર્ચાપત્રના જવાબમાં ધન્વન્તરી પત્રના તંત્રીએ તથા આયુર્વેદ વિજ્ઞાનના તંત્રીએ આપેલો અભિપ્રાય આયુર્વેદશાસ્ત્રના વચનોના પ્રમાણ સાથે અને પોતાના અનુભવ સાથે જો આપવામાં આવ્યો હોત તો આયુર્વેદશાસ્ત્રજ્ઞોને સંતોષ થાત તેમજ લોકોમાં ચાલતી પ્રસિદ્ધિ અને ચર્ચાપત્રમાં લખેલ મુદ્દો પણ સમૂળ છે કે નિર્મૂળ છે તે પણ નિશ્ચિત થાત પરંતુ તેમ કરવામાં આવ્યું નથી. વળી શાસ્ત્ર પ્રમાણ રહિત અને અનુભવ રહિત જણાવેલો મત પંડિતમાન્ય હોઇ શકે નહીં. માટે આયુર્વેદજ્ઞ વિદ્વાનોના સંતોષાર્થ નીચેનો લેખ પ્રગટ કરીએ છીએ કે જે શાસ્ત્રનાં પ્રમાણોથી તથા સદ્વૈદ્યોના અનુભવથી યુક્ત છે.

પ્રથમ દષ્ટિએ જોતાં ચર્ચાપત્ર લખનાર વૈદ્યરાજે ચર્ચાપત્રમાં છોડના સંબંધમાં *પ્રાચીન આયુર્વેદશાસ્ત્રમાં જે ટુંકામાં વર્ણન કરેલું છે તેનો વિસ્તારથી કોઇ* વૈદ્યને વિવેચન કરવા વિજ્ઞપ્તિ કરેલી છતાં તેમ નહીં કરતાં માત્ર પોતાના તર્ક બળથી તે પ્રશ્નને ઉડાવ્યો છે અને શાસ્ત્રનો આધાર આપ્યા સિવાય વિવેચકોએ પોતાનોજ મત જાહેર કર્યો છે અને આયુર્વેદશાસ્ત્રનો આમાં શું મત છે તે બીલકુલ જણાવ્યું નથી એ યોગ્ય થયું નથી વળી ધન્વન્તરી પત્રના તંત્રી વિશેષ ખુલાસામાં એમ જણાવે છે કે " છોડ બંધાવું એ ખરો ગર્ભ નથી અથવા ગર્ભ મૃત્યુ પામ્યા પછી છોડ બંધાય છે આવો મૃત્યુ પામેલો ગર્ભ ફરી જીવતો થાય એમ માનવું હાલના વિદ્વાનોના મતથી વિરૂદ્ધ છે એથી છોડ પાલવે છે એ માન્યતા ઠીક નથી. આ લખાણ આયુર્વેદશાસ્ત્રના મતથી વિરૂદ્ધ છે" ધન્વન્તરી પત્રના તંત્રીએ પ્રથમ ધન્વન્તરી મતનું અવલોકન કરવાની જરૂર

હતી કે જેથી પ્રાચીન ધન્વન્તરી મતની વિરૂદ્ધ પોતાનો મત જાહેર કરત નહીં. તેમજ ચરક સુશ્રુત અને વાગ્ભટમાં લખેલ 'છોડ' સંબંધી લેખને જોવાની જરૂર હતી કે જેથી પ્રથમ યોગ્ય રીતે ગર્ભ ધારણ થયેલો હોવા છતાં તે શા કારણથી છોડ થાય છે અને થયેલું છોડ કેવા ઉપાયોથી પાછું વૃદ્ધિ પ[illegible]મ[illegible] [illegible]માં મૃત થઇને રહે છે કે જીવનયુક્ત રહે છે એ સ[illegible] તેમજ તેના કારણનો કાર્યનો અને તેની ચિકિત્સાનો વિચાર કર્યા ન[illegible]. ને " ગર્ભ મૃત્યુ પામ્યા પછી છોડ બંધાય છે એથી છોડ પાલવે છે એ માન્યતા ભૂલ ભરેલી છે" એમ પોતાનો મત જાહેર કર્યો છે. પરંતુ એ માન્યતા ભ્રમિત છે એમ પ્રાચિન આયુર્વેદશાસ્ત્રનાં મતપ્રમાણોથી વિદ્વાન આયુર્વેદજ્ઞ મહાશયો સહજ સમજી શકશે.

સુશ્રુત શારીર સ્થાનના અધ્યાય ૧૦ માં अल्पर्थे स्रवति रक्ते એ સૂત્રથી સગર્ભા સ્ત્રીને રજોદર્શન થાય તો તેની ચિકિત્સા કહી છે. એ રક્તસ્રાવ થવાથી ગર્ભ વૃદ્ધિ પામતો અટકે છે અને તેનેજ બીજા આચાર્યો "ઉપવિષ્ટક" કહે છે. એમ ડલ્લણ (ટીકાકાર) કહે છે. અને તેમાં ચરકના શારીરસ્થાનના ૮ માં અધ્યાયના પ્રમાણથી જણાવે છે કે यस्याः पुनरुष्णतीक्ष्णोपयोगाद्गर्भिण्या महति जातसारे गर्भे पुष्पदर्शनं अन्यो वा योनिस्रावः तस्या गर्भो वृद्धिं न प्राप्नोति निःस्रुतत्वात् सकालान्तरमवतिष्ठते सस्फंदश्च भवति तमुपविष्टकमित्याचक्षते । જે ગર્ભવતી સ્ત્રીનો ગર્ભ પુષ્ટ અથવા બળવાન્ થવા છતાં ગરમ અને તીક્ષ્ણ પદાર્થોના ઉપયોગથી રજોદર્શન થાય છે અથવા બીજો કોઇ યોનિસ્રાવ થાય છે તેનો ગર્ભ વૃદ્ધિ પામતો નથી એટલુંજ નહીં પણ એ સ્રાવથી ઘણા કાળ સુધી ઉદરમાંજ રહે છે અને ફરક્યા કરે છે તેને "ઉપવિષ્ટક" એમ કહે છે. વાગ્ભટ પણ એજ અર્થને અનુસરીને શારીરસ્થાનના અધ્યાય ૨ જામાં જણાવે છે કે संजातसारे महति गर्भे योनिपरिस्रवात् ॥ वृद्धिमप्राप्नुवन् गर्भः कोष्ठे तिष्ठति सस्फुरः ॥ उपविष्टकमाहुस्तं वर्धते तेन नोदरम् ॥ ગર્ભ બળવાન્ પુષ્ટ અને મોટો થવા છતાં યોનિસ્રાવ થવાથી વૃદ્ધિ નહીં પામતાં કોઠા (ગર્ભાશય) માંજ રહીને ફરકે છે. અને તેનાથી ઉદરની વૃદ્ધિ થતી નથી. કારણકે અંદરનો ગર્ભ વૃદ્ધિ પામતો નથી પણ સુકાય છે. તેને "ઉપવિષ્ટક" કહે છે. તેની ચિકિત્સાને માટે પ્રથમ તો ઉપવિષ્ટકનું કારણ ઋતુસ્રાવ છે માટે પ્રથમ ઋતુસ્રાવ બંધ થવા માટે સુશ્રુતમાં વિસ્તારથી ચિકિત્સા લખી છે તથા અષ્ટાંગહૃદયના શારીરસ્થાનના ૨ જા અધ્યાયમાં પ્રારંભમાંજ सेव्यांभोजहिमक्षीरीवल्ककल्कान्यलेपितान् ॥ धारयेद्योनिवस्तिभ्यामार्द्रार्द्रान् पिचुनक्तकान् ॥

વાળો, કમળ, ચંદન અને વડ વગેરે ક્ષીરવૃક્ષની છાલના કલ્કવડે લેપ કરેલાં અને અત્યંત ઠંડા રૂનાં પોલ અથવા કપડાના કટકા યોનિમાં અથવા બહાર અગ્નિસ્થાન ઉપર મુકવા વગેરે ચિકિત્સા વિસ્તારથી કહેલ છે. તેમજ સુશ્રુતમાં પણ શારીરસ્થાનના ૧૦ મા અધ્યાયમાં જણાવેલ છે તે જીજ્ઞાસુએ વાંચી જોવા અહીં વિસ્તાર થવાના ભયથી લખ્યા નથી. એ પ્રમાણે રક્તસ્રાવ બંધ થઇને ગર્ભ જો ઉદરમાં રહ્યા હોય તો તેને રક્તસ્રાવથી જે હાની પહોંચી હોય તે નિવૃત્ત થઇ પુષ્ટ થવા માટે કહ્યું છે व्यवस्थिते च गर्भे गव्ये नोदुम्बर-शलादुसिद्धेन पयसा भोजयेत ॥ ઉમરાનાં કાચાં ફળો વડે ક્ષીરપાકની રીતીએ પાક કરીને એટલે દુધને પકવીને તે આપવુ અને દુધ ભાત જમવા આપવું વગેરે ઉપાય કરવા અને જો રક્તસ્રાવથી ગર્ભ પડી જાય તો તેને માટે કહ્યું છે કે अतीते लवणस्नेह-वर्ज्याभिर्यवागूभिरद्दालकादीनां पाचनीयोपसंस्कृताभिरदक्रमेत यावन्तो मासा गर्भस्य तावन्त्यहानि ॥ ગર્ભ પડી જાય તો કોદરા, બંટી, બાવટો, સામો વગેરે ક્ષુદ્ર ધાન્યોની પેયા (કાંજી) કરી તેમાં પાચન ચૂર્ણ નાખી મીઠું તથા ઘી નાખ્યા સીવાય મેળી આપવી. અને તે જેટલા માસ ગર્ભને થયા હોય તેટલા દીવસ આપવી. અષ્ટાંગ હૃદયના શારીરસ્થાનના ૨ જા અધ્યાયમાં પણ તેની ચિકિત્સા વિસ્તારથી કહેલ છે. વળી તેમાં અછર્ણાંગ સાથે ગર્ભપાત થયો હોય તે તેની ચિકિત્સા ભિન્ન લખી છે તેમાં કોને ૬ માસ પહેલા રક્તસ્રાવ થાય છે તથા જે અછર્ણાંગ સાથે ગર્ભસ્રાવ અથવા પાત થાય છે તે દુશ્ચિકિત્સ્ય છે માટે प्रत्याख्याय प्रसाधयेत એમ વાગ્ભટ જણાવે છે. અને તેની ચિકિત્સા વિસ્તારથી લખી છે તે અષ્ટાંગ હૃદય શારીરસ્થાનના ૨ જા અધ્યાયમાં જોઇ લેવા વિનંતિ છે

છઠ્ઠો ભાગ જેને "લીન" એવા નામથી કહેલ છે તેને માટે સુશ્રુત કહે છે કે वातोपद्रवग्रहीतान्यात स्रोतसां लीयते गर्भः सोऽतिकालमवतिष्ठमानो व्यापद्यते तां मृदुना स्नेहादि-क्रमेणोपचरेत् उत्क्रोशरसमभिसाधितं वा स्नेहाद्यां यवागूं पाययेत् । माषतिलबिल्वशलादुसिद्धाकुल्माषान्नक्षयेत् मधुमाध्वीकं चानुपिबेत समगन्धम् । તેઓ વાતોપદ્રવ ગૃહીત હોય તો સ્રોતમાં ગર્ભ સુકાઇને ચોટી જાય છે અને વિકૃતિ કરે છે. તેને મૃદુ સ્નેહપ્રધાન ચિકિત્સા કરવી. અને તે આ રીતે કે ટીટોડીના માંસરસ વડે બનાવેલી અને ઘી નાંખેલી યવાગૂ વાનાનીને આપવી. વળી અડદ, તલ અથવા બીલીનાં કુણાં ફળોને બાફીને ખાવા આપવાં અને તે ઉપર મધ નાખીને મહુડાંનું મદ્ય આપવું અહીં કોઇ કહેનુ મદ્ય પાવાને

કહે છે. એમ સાત દિવસ પાવું. અષ્ટાંગ સંગ્રહમાં કહ્યું છે કે यस्याः पुनर्वातोपसृष्टस्रोतसो लीनो गर्भः प्रसुप्तो न स्पंदते तं लीनमित्याहुः ॥ જે ગર્ભાણી સ્ત્રીનાં સ્રોતો વાતોપદ્રવયુક્ત થાય છે તેનો ગર્ભ સુકાઈ જાય છે પ્રસુપ્તની પેઠે જ્ઞાન શૂન્ય થાય છે અને જરા પણ ફરકતો નથી તેને "લીન" કહે છે. અષ્ટાંગ હૃદયમાં પણ કહ્યું છે જે लीनाख्ये निस्फुरे श्येनगोमत्स्यसोत्क्रोशबर्हिजाः ॥ रसा बहुघृता देया माषमूलकजा अपि ॥ बालबिल्वं तिलान्माषा न्सक्तूंश्च पयसा पिबेत् ॥ समेदमांसमधुना कट्यभ्यंगं च शीलयेत् ॥ જેમાં જરા પણ સ્ફુરણ થતું નથી એવા "લીન" નામના ગર્ભમાં બાજ, ગૌ, મત્સ્ય, ટીંટોડી અને મોરના માંસનો રસ બહુ ઘી નાખીને આપવો. તથા અડદ અને મુળાના કાંદાને બાફીને તેનું પાણી ઘી નાખીને પીવા આપવું. કાચાં બીલાં બાફીને આપવાં તેમજ તલ તથા અડદ બાફીને આપવા. સાત્મ્ય હોય તો બધાં સાથે દૂધમાં આપવાં તથા જવનો સાથવો દૂધ સાથે આપવો. કહેલા માંસોમાં પણ મેદવાળી માંસનું ભક્ષણ કરવું અને સાથે દ્રાક્ષનો દારૂ આપવો. કમ્મર ઉપર વાતઘ્ન તેલ અથવા તલનું તેલ ચોળવું. વળી દરેક છોરવાળી સ્ત્રીને હર્ષયુક્ત રાખવી એમ કરવાથી શુષ્ક થયેલો ગર્ભ વૃદ્ધિ પામે છે પણ સુકો અને લુખો ખોરાક ખાવાથી તથા શોક, ભય કે ક્રોધનું સેવન કરવાથી ઘણે વર્ષે કષ્ટથી તે પ્રસવે છે અથવા જીંદગી સુધી તેનો પ્રસવ થતો નથી. માટે વાગ્ભટ કહે છે કે हर्षयेत् सततं चैनामेवं गर्भः प्रवर्धते ॥ पुष्टोऽन्यथा वर्षगणैः कृच्छ्राज्जायेत नैव वा ॥ માટે દરેક શુષ્ક થયેલા ગર્ભને વૃદ્ધિ પમાડવા માટે શાસ્ત્રોક્ત ઉપાય કરીને પછી તેનો પ્રસવ કરવો જોઇએ. નહીં તો શુષ્ક થયેલો અને ગર્ભાશયમાં ચોંટી ગયેલો ગર્ભ તેની માતાને દુઃખ દીધા કરે છે અને બીજી પ્રસૂતિનો અટકાવ કરે છે પછી તે પ્રસૂતી કરની હો અથવા કૃત્રિમ હો.

છોરનો ત્રીજો ભેદ નાગોદર નામનો થાય છે અને તેને કેટલાએક આચાર્યો "નૈગમેષાપહૃત" પણ કહે છે તેને માટે સુશ્રુત કહે છે કે शुक्रशोणितं वायुनाऽभिपन्नमवक्रांतजीवमाध्मापयत्युदरं तत्कदाचिद्यदृच्छयोपशान्तं नैगमेषापहृतमिति भाषन्ते तमेव कदाचित्प्रलीयमानं नागोदरमित्याहुः तत्रापि लीनवत् प्रतिकारः જીવન જેમાં રહેવું છે એવું શુક્રશોણિત જ્યારે વાયુથી મિશ્ર થાય છે ત્યારે તે ઉદરને ફુલાવે છે અને તે દૈવેચ્છાએ પાછું શાન્ત થઇ જાય છે ત્યારે તેને "નૈગમેષાપહૃત" કહે છે ને કોઇ વખત અત્યંત શુષ્ક થઇ ગયેલું હોય ત્યારે તેને "નાગોદર" પણ કહે છે. અને તેનો પણ "લીન" નામના છોરના જેવીજ ચિકિત્સા કરવી. અષ્ટાંગહૃદયમાં પણ શારીર અ ૨ માં કહ્યું છે કે

शोकोपवासरूक्षाद्यैरथवा योन्यतिस्रवात् ॥ वाते क्रुद्धे कृश. शुष्येद्गर्भो नागोदर तु तत् ॥ उदर वृद्धमप्यत्र हीयते स्फुरण चिरात् ॥ तयोर्बृंहणवातघ्नमधुरद्रव्यसंस्कृते ॥ घृतक्षीररसैस्तृप्तिरामगर्भाश्च खादयेत् । तैरेव च सुतृप्तायाः क्षोभणं यानवाहनैः ॥ શોક, ઉપવાસ અથવા રૂક્ષાદિ અન્નપાનના સેવન વડે અથવા યોનીમાંથી થતાં અતિસ્રાવ વડે વાતપ્રકોપ થવાથી સ્ત્રીઓને ગર્ભ સુકાઇને કૃશ થઇ જાય છે આવા પ્રકારમાં સ્ત્રીનુ ઉદર વૃદ્ધિ પામેલું હોય તે પણ પાછું કૃશ થઇ જાય છે અને લાંબે વખતે ગર્ભનું સ્ફુરણ થાય છે પ્રથમ કહેલા ઉપવિષ્ટકમાં ગર્ભ કેવળ વધતો નથી તેમ કૃશ પણ થતો નથી ત્યારે નાગોદરમા તે વૃદ્ધિ નહીં પામતાં કૃશ થઇ જાય છે એટલો બન્નેમાં તફાવત છે. એ પ્રમાણે લક્ષણ આપીને તેની ચિકિત્સા માટે કહે છે કે એ ઉપવિષ્ટક અને નાગોદરમાં બૃંહણ ગુણવાળાં વાતઘ્ન અને મધુર રસવાળાં ઔષધ વડે સંસ્કાર કરેલ ઘી દૂધ અથવા માંસરસ વડે તૃપ્તિપર્યંત ભોજન કરાવવુ અને પશુઓના બે ત્રણ માસના આમ ગર્ભ ખવરાવવા તે ખોરાક વડે તૃપ્ત થયેલી ગર્ભિણી સ્ત્રીને અશ્વ, હાથી કે ઉંટ ઉપર બેસ રીને અથવા બળદના ગાડામાં કે ઘોડાગાડીમા બેસાડીને ખાડા ટેકરાવાળા વિષમ રસ્તામાં લઇ જવી જેથી વાહનના વિષમ ચલનને લીધે અંદરનો ગર્ભ ગર્ભાશયથી છુટો પડી જાય છે અને સહેલાઇથી પ્રસૂતી થઇ શકે છે એજ પ્રમાણે ચરક શારીરસ્થાન અ. ૮ માં કહ્યું છે કે उपवासव्रतकर्मपराया पुनः कदाहारायाः स्नेहद्वेषिण्याः वातप्रकोपणोक्तान्यासेवमानाया गर्भो वृद्धि न प्राप्नोति परिशुष्कत्वात्, स चातिकाल निष्ठते ऽतिमात्रस्पदनश्च भवति तमागोदरमित्याचक्षते ॥ तयोरुभयोरपि चिकित्सितविशेषमुपदेक्ष्याम ॥ भौतिकजीवनीयबृंहणीयमधुरवातहरसिद्धाना सर्पि षामुपयोग पयसामामगर्भाणां च गर्भवृद्धिकरमन्नपानभोजनैश्चैव च घृतादिभिः सुमत्ताया अभीक्ष्णं यानवाहनाप्रमार्जनजृम्भैरुपपादनमिति ॥ ચરક શા અ. ૮ એકાદશી વગેરે ઉપવાસ, ગોનિંત્રાદિવ્રત અને વ્યવહારિક કર્મોમાં અત્યંત પ્રવૃત્ત રહેનાર, રૂક્ષ, પર્યુષિત અને હલકો ખોરાક ખાનાર, ઘી, દૂધમાં દ્વેષ રાખનાર એટલે નહીં ખાનાર અને વાતપ્રકોપ કરનારા કારણોનુ સેવન કરનાર સ્ત્રીનો ગર્ભ વૃદ્ધિ પામતો નથી એટલુંજ નહીં પણ ઉલટો સુકાય છે. અને એ સુકાવાથી પોતાના પ્રસૂતિ થવાના સમયથી અધિક સમય ઉદરમાં રહે છે અને તે અધિક ફરકે છે તેને "નાગોદર" કહે છે એ ઉપવિષ્ટક અને નાગોદરમાં ચિકિત્સા વિશેષ બતાવીએ છીએ ભૌતિક, જીવનીય બૃંહણીય અને મધુર રસવાળાં તેમજ વાતહર ઔષધોમાં સિદ્ધ કરેલ ઘીનો ઉપયોગ કરવો. (ખાવામાં) તથા દૂધ સાથે પશુઓના આમ ગર્ભનો ઉપયોગ કરવો એટલે તેનો રસ કરી

દુધ સાથે આપવો અથવા તેનો ક્ષીરપાક કરવો અથવા તેને રાંધીને દુધ સાથે આપવો એ ગર્ભને વૃદ્ધિ કરનારા ઉપાયો છે. અને તેથી ગર્ભ વૃદ્ધિ પામી પ્રસૂત થાય છે. અથવા તેમ ન થાય તો ઉપર બતાવેલી ક્રિયા વડે જેનો ગર્ભ પુષ્ટ થયો હોય તેવી અને ઉપર કહેલા ખોરાક વડે તૃપ્ત થયેલી સ્ત્રીને વારંવાર અશ્વાદિ યાન ઉપર અથવા રથાદિ વાહનમાં બેસાડીને વિષમમાર્ગમાં ફેરવવી જેથી પુષ્ટ થઇ ગર્ભાશયથી છુટો પડેલો ગર્ભ તુર્ત બહાર પ્રસૂત થાય છે.

સુશ્રુતમાં "શુષ્ક" એવા નામનો ચોથો ભેદ કહેલો છે. પણ તે અન્ય ગ્રન્થકારોના મત પ્રમાણે નાગોદરમાંજ અંતરભાવ પામે છે માટે બીજા ગ્રન્થકારોએ આ ભેદ લખ્યો નથી. શુષ્કનું લક્ષણ આપતાં ધન્વંતરી જણાવે છે કે वाताभिपन्न एव शुष्यति गर्भः स मातुः कुक्षिं न पुरयति मन्दं स्पंदते च तं बृंहणीयैः पयोभिर्मांसरसैश्चोपचरेदिति। વાયુથી મળેલો ગર્ભજ સુકાય છે અને તે માતાના ઉદરને પુરતો નથી એટલે તેમાં ઉદર વધતું નથી અને મંદ મંદ ફરકે છે તેને બૃંહણીય ઔષધોમાં સિદ્ધ કરેલ દુધ વડે અથવા માંસરસ વડે ઉપચાર કરવો. એ ભેદને વધારે સ્પષ્ટ કરતા સુશ્રુતના ટીકાકાર ડલ્હણાચાર્ય કશ્યપ સંહિતાનું પ્રમાણ આપીને જણાવે છે કે गर्भनाड्यारसवहनादल्पत्वाद्वा बलस्य च॥ चिरेणाप्यायते गर्भस्तथैवाकालभोजनात्॥ अकुक्षिपूरणं गर्भो शुष्कश्च मन्द एव च॥ ગર્ભને પોષણ મળવાની નાડીનું વહન બંધ થવાથી અથવા પોષક રસની અલ્પતાને લીધે તથા અસમયમાં ભોજન કરવાથી ગર્ભ વૃદ્ધિ પામતાં ઘણો સમય લાગે છે અને ગર્ભ સુકાય છે. તેથી માતાનું ઉદર પુરાતું નથી અને મંદ સ્ફુરણ થાય છે. ૧

એ પ્રમાણે ઉપવિષ્ટક, લીન, નાગોદર અથવા નૈગમેષાપહૃત અને શુષ્ક એમ ચાર ભેદ છોડના કહ્યા છે, તેનાં લક્ષણો પણ થોડા થોડા તફાવતવાળા કહ્યાં છે અને તેની ચિકિત્સા પણ કહી છે. વળી તે છોડ મૃત થતું નથી પણ જીવનયુક્ત રહે છે એમ સુશ્રુતમાં ધન્વંતરી મુક્ત કંઠે કહે છે અને તે વાજબીજ છે. કારણકે બધા શુષ્કગર્ભોમા વાતપ્રકોપથી ગર્ભનાડી કે જે વાટે માતાના આહારરસમાંથી ગર્ભનું પોષણ થાય છે તે

૧ આ અષ્ટાંગહૃદયના લેખ ઉપરથી તથા ચરકના વચન ઉપરથી શુષ્ક થયેલ ગર્ભની ચિકિત્સા બે પ્રકારે થાય છે. એક તો ગર્ભને પ્રથમ બૃંહણ ઉપાયો વડે પુષ્ટ કરીને પછી તેને ગર્ભપતન માટે ઉપાય કરી ગર્ભ પાડી નાખવો. બીજો ઉપાય એ છે કે શુષ્ક થએલા ગર્ભને બૃંહણ ઉપાયો વડે પુષ્ટ કરી તેને કુદરત ઉપર રહેવા દેવો જેથી કુદરતી પ્રસૂતી થાય છે. એ બન્ને પ્રકારમાં શુષ્ક થએલા ગર્ભને પ્રથમ વૃદ્ધિ પમાડ્યા સિવાય તેની પ્રસૂતી કરવી નહીં કેમકે નહીં તો ગર્ભિણી સ્ત્રીનો નાશ થવા સંભવ છે એમ ગ્રન્થકાર માને છે પરંતુ હાલમાં ડાક્ટરો શુષ્કગર્ભને ઘણું કરીને વૃદ્ધિ કર્યા સિવાયજ ગર્ભનો પાત કરાવે છે.

સુકાને જવાથી ગર્ભને પોષણ મળતું બંધ થઇ જાય છે તેથી ગર્ભની વૃદ્ધિ થતી અટકી જાય છે તેથી તે કાંઇ મૃત થતો નથી પણ જેમ કોઇને બાહુશોષ નામનો વાતવ્યાધિ થયો હોય તેના બાહુમા વાતપ્રકોપથી ધમનીઓ શિરાઓની શુષ્કતાને લીધે રસનું વહન થતું અટકવાથી તેને મળતું પોષણ બંધ થઇને બાહુ કેવળ સુકાઇને લડમડે છે અને કાર્યાક્ષમ થઇ જાય છે પણ તેથી તેમાંનું જીવન જતું રહેતું નથી એજ પ્રમાણે ગર્ભને મળતું પોષણ અટકવાથી તેની વૃદ્ધિ થતી અટકે છે અને તેથી ઉત્તરકાળમા થનારી પ્રસૂતી થતી નથી પરંતુ તેથી તે મૃત્યુજ પામે છે એમ કહેવામા આવ્યું નથી અને મૃત ગર્ભના ચિન્હો તો જુદાંજ આ વિષય પુરો કરીને ચરક તથા સુશ્રુતમાં કહેલાં છે, માટે મૃતગર્ભથી આ શુષ્કગર્ભ ભિન્ન છે અને તેમા શાસ્ત્રોક્ત ચિકિત્સા કરવાથી વાતની નિવૃત્તિ થાય છે તેથી ગર્ભનાડી પાછી શુષ્ક મટીને વિકાસ પામે છે અને તેથી ગર્ભને માતાના આહાર રસનું પોષણ મળવા માંડે છે અને તેથી ગર્ભ વૃદ્ધિ પામે છે. એ વાત શાસ્ત્રથી, અનુભવથી અને તર્કથી તો સિદ્ધ છે પરંતુ તે શાસ્ત્રીય વિચારને નહીં સમજનારાઓ જેઓ ગર્ભને મૃત્યુ પામેલો સમજે છે તે તેઓની ગેરસમજ છે માટે તેમને સવિનય પ્રાર્થના કરવામા આવે છે કે તેમણે એક વખત ફરીથી કહેલો બધો વિષય ઉક્તગ્રન્થોમા જોઇ જવો અને પછી જે નિશ્ચય થાય તે લોકોમા પ્રસિદ્ધ કરવો આ લેખ કોઇના મતનું ખંડન કરવા લખાએલ નથી પરંતુ પ્રાચીન આયુર્વેદીય મતનું ખંડન થતું અટકાવવાને અને તેનું ગૌરવ સાચવી રાખવાને લખાએલ છે માટે તે પ્રાચીન મતમા કોઇને ઊહાપોહ કરવા મરજી હોય તો તેમણે ખુશીથી કરવો કારણકે તેમ થવાથીજ સત્ય શું છે તે જણાઇ આવે છે.

પાશ્ચાત્ય પંડિતોના અનુભવમા ઉપરના વિચારો આવ્યા ન હોય તેથી કરીને પ્રાચીન શોધકોનો મત ખોટો છે એ માનવું એ પણ ભ્રમભરેલું છે. કારણકે આ સિવાયના બીજા ઘણા એક વિચારો નવીન શોધકોના કરતા પ્રાચીન શોધકોના ભિન્ન છે અને તેથી પ્રાચીન વિચારો અસત્ય છે એમ માનવું એ ખોટું છે કારણકે નવીન શોધકો પોતાની શોધક બુદ્ધિથી સત્યને શોધે છે તેથી તેમને જ્યારે તે તે વસ્તુનો અનુભવ થશે ત્યારે તેઓ પણ તે તે વસ્તુનો જરૂર સ્વિકાર કરશે પણ જ્યાસુધી તેમને તે વસ્તુનો પ્રત્યક્ષ અનુભવ થયો નથી ત્યાસુધી તેઓ કબુલ ન કરે તેમા તેમનો દોષ નથી જો કે તેઓ હમણા સુધી અનુભવ ન થવાથી કબુલ ન કરતા હોય પણ અનુભવ થયે જરૂર કબુલ કરશે કારણકે

તેઓ સત્યના શોધક છે. અને એ પ્રમાણે તેમણે ઘણાએક નવાં જણાએલાં સત્યોને સ્વીકાર્યાં છે. અને સ્વીકારતા જાય છે

પ્રાચીન આયુર્વેદજ્ઞ પુરૂષોના કેટલાએક વિચારો હમણાં સુધી નવીન પાશ્ચાત્ય શોધકોના અનુભવમાં આવ્યા નથી તેનાં થોડાંએક ઉદાહરણો અમે નીચે આપીએ છીએ.

સુશ્રુત શારીરસ્થાન અધ્યાય ૨ જામાં જણાવ્યું છે કે ऋतुस्नाता तु या नारी स्वप्ने मैथुनमावहेत् । आर्तवं वायुरादाय कुक्षौ गर्भं करोति हि ॥ ઋતુસ્નાતા થએલી સ્ત્રીને સ્વપ્નમાં પુરૂષ સંયોગ થાય તો વાયુ તેના રજને ગ્રહણ કરીને ગર્ભાશયમાં ગર્ભ કરે છે. વળી यदा नार्यावुपेयातां वृषस्यन्त्यौ कथञ्चन ॥ मुञ्चन्त्यौ शुक्रमन्योऽन्यमनस्थिस्तत्र जायते ॥ રતાર્થિની બે સ્ત્રીઓ પરસ્પર જ્યારે સંયોગ કરે અને પરસ્પર એકબીજામાં પોતાના શુક્રનો પ્રવેશ કરે ત્યારે તે પિતૃજન્ય અસ્થ્યાદિરહિત ગર્ભ ઉત્પન્ન થાય છે. સુશ્રુતમાં નિદાનસ્થાનના ૩ જા અધ્યાયમાં અશ્મરી નિદાનમાં चतस्रोऽश्मर्यो भवन्ति श्लेष्माधिष्ठानाः तद्यथा श्लेष्मणा वातेन पित्तेन शुक्रेण चेति । કફમાંથી ઉત્પન્ન થનારી ચાર અશ્મરી થાય છે. ૧ કફ વડે, ૨ વાયુ વડે, ૩ પિત્ત વડે, ૪ શુક્ર વડે પ્રથમની ત્રણ બસ્તિ મુખમાં થાય છે અને શુક્રાશ્મરી મેઢ્ર અને વૃષણના મધ્યમાં શુક્ર વડે ઉત્પન્ન થાય છે એમ પ્રાચીન આયુર્વેદાચાર્યોનું માનવું છે તેનો હાલના નવીન શોધકોને અનુભવ ન હોવાથી સ્વિકાર કરે નહીં તેથી શુક્રાશ્મરી થતી નથી એમ મનાય નહીં કારણકે પ્રાચીન વિદ્વાનોને તેનો અનુભવ થયા પછીજ તેમણે ગ્રંથમાં લખેલું હોવું જોઈએ. તેજ પ્રમાણે નવીન શોધકો સમગ્ર વ્યાધ્યુત્પત્તિનું મુળભુત વાતાદિ દોષોનેજ કબુલ કરતા નથી તેથી દોષોની કલ્પના મિથ્યા છે એમ કોઇ પણ આયુર્વેદજ્ઞ વિદ્વાન્ કબુલ કરશે નહીં. માટે પાશ્ચાત્ય શોધકો છોડ પાલવે છે એ વાતને કબુલ ન કરે તેથી આયુર્વેદ શાસ્ત્રમાં એ વાત નથી તથા છોડ પાલવતું નથી એ વાત સિદ્ધ થતી નથી. કારણકે આયુર્વેદના પ્રસિદ્ધ ત્રણે ગ્રંથોમાં શુષ્ક ગર્ભને પુષ્ટ કરવાના ઉપાયો લખ્યા છે અને તેથી શુષ્ક થએલો ગર્ભ પુષ્ટ થાય છે એમ શાસ્ત્રથી સિદ્ધ છે એટલુંજ નહીં પણ ભાવનગરના વિદ્વાન અને અનુભવી ઘણા વૈદ્યોને તેનો બહુ અનુભવ છે માટે તે અનુભવ આયુર્વેદજ્ઞ વિદ્વાનોની જાણને માટે નીચે આપીએ છીએ જેથી તેમનો સંશય દૂર થાય અને આયુર્વેદોક્ત ચિકિત્સામાં પ્રવૃત્ત થાય અને તેથી પ્રજાને લાભ થાય.

**દાખલો ૧**—આજથી ૧૭ વર્ષ પહેલાં ભાવનગરના રહીશ વડનગરા નાગર ગૃહસ્થ સવાઇલાલ ગીરજાશંકરની દીકરી સૌ. વીજળી બેનને પ્રથમ એક પ્રસવ થઇ ગયા બાદ ૧૮ વર્ષે ગર્ભાધાન થયું હતું તેને ૭ માસ થતાં સુદાએને છોડ થઇ ગયું હતું તેણે ઇંગ્રેજી અભ્યાસ કરેલી ડૉક્ટર સ્ત્રીઓને અને દેશી સુયાણીઓને બતાવી ખાત્રી કરી હતી કે અંદર છોડ થઇ ગયું છે તેને ઇંગ્રેજી દવા કરી હતી તેથી તે નીકળી ગયું નહોતું તેમ

વૃદ્ધિ પણ પામ્યુ નહોતુ દેશી સુયાણીઓએ દવા કરી હતી તેથી પણ કાઇ લાભ થયો નહોતો પછીથી ભાવનગરના વિદ્વાન્ વૈદ્ય લક્ષ્મીશંકર નરોતમને બતાવવાથી તેમણે અશ્વગંધા ચૂર્ણ તોલો ૦ાા એ પ્રમાણથી બે વખત દુધ સાથે થોડી સાકર નાખીને બે માસ સુધી આપ્યુ હતુ તેથી બીજે મહીનેથી ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો હતો ને પ્રસુતી થતા સુધીમા બે વર્ષ થયા હતા પ્રથમ ગર્ભાધાન થયા પછી ગર્ભસ્રાવ થયો નહોતો તેથી અહીં નવીન ગર્ભાધાનની શંકા નહોતી.

**દાખલો ૨**—ભાવનગરના જુના પ્રસિદ્ધ ડાક્ટર મહીપતરામ ગોવીંદરામ એલ. એમ એન્ડ એસના ધર્મપત્નીનો છે તેમને ૧૪ મે વર્ષે શ્રીમત આવ્યુ હતુ તેમાથી શ્રીમત કર્યા પછી ગર્ભ સુકાવાથી છોડ થઇ ગયુ હતુ તેને માટે ભાવનગરના પ્રસિદ્ધ અને વૃદ્ધ ડાક્ટર બરજોરજીએ ઇલાજ કર્યો હતો મીડવાઇફના હાથથી ઇલાજ કર્યો હતો પોતે જાતે પણ દવા આપી હતી અને દેશી સુયાણીઓએ ઉપાય કર્યા છતા ગર્ભ પડી ગયો નહોતો તેમ વૃદ્ધિ પણ પામ્યો નહોતો. તેથી ઉપાયો બંધ કર્યા હતા પછી કુદરતથી પોતાની મેળેજ એ ગર્ભ પુષ્ટ થયો અને ૨૭ મા વર્ષમા કન્યાનો પ્રસવ થયો જે હાલ હયાત છે ગર્ભાધાન થયા પછી આ ગર્ભને પ્રસવ થતા ૧૩ વર્ષ થયા હતા અને ત્યાસુધી ફરકવુ વગેરે ગર્ભના ચિન્હો જણાતા હતા.

**દાખલો ૩**—લાખણકા ગામના ખવાસ મેઘાની દીકરીનો છે તેને બાવીસ વર્ષની ઉમ્મરે ગર્ભાધાન થયા પછી ૭ માસે ગર્ભ સુકાઇ જવાથી છોડ થઇ ગયુ હતું પછી ભાવનગરના વિદ્વાન્ વૃદ્ધ વૈદ્ય શુકલ હરીશંકર ગીરજાશંકરે તેને અશ્વગંધા વરધારો અને મોચરસ એ ત્રણનું ચૂર્ણ દુધ સાથે આપ્યું હતું તેથી તેને આશરે બે વર્ષે પુત્ર પ્રસવ થયો હતો.

**દાખલો ૪**—ભાવનગરના પ્રસિદ્ધ વૈદ્યરાજ ભટ્ટ ભાઇશંકર કલ્યાણજીના હાથથી બનેલ છે તેમના મોટા ભાઇ યજ્ઞેશ્વરના વહુને ૭ મહીને ગર્ભ સુકાઇ ગયો હતો તેની ચિકિત્સા વૃદ્ધ વૈદ્યરાજ ભાઇશંકર ભટ્ટજીએ કરી હતી તેથી બે વર્ષે પુત્ર પ્રસવ થયો હતો જે હાલ હયાત છે કે જેની ઉમ્મર અત્યારે ૫૫ વર્ષની છે આ સિવાય બીજા પણ ઘણા દાખલાઓ છે પરંતુ વિસ્તારના ભયથી લખ્યા નથી ॥ इति शिवम् ॥

# કવિરાજ ગણનાથસેનનું ભાષણ.

(ગયા અંકના ૯૨ પાનાથી આગળ ચાલુ).

માટે વિલુપ્ત થયેલા ગ્રન્થો બની શકતા દરેક પ્રયાસે ખોળો અને પ્રકાશક કરો. દુષ્પ્રાપ્ય કે દુર્લભ ઔષધો જાણો અને ઉપયોગ કરો, પ્રાચીન ગહન ગ્રન્થોના ગૂઢાર્થ પ્રકાશિત કરો, પરંતુ એટલું ભૂલશોમાં કે આપ્તાગમથી વિશુદ્ધ થયેલી બુદ્ધિ વડે નવું નવું જ્ઞાન મેળવવા અને પોતાના પ્રયત્નો વડે લોકોમાં આયુર્વેદનો ઉત્કર્ષ સ્થાપવાનો આ સમય છે.

પાશ્ચાત્ય જ્ઞાનવિજ્ઞાન જોઇને જેની આંખો ચમકી ગઇ છે એવા આજના લોકો માત્ર પ્રાચીન વૈદ્યકના ઉત્કર્ષની વાતો કરવાથીજ વર્તમાન વૈદ્યના ઉત્કર્ષમાં વિશ્વાસ નહીં રાખે માત્ર મહારાજાધિરાજના વંશમાં હું જન્મ્યો છું એમ કહેવા માત્રથી ફાટલ કપડાં પહેરેલા મનુષ્યને, શ્રીમન્તો માન આપતા નથી. ખરેખર પોતાના પૂર્વજોના ઉત્કર્ષના જ્ઞાનથી અભિમાન વધે છે પણ તરત ગુણો નથી આવી જતા. માટે હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે ભલે પ્રાચીન ગૌરવોને યાદ કરો પણ જાતે ગુણ મેળવવાનો પ્રયાસ કરો. જેથી શલ્યશાલાક્ય વગેરે કર્મમાં હુશીઆર આપણા વિરોધીઓ (ડાક્ટરો) 'તે પૂર્વજોના આ વંશજો તો આવા છે' એમ હસે નહીં.

હજી આપણી ગુણસંપત્તિ માટે ઘણું કરવાનું છે. ઔષધોનો પરિચય થવા માટે ભેષજ સંગ્રહો Drug museums) અને ઔષધોદ્યાનો (Botanical gardens); ઔષધોના ગુણોની પરીક્ષા કરવા માટે અને ઔષધોના ગુણોના સંસ્કારો દ઼ઢ કરવા માટે ભેષજગુણ પરીક્ષાલયો (Pharmacological Laboratories); રોગનાં સ્વરૂપને બરાબર ઓળખવા માટે, ચિકિત્સામાં કુશળતા મેળવવા માટે, દરેક રોગ માટે ઔષધની શક્તિની પરીક્ષા કરવા માટે, રોગીઓની રક્ષા માટે અને શિષ્યોને ભણાવવા માટે આરોગ્યશાળાઓ અને ધર્માદા દવાખાનાઓ (Indoor Hospitals and out door Dispensaries); શરીરના અવયવો જોવા માટે શવચ્છેદાગારો અને શારીર વસ્તુઓના સંગ્રહો (Dissection rooms and Anatomical Museums), વિકૃત શારીર જાણવા માટે વૈકૃતશારીર વસ્તુ ગૃહો Pathological Museums); રસાદિના સંસ્કાર માટે પ્રાચીન પદ્ધતિની રસશાળા અને એની બાજુમાંજ વસ્તુનું સ્વરૂપ જાણવા માટે નવીન પદ્ધતિની રસશાળા (Chemical and Pharmaceutical Laboratories) સ્થાપવાની અતિશય જરૂર છે. બીજાં વિજ્ઞાનાલયો પણ બની શકે તેમ ઉભાં કરવાં જોઇએ.

અને દરેક વસ્તુ મળી શકે-તેમ હોવાથી તેમજ-ઉપર બતાવેલી તાવની દવા દરેક જાતનો તાવ ત્રણ દિવસમાં મટાડે છે. જેથી પ્રસિદ્ધ કરવામાં આવી છે.

# રસાદિ જટિલ પ્રયોગ સંગ્રહ.[1]

ગ્રન્થકર્તા—વ્યાસ દામસુત નથુરામ શર્મા મુ. જામ મેવાસા, વિ. સં. ૧૮૨૫, વૈશાખ.
ભાષાંતરકાર--આર્યવૈદ્ય મયારામ સુંદરજી જેતપુર.

### ઇશ્વરસ્તુતિ.

મનુષ્યોના રોગરૂપ દુઃખનો નાશ થવાને માટે રસાયનરૂપ રસાદિ પ્રયોગ સિદ્ધિ સારૂ આ ગ્રન્થના પ્રારંભમાં પ્રથમ મમ હૃદયમાં પરમાત્માનું ધ્યાન ધરૂં છું કે જે આ ગ્રન્થરૂપી મારૂં લોકકલ્યાણી કાર્ય સફળ થવામાં સહાય કરે.

### ગ્રન્થ પ્રયોજન.

વિવિધ પ્રાપ્ત વૈદ્યોના સ્વાનુભવના જટીલ રસાદિક ઔષધ પ્રયોગ જણાએલ છે તે આ વૈદક ગ્રન્થમાં મનુષ્યના રોગોની શાંતિ થવાના હેતુથી તે વિધિ ગુણ વજન અનુપાન વગેરે માહીતી સહિત સંગ્રહ કરવામાં આવેલ છે.

### રસજન્ય રસાયનના મુખ્ય ગુણ.

રસ-રસાયન યોગવાહિ, જરા તથા રોગનો નાશ કરનાર, વિકૃતિ પામેલા વાયુ પિત્ત ને કફને શુદ્ધ કરનાર, પૌષ્ટિક, આયુષ્ય દૃઢ કરનાર એવા મુખ્ય ગુણ રસાદિ ઔષધોમાં બનાવનાર રસરાજમાં પ્રત્યક્ષરૂપે છે.

### પારદના પ્રયોગ નામો વિષે.

રસેંદ્ર. પારદ, સૂત, હરજ, સૂતક અને રસ એટલાં બુદ્ધિવાને પારાનાં યથાર્થ નામ રસકર્મને વિષે હોય ત્યાં જાણવાં

### પારદ શોધન ગુણાદિ વિષે.

પારદ (રસૌષધરૂપે) સર્વ રોગને મટાડનાર તથા પુષ્ટ બનાવનાર છે. જેથી સૂત વૈદ્યોએ તેના ઔષધ કલ્પોમાં સાધિત થવું. એથી શરીરની તથા સુવર્ણાદિ ધાતુઓની સિદ્ધિ થઇ શકે છે.

[1] આ ગ્રન્થ મૂળ શ્લોકમાં છે તેનું ગુજરાતી ભાષાંતર રા. રા. મયારામભાઇએ કર્યું છે. હાલમાં ભાષાંતર આપીએ છીએ તે પુરૂં થયે મૂળ શ્લોકો છપાશે. ગ્રન્થકર્તા ઔદીચ્ય ખરેડી સમવાય, આશાવલ્લા (ભાયાણી) વ્યાસ, વત્સગોત્ર જામ કંડોરણા તાલુકે, મેવાસા ગામમાં વિક્રમ સંવત ૧૯૨૫ માં થઇ ગયા.

## પારદ યોજના કરવા વિષે.

શોધેલો શુદ્ધ પારદ અથવા હિંગળામાંથી કાઢેલો પારદ રસ પ્રયોગોમાં યોજવાથી રોગોનો નાશ કરે છે. તથા કાંતિ પુષ્ટિ અને બળને આપે છે.

## રસૌષધ પ્રયોગ ગુણાદિ.

પારદવાળાં ઔષધો રોગહર, યોગવાહિ (જેવી ઔષધી કે જેવા અનુપાન સાથે યોજવામાં આવે તે પ્રમાણે ગુણ કરનાર) અમૃત સમાન, શરીર મધ્યેના રસની વૃદ્ધિ કરી દરદરૂપે જામેલા (શોથરૂપી) રસ વડે થયેલા રોગોને ગાળી કમ કરી સુકવી મટાડે છે. જેથી તે રસશોષક પણ કહેવાય છે. વળી તે કૃમીઘ્ન હોવાથી દ્રશ્ય અને અદ્રશ્ય કૃમી (જંતુ) નો નાશ કરે છે. અને આમનાશક હોવાથી કાચા આમરસ વડે શરીરમાં થયેલા સંધીવાયુ શરદી, સસણી, કફ, પિત્ત વગેરે રોગોને મટાડે છે. તે રક્ત શોધક હોવાથી લોહીને વિકૃત મટાડી શુદ્ધ બનાવે છે. તથા યકૃત (કાળજા) ના રોગ અને શોથ (સોજા) ને મટાડે છે અને યકૃતમાં પિત્તના થએલા જમાવને નીચોવી આમરસતે નીચે લાવી દસ્તરૂપે નિકાલ કરે છે તથા કુષ્ટ રોગ અને ત્વચા રોગને મટાડે છે.

## પારદ શોધન સંસ્કારાદિ.

આખો ચોખો હીંગળો લઇ ખરલમાં પરતી તે સાથે અષ્ટાંશ લોહચૂર્ણ મેળવીને પછી લીંબુ રસ વડે વાટી સુકવીને પછી કપડમટ કરેલ ડમરૂયંત્રમાં પેક કરી ચુલે ચડાવી તે નીચે બે પ્રહર સુધી તીવ્ર અગ્નિ આપી પકવવાથી અને પાકતી વખતે યંત્રને ઉપલે મથાળે જળપોત મુકવું.) જારી રાખવાથી યંત્રમાં તેમના ઉપલા પાત્રમાં પારદ વરાળ જામીને એકઠી થાય છે તે શીતળ થયે નીચે ઉતારી યંત્ર આડો કરી યંત્રનું કપડમટ ત્રોડી ઉપલા પાત્ર મધ્યે જામેલ પારદને વાળા પીછી વતે ધરવડી એકત્ર કરી તેમાંથી કાઢી લઇ શીશી કે શીશામાં ભરી બુચ દઇ સાચવવો. આમ મેળવેલો પારદ શુદ્ધ હોવાથી તેનું શોધન કરવું પડતું નથી અને તે દરેક રસાદિ ઔષધ પ્રયોગોમાં વાપરવો નિર્ભય છે. તે ઘટતા વજને ઔષધ સાથે સુક્ષ્મરૂપે મેળવીને વાપરવાથી અનેક રોગને મટાડવાને સમર્થ નિવડે છે.

## પારદની કજ્જળી અને પર્પટિની કૃતિ.

પારદને ગંધક સમભાગે લઇને ખરલમાં મર્દન કરવાથી કાજળ પ્રમાણે શ્રેષ્ટ કાળા રંગની **કજ્જળી** નામધારી રસ બને છે તે ઘી લગાવેલ લોહપાત્રમાં નાખી ચુલાપર મુકી બોરડીના લાકડાના તાપ વડે ઉષ્ણ કરવાથી તેનો રસ થાય છે તેને ગાયનું છાણ જમીન ઉપર થાપડી તે ઉપર કેળનું પાન બેસતું કરી તે ઉપર તરત ઢાળી તે ઉપર તરત બીજું કેળનું પાન મુકી તે ઉપર ગાયનું છાણ દાબવું. ઠારવાથી મુર્છિતપારદ નામનો શ્રેષ્ટ **પર્પટી રસ** બને છે. તેનેજ **રસપર્પટી** કહેવામાં આવે છે. (અપૂર્ણ).

# પોંચ અને અભિપ્રાય.

૭ ચેરાગ (ગુજરાતી)—પારસી કામનું ધાર્મિક જ્ઞાન ફેલાવેનારૂં આ ઘણું ઉત્તમ માસિક છે દરેક માણસે પોતાનો પરંપરાનો કે પોતાના શાસ્ત્રમાં નિર્માણ કરેલો ધર્મ પાળવો જોઇએ અને તે ધર્મનું ખરૂં રહસ્ય સમજવું જોઇએ. પારસી કોમ એ વેપારી અને રાજ-કર્તા કોમ સાથે વધુ પરિચયમાં આવતાં ઘણે ભાગે પોતાનો ધર્મ ભુલતી જાય છે એમ જણાય છે તેઓને પોતાના ધર્મને પવિત્ર માર્ગે દોરવવા માટે આ માસિક ઘણું ઉપયોગી છે દરેક ધર્મના અનુયાયીએ એટલે પોતાના ધર્મના રક્ષણ માટે આનુ અનુકરણ કરવું જોઇએ. વાર્ષિક લવાજમ રૂા. ૩, ત્રણ. દસ્તુર કોટેજ લુનસી કુઇ નવસારી.

૮ ચિત્રમય જગત્ (ગુજરાતી)—આ માસિક ત્રણ ભાષામાં પ્રગટે છે મરાઠીમાં તેના ૧૫ હજાર લગભગ વાંચનારા છે એજ તેની ઉપયોગિતા અને પ્રજાપ્રિયતા બતાવે છે. મરાઠીને ધોરણેજ તેની ગુજરાતી આવૃત્તિ પ્રકટ કરવામાં આવે છે સાહિત્ય, ધાર્મિક, ઇતિ-હાસ, વૈદ્યક, જ્યોતિષ, ભુગોળ, રાજદ્વારી વગેરે વિષયોના તેના લેખો એટલા બધા મોહક અને જનમનઃકર્ષક છે કે એક વખત હાથમાં લેનાર પુરૂં વાંચી લીધા પહેલાં છોડી શકતો નથી. લડાઇ શરૂ થયા પછી થોડાજ વખતમાં આ માસિક શરૂ થયું હતું તેમાં લડાઇ સંબંધી લેખ કેસરીના સ સંપાદક ન. ચિ. ખાડિલકરની કલમથી લખાયેલા આવે છે અને તે એટલા બધા સાર્વદેશિક યુદ્ધ સ્થિતિ દર્શક આવે છે કે એ લેખ વાંચનાર માણસ આખા મહિનામાં થયેલી યુદ્ધની હિલચાલ અને યુદ્ધને લીધે થયેલું જગતનું પરિવર્તન સમજી જાય છે. ધાર્મિક લેખો સનાતન ધર્મને અનુસરતાં છતાં નવીન પરિસ્થિતિને ઘટે તેવા આવે છે અને બીજા દરેક લેખ અથવા લેખની પ્રત્યેક લાઇન સાહિત્ય પ્રેમી વિદ્વાનોને આનંદ આપે તેવી અને નવયુવાનોને બોધ સાથે જ્ઞાન આપે તેવી હોય છે. સ્ત્રી પુરૂષો અને વિદ્યાર્થીઓ તેમજ દરેક ધંધાદારી માણસે મગજને એક પ્રકારનો આનંદ આપવા અને સાર્વદેશિક જ્ઞાન મેળવવા આ માસિક વાંચવા ભલામણ છે. તે સાથે દરેક લેખનું રૂપ અંતઃકરણમાં ઉતારનારૂં ચિત્ર પણ હોય છે. આવા ઉપયોગી માસિક રાજદ્વારી નીતિમાં લોકમાન્ય તિલકને અનુસરતું છે એ વધુ આનંદ આપનારી બાબત છે આ માસિકનું વા. લ' ગ્લેજ કોપીના ૫-૮-૦ સાદી કોપીના ૩ ૮-૦ છે. ચિત્રશાળા પ્રેસ પુના સીટી.

૯ આત્માનંદ પ્રકાશ (ગુજરાતી માસિક)—જૈનધર્મનું પ્રતિપાદન કરનારૂં અને તે તે ધર્મના રહસ્યો સમજાવનારૂં આ માસિક તેના અનુયાયીજનો માટે ઉત્તમ કામ કરે છે તેના લેખક ઘણા મુનિઓ અને સાધુઓ છે. સિવાય બીજા વિદ્વાનોના લેખો પણ આવે છે. આ માસિક જૈનધર્મ પ્રતિપાદક છતાં દરેક ધર્મ સાથે ભ્રાતૃભાવથી વર્તવાની જરૂરી પિછાને છે તેમ તેના લેખો અન્ય ધર્મીઓ માટે પણ ઉપયોગી જણાય છે. (વિશેષ હવે પછી.)